



# અનારકલી.



## પંજાબની એક ખુબસુરત નાયકણ.

રચનાર

ડી. એન પટેલ, જી. બી. વી. સી.

[illegible]

[illegible]

[illegible]

[illegible]

આવૃત્તી પેહલી

મુંબઇ:

ધી રીપન પ્રીંટીંગ પ્રેસ કંપની, લીમીટેડ.

અકટોબર, ઈ. સ. [illegible]

# ADVERTISEMENTS.

# જાહેર ખબરો.

## પીરોજશા દીનશાહ મુકાદમના બુક—ડીપોમાં વેચાતાં વારતાનાં વાંચવા લાયક પુસ્તકો.

ઠેકાણુ—કોટમાં, ચર્ચગેટ સ્ત્રીટ, મુંબઇ.

- સીપાહ બચ્ચાની સજની... .... ૧- ૪-૦
- દીલખુશ અથવા રમુજે ફુરસત .... ૧- ૪-૦
- પેરે બોલુ પંચો ૨, ભાગમાં .... ૧- ૦-૦
- રમુજ સંગ્રહ. .... .... .... ૧- ૦-૦
- તજકરતુલહુકમ યાને યુનાની અને ગ્રીક વાદવાનોની જીંદગીનો હેવાલ તથા નશીયતો .... .... ૧- ૦-૦
- લયલા યાને તીલસમાતી બાગ .... ૧- ૮-૦
- અરેબીયન નાઈટસ (૨) ભાગમાં ચીત્રો સાથે ... .... .... ૪- ૦-૦
- ડોન કુવીક્ષોતનો રમુજી કીસ્સો ચીત્રો સાથે .... .... .... ૪- ૦-૦
- ગુલીવરની મુસાફરી ચીત્રો સાથે ૩- ૮-૦
- પીરોજ બચુ વગેરે .... .... ૧- ૦-૦
- નરગીસ એક રસીલી વારતા (બેત-બાજીમાં) ... ... ... ૦- ૬-૦
- જનાનખાનાની બીબીઓ (૨) ભાગમાં કમપલીત.... .... .... ૨- ૦-૦
- હીંદી નાઈટસ અથવા ગ્રેમારાની ગુફા ૧- ૮-૦
- એ તે બેરી એક ચાનક રૂપી વારતા ૧- ૦-૦
- વેલાતી મલાઈન .... .... .... ૧- ૪-૦
- વીક્રમનામુ યાને બતરીશ પુતલીની વારતા .... .... .... .... ૧- ૮-૦
- બાદશાહ અને બીરબલ કલેજા પકડી હસવાની વારતાઓ .... ૧- ૦-૦
- દાદાભાઈ નવરોજીની જીંદગીનો અહેવાલ.... ... .... .... ૦- ૪-૦
- કાવલાની કહાની (૪) ભાગમાં ... ૬- ૮-૦
- શીરીનના સંકટો (૪) ભાગ ) .... ૬- ૮-૦
- પથ્થરના પ્રતાપ .... .... .... ૧- ૮-૦
- સંસાર, એક અતી રસીલી વારતા ૧- ૮-૦
- ગોલાબશીંગ શેકસપીયર કૃત સીમબેલાયનનો તરજુમો .... ૦- ૮-૦
- પાંડુરંગ હરી.... .... .... .... ૧- ૦-૦
- તોપખાનાનો ભંડાર .... .... ૦-૧૨-૦
- તોમી અને હેરી .... .... .... ૧- ૦-૦
- કૌતુક માલા અને બોધ વચન .... ૦-૧૨-૦
- ફીનાનો ભેગ .... .... ... ૨- ૦-૦
- પરસીયન તેલશ.... .... .... ૨- ૦-૦
- બાગે બહાર અથવા ચાર દુરવેશનો કીસ્સો .... ... .... ૧- ૮-૦
- ગુલની લુલ અને બુલનો બેગ .... ૧- ૦-૦
- એશીયાની સદગુણી બાનુઓ ચીત્રો સાથે .... .... .... .... ૧- ૮-૦
- બહાદુર કશો અને અનાથ તારા ૧- ૦-૦
- કોરદેવા શેહેરનુ મોટી યાને સુંદર ગ્રેમોશ .... .... .... ... ૦- ૪-૦
- હોરાંગ બાગ .... ... ૨- ૦-૦
- ગુલી ગરાબ ૬ ભાગમાં સાથે ... ૪- ૮-૦
- હોમલીબાઈની વાયજ ... ... ૧-૧૨-૦
- બજાને હેકાયત ... ... .... ૧- ૪-૦
- ટીપુ સુલતાન એક અતી રસીલી વારતાનું પુસ્તક... ... .... ૩- ૦-૦
- હાજી બાબા ઈશફાની .... ... ૧- ૪-૦
- કાલાં મેંઢા ૩ ભાગમાં દાકતર પટેલ કૃત ૧- ૮-૦
- વીકટર આલબમ .... .... .... ૨- ૦-૦
- અનારકલી .... .... .... .... ૧- ૮-૦
- મારી મસ્તીની મોસમ ... ... ૦- ૮-૦
- ઈનડીયન નાઈટસ.... .... ૦- ૬-૦
- એદલ કકા .... .... .... ... ૦- ૨-૦
- નાના નાવેલો ... ... .... ૦- ૮-૦
- રસીલો રંગ મંડપ... .... .... ૦- ૬-૦
- કુટુંબી કથાઓ ... .... ૦-૧૦-૦
- નુસખા સંગ્રહ ૩) ભાગમાં સાથે.... ૧- ૪-૦

# અનારકલી.

## પંજાબની એક ખુબસરત નાયકણ.

રચનાર

દી. એન. પટેલ. જી. બી. વી. સી.

ત

લૈલા અને તીલેસમાતી બાગની વારતા અને તેના નાટક, રૂસતમ
અને સોરાબ (ઑપેરા), તથા કેનેથ, હાબીલ, ફેરાકન,
હીન્દુસ્થાની રાગ વીદ્યા, તુફાંન, વેલાતનાં કાળાં મેંઢાં
અને વીકટર આલબમના લખનાર.

---

આવૃત્તી પેહલી.

---

મુંબઇ:

ધી રીપન પ્રીંટીંગ પ્રેસ કંપની, લીમીટેડ.

અકટોબર, ઈ. સ. ૧૮૯૫.

# અર્પણ પત્રિકા.

---

## મારાં મેહેરબાન માયાળુ મુંરબ્બીજી

માતુશ્રી ભીખાઇજી,

હું તમારા તાબેદાર ગરીબ બેટા ઉપરનાં
તમારાં અનંત હેત અને પુરના
વિશ્વાષની નહિ ભૂલાય એવી
દિલખુશ યાદમાં તથા
તમારા બેમુલ હઝારો હર્ષિત્ત લાડનાં લાખો
હેશાનની મમતાળુ પિછાંન તરીકે
મારી વાર્તાનું આ ન્હાનું
નિર્જીવ લખાંણ તમોને
અંતઃકરણનાં પ્યારથી
અર્પણ કરવાની
નમનતાઇપૂર્વક રજા ચાહું છું.

હું છું, મારાં વ્હાલાં માતાજી,
તમારો સદા તાબેદાર

બેટા **ધન.**

# કર્તા તરફનો ટુંક ખુલાસો.

મારી આગલી સરવે વારતાઓમા વાંચક વર્ગના ધ્યાન ઉપર જો કોઇબી વારતાએ વધારે છાપ મારીયો હોય તો તે "લૈલા અને તીલેસમાતી બાગ" વાલી "ઓરીએન્ટલ" વારતા છે, જે આજ ઘણાં વર્ષ થયાં લખાઇ છપાઇ જવા છતાં, કુટુંબોમાં આજે પણ ઇનતેજારી અને હુંશેથી વંચાય છે. એટલુંજ નહી પણ એ મારી વારતાનો હરફે હરફ ઉરદુ જબાનમા તરજુમો થવા ઉપરાંત, બરોડા મધે શ્રી સીયાજી નામના મરાઠી પત્રમા એજ વારતાનો ઉતારો કરેલો જોવામા આવે છે. મારા મીત્ર મી० કાવસજી પાલનજી ખટાઉની ફરમાસથી તેમની ઓરીજીનલ આલફ્રેડ નાટક મંડલી માટે, મે ઘટટા ફેરફાર સાથ એજ લૈલાની વારતાને ગુજરાતી નાટક એમને લખી આપ્યો હતો, જે પાછલથી નવી આલફ્રેદ મંડલી સાથ તેમનુ જોડાન થવાથી, હાલમા તેજ ખેલ મજકુર મંડલીએ ઉરદુમા ફેરવી ભજી બતાવવાનુ માથે લીધું છે. હુ ઇચ્છુછ કે વાંચક વરગનુ વ્હાલ ખેચવા અનારકલી, લૈલાના જેટલી ભાગ્યવાન થાય. લૈલા પછી મારી બીજી અનેક વારતાઓ છપાઇ બાહર પડયા પછી, આ "આનારકલી" ની વારતા મેં લખવાની હાથ ધરી. સુધરેલા સંસારના વચલાં, તેમજ આગેવાન મંડલોમા ફેલાયલી બદીના ચીતારો દેખાડનારાં ચીત્રવાલી મારી છેલ્લી નવી વારતા "વેલાતના કાળાં મોંદાં" જયારે છપાઇ બાહાર પડી ત્યારે મારા કેટલાક મીત્રો મને સુચના કરવા લાગ્યા કે "કાળાં મોંઢાં"વાલી વારતા આ સુધરેલી સદીના સડેલા પારસી સંસારનુ આબેહુબ ચીત્ર દેખાડે એવી હોવાથી, તે કોઇ બાહોશ લખનારે હાથ ધરી હોત તો પારસી સંસારમા તેનું "એડેપ્ટેશન" ઘણું સરસ રીતે કરી શકત. માગં કમનસીબે એ સલ્લાહ મને ઘણી અસુરેથી મલી. સબબ તે મને ઘણીજ વાજબી માલમ પડી. તેમના એ ઉતેજનનો લાભ લેવા હું ચુકયો નહી, અને તેજ વખતે મે આ "અનારકલી" ની વારતાને પારસી સંસારનો વેશ આપી મારી કલમની શકતી તપાસવાની મે પેહલ વેહલી કોશેસ કરી. વાચક વર્ગ સામે આ વખત મારી કલમે નવી ધપ પકડી છે, અને મે એક ઇંગ્રેજી વારતા ઉપરથી "એડેપ્ટેશન" કીધુ છે. એક "એડેપ્ટેશન" હોવાથીજ એ મારી સંભાલ ભરી કોશેસને હુ મારી પેહેલી વારતા સમજી પારસી રૈવાજોને તે કેવી અને કેટલી રીતે લાગુ પડી છે, તે વાંચી વીચારવાનુ કાંમ મારા દાનેશમંદ વાંચનારની મુનસફી ઉપર સોંપુ છું.

એક કાંકરે બે પક્ષી મરે, તો તેમા બેવડી મતલબ સરે છે. એ નીયમને અનુસરી મારી વીકટર આલબમ મધે મારાં જણાવ્યા પ્રમાણે આ અનારકલીની વારતા માટે મે દીધા [illegible] કરીથી મારા મીત્ર મી. તારાપોરવાલાને બીજીવાર ફરજ પાડી છે, અને તેમ [illegible] એ મારા મીત્રે મારી અનારકલી ઉપર કરેલી અપક્ષપાત નુકતેચીનીને મે સદાબરી બોલે [illegible] વાચક વર્ગ સમક્ષ રજુ કરી છે.

કાલકાદેવી રોડ, સપટેમબર ૧૮૯૫.

# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં વાર્તાઓનો આજે તોટો નથી, પણ જે કંગાળ "કચરો" દર વર્ષે ગરીબડી ગુર્જર ભાષાને માથે ઠોકાય છે, તેમાં નમુનેદાર વાર્તાઓ તો માત્ર ગણત્રીનીજ હોય છે. સારા લેખકો કરતાં હલકા કલમકસોનું પ્રબળ ગુજરાતીમાં આજ કાલ ઘણું વધી ગયું છે. "સારા" અને "હલકા" નો અહીં અર્થ થવો ઘટે છે. "સારા" યાને કુલમબાજ તથા "હલકા" યાને નવા અથવા કાચ્ચા લખનારાઓ વિષે હું બોલવા માગું છું ગુજરાતી સાહિત્યનાં વધારાના હિમાયતીઓ બારીકબીન નજરે જોતાં આજે જે ફરિયાદ કરે છે, તે એજ છે કે એ ભાષામા પુસ્તકોનો વધારો સંગીન રૂપમાં થતો નથી. કાચ્ચાં લખાણો અને રસ રહિત વિષયોથી ભાષાનું બળ તુટી જાય છે અને આવતી એક કે બે સદી પછી કોઇ લેખક આપણી ઓગણીસમી સદીનું ગુજરાતી સાહિત્ય કેવું હતું તેની બારીકીથી તપાસ કરવા બેશે તો તેને અલબત્તાં અફસોસજ કરવો પડે. ભાષાનો કાયદો તો ગુર્જર સાહિત્યમાં છેજ નહિ, પણ ભાષાનું બંધણ પણ નથી. અમૂક વિષય અમૂક રીતેજ લખાય અને અમૂક રીતે નહિજ લખાય એવું કાંઇ છે ? આજે તો જે જોઇએ તે ગ્રંથકાર! વળી તે પણ પોતાનાં ફાંટાનો ગ્રંથકાર! ઇંગ્રેજીમાંથી ગમે એવા અસંભવિત પ્લૉટોને આપણી દેશી—સંસાર સ્થીતિને લાગુ પાડવાની જ્યારે કોશેષ કરવામાં આવે છે ત્યારે તો એ કહેવાતા ગ્રંથકારો તરફનો સમજુ સજ્જનોનો અણગમો હદને દરજ્જે પુગે છે. પણ મારૂં સ્વતંત્ર મત તો એ છે કે ગુજરાતીમાં એવો કાચ્ચો વધારો—એટલે ખોટો વધારો—કાબેલ નુકતેચીનીઓની સ્વતંત્ર તપાસની ગેરહાજરીને આભારી છે. આજે લાયક લેખકોની કદરજ કયાં બૂજાય છે? પેહલાં વાંચક વર્ગ બુજતો નથી અને પછી આપણા નુકતેચીનીઓ બુજતા નથી! જેઓનાં હાથમાં જાહેર સાંધણો છે, તેઓ "મનનાં રાજાઓ" છે. ઇંગ્રેજીમાં એક પુસ્તક નીકળ્યું હોય તો તે ઉપર વર્તમાન પત્રો કે માસિક ચોપાનિયાંઓ સ્વતંત્ર પણે નુકચીની કરે છે, પણ અહીં તો "કોરે પાંને કારેલું!" મનમા આવ્યું તો બે પાંચડા ચિત્રી માર્યું, ને નહિં તો તેબી નહિં! વળી કેટલાક કહેવાતા "નુકતેચીનીઓ" તો કયારે પેલો પંજામાં આવે ને છટકાંમાં સપડાય કે ચોપડીને નિમિત્તે પાંચ—પચીસ ગાળો ભાંડવાને અને જાહેરમાં હલકો પાડવાને બને, તેની રાહ જોતા બેશે છે! એ રીતે ગુજરાતી સાહિત્યની કંગાળ સ્થીતિ દર દહાડે વધૂ ને વધૂ દયાજનક થતી જાય છે. અલબત્તાં, આમ લખીને હું મારા કેટલાક સ્વતંત્ર મિત્ર—નુકતેચીનીઓને ગેરઇનસાફ કરૂં છું, પણ મારે કહેવું જોઇએ કે તેમની આંગળીનાં વેઢા પર ગણાય એટલી ન્હાની—ભાગ્યે પાદજન જેટલી—સંખ્યાને વેગળી છોડતાંબી મારી ફરીયાદ જેમની તેમ ખડી રહે છે! મેં એવી રીતે આજે મારા ભાઇબંધ નુકતેચીઓને આ ટાંગુ લગાર ચમચમતી "ચોમકી" લગાવેલી હોવાથી, આ પ્રસ્તાવનાં વાંચ્યા પછી તેઓને મારા નાદાન વિચારો ગોળ જેવા ગળ્યાં તો લાગશેજ નહિં અને તેથી મને એકાદ "કીડીનો દર" પણ આગમચથી શોધી રાખવો પડશે એમ લાગે છે!

"અનારકલી" ની વાર્તા એક "ડીટેકટીવ વાર્તા" છે. એમાં પેહલાંથી છેલ્લાં સુધી વાંચનાર મુંઝાયલો રહે છે. મોટાઓ નામે મોટા રહે છે, પણ કામે કેવા ખોટા હોય

છે અને જાહેરમાં પ્રકાશતા એ "સેતારાઓ" બાતનમાં કેવા "સોહતાંનો" હોય છે, તેનો નમુનો "અનારકલી"માં આબાદ મળે છે. એક છુપા દસ્તાવેજને હાથ કરવા માટે જે "ખુન" થાય છે, તે "ખુન"નો ખુની કોણ છે તેને પકડી કાહાડવામાં વાતીનું આખું વણું બહુ ચાલાકીથી ગુંચવાયલું છે.

"અનારકલી"ની વાર્તાએ મને મોટો સંતોષ જે આપ્યો છે, તે એ છે કે, એનો પ્લૉટ, જે પારસી—સંસારી છે, તેમાં પારસીઓમાં નહિ બને એવું કાંઇ નથી. એક વાર્તાની ખરી ખુબી તો તેમાજ ગણાય, કે તેમા જે પાત્રો લીધા હોય તે પાત્રોમા તે બનાવ અસંભવિત નહિ હોય. "અનારકલી" એ કીસમની વાર્તા છે અને તે મેં ત્રણુજ બેઠકમા વાચી પૂરી કીધી છે. મારા મિત્ર ડાકટર ડી૦ એન૦ પટેલ તરફથી આ પેહેલ વેહેલીજ "એડેપ્ટેશન" વાળી વાર્તા બ્હાર પડે છે, જે વાર્તા પારસી કુટુંબોમા જરૂર લોકપ્રીય થઇ પડશે એમ હું ધારૂં છું. એકજ વાતે હું આ "અનારકલી"થી નાખુશ થયો છુ કે તેમા શુદ્ધ-ગુજરાતી ભાષાનું કેટલેક જગે "ખુન" થયું છે! જો હવે પછીની પોતાની જાહેર—શેવામા મારા મિત્ર, ભાષા ઉપર લગાર "કડક—નજર" રાખશે તો એઓની કલમમા એવું જોર છે કે જેવું જોર થોડીજ કલમો ધરાવતી હશે. "અનારકલી" જે ૪૦ પ્રકરણોમા વેહેચાયલી છે, તેમા કેટલાક પ્રકરણો એવાં જોશદાર ભાષામા લખાયલા છે કે જે વાચતા હું જાણે આપણા નામીચા નોવેલીસ્ટ મી. કેખુશરો કાબરાજી કૃત એકાદ વાર્તા વાચતો હોઉં તેમ મને લાગ્યું છે. "અનારકલી"નું "ઇબરામખાનની વીકટોરીઆ" વાળું પેહેલુંજ પ્રકરણ શુરૂઆતથીજ ખેંચાણ કરતું આવે છે. "અનારકલી" પોતે કોણ હતી તે કેવા માર્મિક ગાભામા કર્તાએ સંતાડી રાખ્યું છે અને તે ભેદ જાણવાને કર્તા વાચનારને કવો અધીરો બનાવે છે તે જેઓ આ વાર્તા વાચશે તેઓનેજ સમજાશે.

વળી "અનારકલી"ની બીજી સુંદર ખુબી તેમા જગે—જગયે પુરેલા "લેખક-વિચાર" છે. એક ચિત્ર ચિતારતા તે ચિત્રને બંધબેસ્તી એકજ મુખ્ય બાબદપર કર્તા જે વિચાર આપે છે તે "લેખક—વિચાર" કહેવાય છે અને તેવા વિચારો મેં "અનારકલી"મા જગે જગ જોવાથી એ વાર્તાએ મારૂં વિશેષ વ્હાલ ખેંચ્યું છે. ૪૭ મા સફામાં "ઇનસાફ," ૪૯ માં સફામા "ચિંતા," ૫૩ મા "હુજત" ૫૪ મા "પરણેલી જીંદગી," ૮૩ મા "ખવાસ," ૯૧ મા "અશરાફી," ૯૭ મા "સુખ—દુ:ખ," ૧૦૩ મા "પ્યાર" તથા "પાપીઓ" અને ૧૦૪ મા "આપઘાત" વિષે આપેલા વિચારો કર્તાની કાબેલ્યત દર્શાવે છે.

મુંબઇ શેહેરની કારપોરેશનમા કેવા મેમબરોની જરૂર છે તે વિષે ૫૮ મો સફો એ મંડળ માહેલા કેટલાક "માખમારૂ મેમબરો" ને વાચવા જોગ છે! "અનારકલી"મા "લખી આપેલું લખત" નામના ૩૫ મા પ્રકરણમાં ૯૧ મા સફાઆની બીજી કાલમની ૧૫ મી લીટીથી ૨૬ મી લીટી સુધીના "પપા"ના નાદર સખુનો ગમે એવા સુસ્ત વાચકને ઉશ્કેરે એવા છે. ટુંકમાં, "અનારકલી" પારસીઓમા પ્રીય થઇ પડશે. મારા મિત્ર ડાકટર ડી૦ એન૦ પટેલને આ સુંદર વાર્તા માટે દરેક મુબારકબાદી ઘટે છે.

તારાપોર, સપટેમબર ૧૮૯૫.

દા. એ. તારાપોરવાળા.

# અનારકલી.

## સાંકળીયું.

# "અનારકલી"

ઇયાને

## (ગાંધીની ગુલાં.)

---

### પ્રકરણ પેહલું.

### ઇબરામખાનની વીકટોરીઆ.

"અણે જમાદાર ! ઓ જમાદાર ! ઓ જમાદાર સાહેબ ! અરે કોઇ હએ ઇઆ નહી ? હવાલદાર ! ઓ હવાલદાર !—

"કોણ હાએરે ? કાએ સાંગતોસ. રાતરી દોન વાજતા કાએ કીટકીટ લાવલી ?"

"અરે હવાલદાર સાહેબ, જરા ઇકરે ઇંઆ દાદા ; એ કોણ સા—ની માજી વીકટોરીઆ મધી બસુન ખુન કેલા."

કાએરે ! કાએ સાંગતાસ. કોણી ખુન કેલા ? કોણાચા ખુન ઝાલા !!"

ઉપલી ફરીઆદ ઇબરામખાન વીકટોરીઆવાલાએ દાદરના પુલીસ સ્ટેશન ઉપર જઇ કીધી. હવાલદારનો ઉંઘમાંથી ઉઠી જવાબ દેતાં જીવ ગીયો પણ ખુનનું નામ સાભળતાંજ ડોળા ફાડી વીકટોરીઆવાલાને ઇન્સપેકટર જેકસન પાસ ઉપર લઇ ગયો. ઇન્સપેકટર જેકશન આગલ ઇબરામખાને નીચલી ફરીઆદ નોંધાવી :

"આજ રાતે બાર વાગાને સુમારે હું મારી ગાડી છોડવા કોટમાંથી ભીંડીબજાર તરફ જતો હતો તેટલાં ફ્રાજબાઇ ટાવર આગલ "ધાસલેટ" ના ફાનુસ પાસ ઉભા રેહેલા એક પારસીએ મને તેડીઓ. મેં મારી ગાડી ઉભી રાખી.

તે એક આદમીને પકડી ઉભો હતો. તેણે મને કહ્યું કે આએ માણુસ છાકટો થયો છે, તેને ઘેર પોંહચાડી દે. મેં તેને પુછીઉં શું એ તમારો દોસ્ત છે ? તેણે જવાબ દીધો : નહીં. એ ફુટપાદ ઉપર પડેલો હતો ; મેં એને જેમ તેમ ઉઠાડી ઉભો રાખીઓ છે. તેવામાં પેલા છાકટાએ પોતાનુ મોહોડું ફેરવીયું એટલે પેલા પારસીએ તેનો ચેહરો લાઇટમાં જોઇને તેને પીછાણીઓ. તેજ વખતે તેને પટતો નાખી તે આગલ નીકલી ગીયો.

"આગલ કાહાં ગીયો ?" ઇન્સપેકટરે સવાલ કીધો.

"રામપાર્ટ રો તરફ" ઇબરામખાને જવાબ દીધો અને આગલ બોલવા લાગો. "પેલો છાકટો પારસી જે ફાણુસને અઠીંગી ઉભો હતો તે બડબડવા લાગો 'દાદર ચલાવ.' તેણે ગાડીમાં બેસવાના ઘણા ફાફા મારીઆ પણ ઘણું પીધેલો હોવાથી ચહડી શકાયુ નહીં. મેં તેને નીચે ઉતરી જેમ તેમ મારી વીકટોરીયામાં નાખીયો અને જેવો હું ઉપર ચહડી મારી ગાડી હાકતો હતો તેવામાં પેલો પારસી પાછો મારી સાંમે આવી ઉભો. મેં તેને જોતાંજ પુછાયું : 'તમે આયા તો ઠીક થયું." તેણે મને જવાબ દીધો 'હા હું એને ઘેર પોહોંચતો કરશ.' એમ કહી તે વીકટોરીઆમાં ચહડી બેસા દાદર તરફ મને હાંકવા કહ્યું. મેં તુરતજ ગાડી દોડાવી અને રાણીનો બાગ મુકી જરા આગલ જતાં

તેણે પાછી ગાડી ઉભી રખાવી નીચે ઉતરી પડી તે બોલીઓ: 'એને મારી સાથ પોતાને ઘેર જવા ગમતું નથી. હું પાછો કોટમાં જવસ તું એને દાદર લેઈ જા'. મેં પુછીયું: 'દાદરપર કાહાં સાહેબ' તેણે મને જવાબ દીધો: 'ઇસતેસનના રસતા ઉપર. પણ તું ત્યાં પુગસે તેટલાં તો એ હુશીઆર થઈ જશે અને તું જો એને પુછશે તો તુને ખરેખર ઇધાની આપશે'. તેણે એમ કહી ગાડીમાં પડેલા પારસીને હીલાવી સાહેબ મેહરબાન કરી મને એક રૂપીઓ આપી ભાએ-ખલા તરફ ચાલવા માંડીયું અને મેં દાદરના ઇસતેશન તરફ મારી ગાડી હાંકી. ઇસતેસન આગલ ગાડી ઉભી રાખી મેં પેલા છાકટા પારસીને કાંહાં લેઈ જવા બાબદ ચેં ચાર વખત પુછીયું પણ તેણે મને કાંઈબી જવાબ નહી દીધાથી હું નીચે ઉતરીઓ. તે પોતાના મોહડાં ઉપર રૂમાલ ધાંકી એક ખુનામા અધે-લાઈ પડેલો હતો. તેના મોહડાંપરનો રૂમાલ ખેંચી કાહાડી તેને ઉઠાડવા તેના ખભાં ઉપર હાથ નાખી હાલવીઓ તો તે મરણ પામેલો હોએ એમ મને લાગ્યું, અને તેથી તુરતજ હું વીકટોરીઆ લેઇ હીઆં આવ્યો."

ઇન્સપેકટર જેકસને વીકટોરીયામાંથી પેલા પારસીના મુરદાને બાહાર કહડાવી ચોકીમાં મુકાવી તુરતજ ડાકતરને તેડાવી મં-ગાવીયો. ડાકતરે આવી તપાસ કરી જણાવીયું કે એ પારસી તો બીલકુલ મરી ગયો છે પણ તેના મોહડાં ઉપર ઢાંકેલો રૂમાલ "કલોરોફા-ર્મ"થી ભીંજએલોછે.

મરનારનું કદ પાતલું અને મધીઅમ ઉંચું હતું તેનો ચેહેરો સામરા રંગનો હતો અને દીલમાં કાલો ડગલો તથા સફેદ પાતલુન અને વારનીસના બુત હતાં. તેના ગજવાંમાંથી તેના નામનો કાર્ડ કે કાંઈબી કાગજ તલાશ ક-રવા છતાં નીકળ્યું નહી, તેમજ તેના સદરા કે બદીઆન ઉપર કાંઇ નામ પાડેલું નહી હોવાથી તેનું ખરૂં નામ શું છે તે માલમ પડીયું નહી. પણ મરનારના મોહડાં ઉપરથી કલોરોફાર્મ છાંટેલો રૂમાલ જે મલીયો હતો તે ઉપર "કે. કે" (K. K) એવી નીશાની લાલ હરફે સીવેલી માલમ પડી. ખુન કરનારે જો પોતાનો રૂમાલ વાપડેલો હશે તો જરૂર એ ઉપરથી મુંબઇની પુલીસ તેને શોધી કાહાડીઆ વગર રેહનાર નથી એમ ડાકતરે પોતાનો વીચાર ઇન્સપેકતર જેકસનને જણાવીયો હતો.

ઇન્સપેકટર જેકસને આ ખબર પોતાના વડાને જણાવી અને ડીટેકટીવ પુલીસ બીજે દીવસે આ ખુનનો પતો મેલવવામાં રોકાઈ તથા મરનાર પારસીની લાસ ઉપર વલતે દીવસે સહવારના જુરી ભરાઈ.

## પ્રકરણ બીજું.

### જુરીમાં પડેલી જબાની.

મરનારનાં ખીસામાંથી નીચલી ચીજો મલી આવી હતી. તે કોરોનરની ટેબલ ઉપર ઇ-ન્સપેકટર જેકસને રજુ કરી હતી.

૧. રોકડા રૂપીઆ વીસ.

૨. એક સફેદ કલોરોફાર્મથી ભીંજએલો રૂમાલ, જેની ઉપર "કે. કે." (K. K.) એવા હરફોની નીશાન દોરાથી પાડેલી હતી.

જુરીમાં તપાસ ચાલી. ડીટેકટીવ હન-મંતરાવ જેબી જબાની પડતી તે ખુબ ધ્યાનથી સાંભલતો હતો કે જેથી આ ખુનનો પતો શોધી કાહાડવાનું કામ તેને કોઇ રીતે સેહલ થઈ પડે.

પેહેલી જબાની ઇબરામખાન વીકટોરી-આવાલાની લેવાઈ. તેણે જે જબાની ઇન્સપેકતર જેકસનને લખાવી હતી તે પરમાણે કોરોનર આગલ બોલેબોલ પાછી કેહી, અને કોરોનરે તેને સવાલ કીધો:—

પેલા પારસીનો ડગલો કેવો હતો?

**જવાબ.**—સફેદ ડગલો હતો સાહેબ.

**સવાલ.**—તેનો ચેહેરો તેં જોયો હતો?

**જવાબ.**—નહી સાહેબ. મારી નજર ઘણીખરી મરનાર ઉપર હતી તેથી મેં તેનો ચેહેરો જોયો નહીં.

સ૦ તોબી તારી નજરમાં જેબી હોએ તે જણાવ ?

જ૦ રંગે તે જરા ગોરો હતો. તને થોડી આછી જેવી મુછ હતી. કદે તે જરા ઉંચો હતો.

સ૦ તેં જ્યારે તેને એમ પુછીધું કે મરનારને તે ઓલખેચ કે નહી ત્યારે તેણે શું જવાબ દીધો ?

જ૦ તેણે કેહેયું કે તે તેને બીલકુલ ઓલખતો નથી અને તેને ફુતપાઠ પર પડેલો જોઈ જેમ તેમ ઉભો કીધો છે.

સ૦ પણ પાછલથી તેણે ઓલખીયો ?

જ૦ હા સાહેબ. તેને ઓળખતાજ તે તેને પડતો નાખી રામપાર્ટ શે તરફ ચાલીયો.

સ૦ પણ તેણે પાછલ ફરી જોયું હતું ?

જ૦ મારૂં ધ્યાન નથી સાહાબ, હું ખોહું કેમ બોલું. મનેબી એક દાહાડે મરવું છે, સરકાર !

સ૦ તે પાછો કયારે આયો ?

જ૦ તે હું જાણતો નથી. પણ જેવો હું પેલા છાકટાને ગાડીમાં નાખી ગાડી હાંકતો હતો તેવોજ મેં તેને મારી સામને જોયો.

સ૦ તે શું બોલીયો ?

જ૦ તે બોલીયો હું એને ઘેર પોંહચાડીશ. એટલું કેહી તે ગાડીમા તેની આગલ બેઠો અને મને દાદર તરફ હાંકવા કહ્યું.

સ૦ તે પાછો કયારે ગીયો ?

જ૦ રાણીના બાગ આગલ તે ઉતરી પડીયો.

સ૦ ગાડીમાં કાંઈ ગડબડ કે ઝપાઝપી થઈ હતી?

જ૦ ગાડીની ધમન ચહડાવેલી હતી અને ગડબડ જેવું કાંઈ થયું તું જ નહી.

સ૦ તે જ્યારે પાછો ઉતરીયો ત્યારે કાંઈ ગભરાએલા જેવો લાગો હતો ?

જ૦ નહી સાહેબ. હાથે કરી કોઈના પાપમાં જવું. તે બીલકુલ ગભરાયેલો હતોજ નહી.

સ૦ તેં કેમ જાણીયું કે તે ગભરાએલો નહી હતો ?

જ૦ એમાં જાણવાનું શું વળી. ચાંદની રાત હતી તેથી તેનુ મોહડું સાંપે દેખાતું હતું.

સ૦ ત્યારે તું તેને ઓલખે ખરો ?

જ૦ નહી સાહેબ, તેનો ચેહરો મારા ધ્યાનમાં નથી. હું શું જાણુ કે આવો બનાવ બનશે.

સ૦ વારૂં, જ્યારે તે ગાડીમાંથી ઉતરીઓ ત્યારે તેના કપડાં કાંઈ ચોરાએલા કે ફાટેલાં હતાં ?

જ૦ નહી સાહેબ, તેના દગલાને બતન દીધેલાં હતાં.

સ૦ ત્યારે તે જ્યારે ગાડીમાં પાછો આવી બેઠો તે વખતે દગલો ખુલ્લો હોશે?

જ૦ નહી. પણ જ્યારે રાજાબાઈ તાવર આગલ તેણે મને બોલાવીયો ત્યારે તેનો દગલો છાતી આગલથી ખુલ્યો હતો.

સ૦ જ્યારે તે પાછો આયો ત્યારે તેણે દગલાને બટન દીધેલા હોવાં જોઈએ?

જ૦ હા સાહેબ. મને એમ લાગે છે ખરૂં.

સ૦ રાણીના બાગ આગલ જ્યારે તે ઉતરી પડીઓ ત્યારે તે શું બોલીયો?

જ૦ તે બોલીઓ કે "એને મારી સાથ પોતાને ઘેર જવા ગમતું નથી, હું પાછો કોટમાં જવસ તું એને દાદર લેઈ જા."

સ૦ પણ તેં પુછીયું હશેની કે મરનારને કાંહાં પુગાડવો ?

જ૦ હા સાહાબ, તેણે મને કહ્યું કે દાદર ઈસતેસનના રસતા ઉપર લેઈ જા. તું જઈ પુગશે તેટલા તો એ હુશીઆર થઈ જશે.

સ૦ ત્યારે પેલો પારસી મરનારનું ઠેકાણું બરાબર જાણતો નહી હતો એમ ખરૂં કે ?

જ૦ નહી તેમ નહી સાહાબ. તેણે કહ્યું કે ઈસતેસનના રસતા ઉપર તું લેઈ જા અને તેટલાં એ હુશીઆર થશે અને તું એને પુછજે એટલે એ તુને ઠેકાણું બરાબર દેખાડશે.

સ૦ તેં એ ઉપરથી શું અટકલ કીધી?

જ૦ હું ગરીબ આદમી શું અટકલ કરૂં સાહેબ. હું સમજ્યો કે દાદરના રસતા ઉપર બે એઆર પારસીની કલબો છે ત્યાં કેયે એ રેહતો હશે.

સ૦ પછી શું થયું ?

જ૦ રાણીના બાગ આગલ ઉતરી તેણે મને એવી રીતે કેડી એક રૂપીયો મારા હાથમાં આપી પેલા છોકરા પારસીને સાહેબજી કરી બાએખલા તરફ નીકલી ગયો.

સ૦ તે ગયો તે વખતે તેના ગજવામાં રૂમાલ જેવું તેં કંઇ જોયું હતું?

જ૦ હાજી. રૂમાલે કરી તેણે પોતાના બુટ ઝટકી તેજ રૂમાલે પાછું મોહોડું લુછી તેણે ગજવામાં મુકી ચાલવા માંડયું.

સ૦ તે વખત તુને કાંઇ બીજું તેના આંગ ઉપર દેખાયું હતું?

જ૦ તેના જમના હાથની પેહલી આંગલીએ એક હીરાની વીટી મને દેખાઇ.

સ૦ તુને તે કયારે દેખાઇ ?

જ૦ જ્યારે તેણે પોતાના ગજવામાંથી પાકીટ બાહાર કાહાડી ગાડીના ફાનુસ આગલ ઉઘાડી તેમાથી એક રૂપીયો મને આપવા કાહાડીયો તે વખતે મને તે દેખાઇ.

સ૦ દાદરના ઇસતેશન આગલ તેં કેટલી વખત મરનારને ઉઠાડવા હાક મારીયા ?

જ૦ તરણ એઆર વખત. તેણે જ્યારે જવાબજ નાહીં દીધો ત્યારે હું નીચે ઉતરી ખમનમાં મારૂં માથું ઘાલી મારે હાથે ઉઠાડવા ગીયો પણ તે સુવેલો માલમ પડીયો. તેના મોહડાં ઊપર આએ રૂમાલ ઢાંકેલો હતો.

ઇબ્રામખાનની જબાનીની નોંધ ડીટેકટીવ હનમંતરાવ ઘણી બારીકીથી લેતો હતો.

વીકટોરીયાવાલાની જબાની પુરી થતાં ડાકટર શામરાવે પોતાની જુબાનીમાં જણાવીયું કે હું એક પાસ થએલો ડાકટર છું અને દાદરના ઇસતેશન આગલ હું રેહું છું. મરનારના શરીરને ચીરી મેં તેની તપાસ શુકરવારે કીધી હતી.

સ૦ મરણ પછી થોડેજ કલાકે તમે તે કામ સરૂ કીધું હતું નહી?

જ૦ હા સાહેબ, રૂમાલ ઉપર કલોરોફાર્મનો વાસ માલમ પડતો હોવાથી તથા જેવી રીતે તે મરનારના મોહોડાં ઊપર મુકેલો હતો તે ઊપરથી મારૂં મત એવું છે કે તે કલોરોફાર્મની અમરથી મરણ પામીયો હતો.બાહારના દેખાવપરથી મરનાર ઘણો તનદરોસ્ત દેખાતો હતો. મારામારી કે ઝપાઝપીની કાંઇ નીશાન મને માલમ પડી નથી. મરનારના ભેજાંની તપાસ કરતાં મારી ખાતરી થઇ હતી કે તે ભેજાંના દરદથી બીલકુલ હેરાનગતી ભોગવતો નહી હતો. ફેફસાં, દીલ, વગેરે બીજી ચીજો તનદરોસ્ત માલમ પડીયાં હતાં. સરને રીતે તપાસ કરતાં માહારી ખાતરી થઇ છે કે મરનારનું મોત કલોરોફાર્મની અસરથી નીપજીયું છે.

ડીટેકટીવ હનમંતરાવે એક બીજા વીકટોરીઆવાલાને હાજર કીધો અને તેણે પોતાની જબાની નીચે પ્રમાણે આપી :—

"મારૂં નામ શંકર રાઘુ છે અને નાગપાડા ઊપર હું રેહું છું. હું મારી પોતાની ગાડી હાંકુછું. ભેસપતવારે રાતના હું દાદરની બેપ કરી સુમારે દોહોડવાગે રાતે ગારી છોરવા જતો હતો, તેટલાં રાણીના બાગ આગલથી થોડે દુર એક સફેદ દગલાવાલો પારસી ગોવાલીયાતલાવ તરફ લેઇ જવા કેહી ગાડીમાં ચહડી બેઠો. આટરોડના પુલથી થોડે દુર ઉતરી પડી મને એક રૂપીયો આપી તેણે આગલ ચાલવા માંડીયું.

સ૦ આંટરૌડના પુલ આગલ તે કેટલે વાગે ઉતરીયો?

જ૦ બરોબર બે વાગે.

સ૦ તેં કેમ જાણીયું કે બરાબર બે વાગા હતા?

જ૦ રાત મોડી હતી, ને સરવે ચુપચાપ

હતું તે વખતે મેં કોઇના ઘરમાંથી ઘડીઆલની ટકોરી વાગતાં સાંભલી.

સ૦ તેં કાંઇ બીજું તે આદમીના આંગ-ઉપર જોયું?

જ૦ હા સાહાબ. જેવી તેણે પોતાની પાકીટ ઉઘાડી મને રૂપીયો આપવા કાહાડીઓ તેવીજ તેના જમનાં હાથની પેહલી આંગલી ઉપર એક હીરાની વીંટી મેં જોઇ.

શંકર વીકટોરીઆવાલાની જબાની પુરી થતાંજ કોરોનરે જુરી આગલ કેસની હકીકત ફરી સંભલાવી.

તેણે જણાવ્યું કે એટલું તો નકકી થયું છે કે આ પારસી કુદરતી મોતે નથી મુવો પણ એનું કોઇએ કલોરોફાર્મ સુંઘાડી ખુન કીધું છે. કોઇબી ચોકસ આદમીએ ખુન કીધું છે એવી જબાની હજી સુધી રજુ થઇ નથી, પણ તેવી જબાનીની ગેરહાજરીમાં પેલા સફેદ દગલાવાલા પારસીના ઉપર આપણો શક દેખીતી રીતે જવો જોઇએ, કે જે રાજાબાઈ ટાવર આગલથી ઇબરામખાનની ગાડીમાં પોતા સાથ મરનારને લેઇ બેટો હતો. મરનારનું ખુન થયું અને ગાડીમાં પેલા સફેદ દગલાવાલા પારસી સાથ તે બેટો તે વખતે તે તનદરોસ્ત અને જીવતો હતો એ તો સાબેત થઇ ચુક્યું છે, જો કે તે વખતે તે પીવેલો હતો. પણ રાણીના બાગ આગલ પેલા અનજાણા પારસીના ઉતરી જવા પછી વીકટોરીઆવાલા ઇબરામખાનને દાદરના ઇશતેસન આગલ તે મુવેલો માલમ પડીઓ અને તે વખતે તેના મોહોડાં ઉપર કલોરોફાર્મવાલો રૂમાલ ઢાંકેલો હતો. તમો જુરીના મેમબરો એ ઉપરથી તમારા અભીપરાએ શું છે તે જણાવો."

પા કલાક વીચાર કરી જુરીના ફોરમેને નીચે પ્રમાણે જવાબ દીધો કે "મરનાર પારસીનું ખુન તા૦ ૨૭મી જુલાઇએ રાતના કોઇ અનજાણા નાંમ નહી જણાએલા માણસે કલોરોફાર્મ સુંઘાડી કીધું છે.

## પ્રકરણ ત્રીજું.

### રૂપીઆ એક હજારનું ઇનામ.

નીચલી જાહેર ખબર મુંબઇના રોજીંદા અને અઠવાડીક છાપાઓમાં મજકુર ખુન થયા પછી છપાઈ હતી.

સરવે ખાસો આમને આ લખી જાહેર કરવામાં આવે છે કે તા૦ ૨૭ મી જુલાઇએ એક વીકટોરીઆમાં કોઇ નામ નહી જણાએલા પારસીનું ખુન થયું છે, જેની લાસ ઉપર દાદરના પુલીસ સ્ટેશનપર જુરી ભરવા પછી એવું મત પડીયું હતું કે, કોઇ અનજાણા નામ નહી જણાએલા શખસે તેનું ખુન કીધું છે મરનાર મધ્યમ કદનો સામરા ચેહેરાનો શખસ છે અને દાબી બાજુ કપાલ ઉપર એક તલ છે. તેનો દગલો કાળો અને પાતલુન સફેદ તથા વારનીશના બુત છે મરનારને એક સફેદ દગલાવાલો પારસી રાજાબાઇ ટાવર પાસથી પોતા સાથે લેઇ વીકટોરીયામાં બેટો હતો. જેબી શખશ અથવા શખસો આ ખુનનો પતો મેલવી આપશે અથવા આ સફેદ દગલાવાલા નામ નહી જણાએલા પારસીને પકડી આપી તેની ઉપર મજકુર ખુનનું તોહમત પુરવાર થાએ એવી બાતમી મેલવી આપશે તેને સરકાર એક હજાર રૂપીઆનું ઇનામ આપવા જાહેર કરે છે.

### હનમંતરાવની હીકમત.

પેલા અનજાણા પારસીના રવાનને કોઇએ પીછાણીયું નહીં, અને અંતે તેના રવાનને દુખમે ચહડાવવામાં આવ્યું. ઘેરે ઘેર આ ખુનની વાત ચાલી રહી અને "દાદરના ખુન" નાં નાંમથી લોક બીહીવા લાગું. સરકારે આ હીકમતી ખુનીને શોધી કહાડવા એક હજાર રૂપીઆનું ઇનામ છપાવીયું પણ ખરા ખુનીનો

પતો કોઇ મેળવી શકીશું નહી. પુલીસને પણ ભારી પડી ગયું. શું મુંબઇ જેવાં સુધરેલા શેહેરમાં વસતીવાલા ધોરી રસતા ઉપર આવી રીતે ખુન થાય અને તે ખુનનો કરનાર સલામત છટકી જાય ?

પણ હનમંતરાવને આ બનાવથી ચટ-પટ થઇ રહી હતી. તેણે આજસુધી મુંબઇ પુલીસમાં વફાદારી અને ચાલાકીથી પોતાની નોકરી બજાવી એવું તો નામ કાહાડેલુ હતું કે ખુદ કમીશનર સાહેબ ભી તેના કામને વખાણતા હતા. ત્યારે શું હનમંતરાવ આવા એક ખુનનો પતો નહીં મેલવી શકશે ? પુલીસ કમીશનરે એ ખુનનો મુદ્દો શોધી કાહાડવાનું કામ હનમંત-રાવને સોંપી દીધું હતું.

હનમંતરાવ હવે પોતાની હીકમત લડા-વવાના વીચારમાં પડયો. તેણે લાંબા લાંબા વીચારો કીધા, પણ જયાંનો ત્યાં. પોતાની દર-એક નવી નવી ગણત્રી આ ખુન કરનારને શોધી કાહાડવા માટે કરવામાં તે નીશફલ થવા લાગયો. સેવટે તે કંટાલી જઇ બોલીયો, “એમ કેમ બને ! જે ચીજનું સેવટ છે એટલે તેની સરૂ-આત તો હોવીજ જોઇએ ! છતાં આ કામમાં મારી અક્કલ થાપ ખાયે છે. એક આદમી છાકટો થઇ “રાજબાઇ ટાવર” ના રસતા ઉપરના ફુટપાઠ ઉપર પડેલોછે—બીજો એક આદમી તેને પકડી ઉભેલો છે અને એક વીકટોરીઆવાલાને બોલાવે છે. પેહેલાં તે તેને ઓલખતો નથી, પણ પાછલથી તેને ઓલખેછે—તેને ઓલખતાંજ તે તેને પડતો નાખી “કોટે કોટ” તરફ ચાલી જાયછે. તે શખ્સ તુરતજ પોતા-નો વીચાર ફેરવી પાછો ફરેછે અને વીકટોરી-યામાં પેલા છાકટાને લઇ બેસી દાદર તરફ ગાડી ચલાવવા કહેછે. કોટ અને ભીંડી બજા-રના રસ્તા વચ્ચે તે પેલા છાકટાને ‘કલોરો ફાર્મ” સુંઘાડી તેનું ખુન કરે છે, અને રાણીના બાગ આગલ પાછો ઉતરી પડી બીજી વીકટો-રીયામાં બેસી ગોવાલીઆ તલાવ તરફ જાયછે, અને ગ્રાંટરોડના પુલની નીચે ઉતરી પડે છે. હવે એ શખ્સને કેમ શોધી કાહાડવો ?

એ શખ્સને શોધી કહાડવા માટે પેહેલાં તો પેલો મરનાર પારસી કોણ હતો તે મારે શોધી કાહાડવું જોઇએ. ત્યાર પછી તેને શું કારણસર મારી નાખીયો તે જાણવું જોઇએ, અને છેલ્લે એ ખુન કોણે કીધું તે શોધી કહા-ડવું જોઇએ. જો પેલો મરનાર પારસી કોણ હતો તે મને માલમ પડે તો પછી તેનું ખુન કરનારને બોલ બોલતાંમાં શોધી કહાડીશ. પેલા ખુનીને એવું તે શું કારણ પડીયું કે પેલા પારસીનું ખુન કીધું; પ્યાર! છત, છત, પ્યારને ખાતર એટલી બધી તો હીંમત કોઇ કરે નહીં. લુટવાનીબી મતલબ તો હોયજ નહી સબબ મર-નારનારના ગજવામાંથી રૂપીયા નીકલીયા છે. કીનો! વેર ! કદાચ એમ હોય ! વેર લેવાના વીચારથી કોઇએ ખુન કીધું હોય એ બની શકે એમ છે.”

તુરતજ હનમંતરાવ પુલીસ સ્ટેશન ઉપર જઇ મરનાર પારસીનો ડગલો તપાસવા લાગો. તેના ગજવાં તપાસતાં કાંઇપણ કાગજ કે બીજું કાંઇ તેને મલ્યું નહી. પોતાની પુરેપુરી નાસીપાસી વચ્ચે હનમંતરાવે મરનારનો ડગલો પાછો મુકી દીધો, પણ પાછો કાંઇ વીચાર આવવાથી તે ડગલો ઉંચકી લઇ તેને ઉલટાવી નાખી તે તપાસવા લાગયો. તપાસ કરતાં ડગલાની અંદરના પડમાં જમની બાજુ ઉપર એક નાહનું સીવી લીધેલું ગજવું તેને માલમ પડયું.

“એ શું !” હનમંતરાવ વીચારમાં પ-ડીયો “આ ગજવું શાંનુ ! આ ગજવું ખરેખર કાંઇ ખાનગી વપડાસ માટે બનાવેલું લાગે છે. આ બનાતના ડગલામાં આવી કીસમનું ગજવું કોઇબી પારસી લોક રાખતા ઇયા રખાવતા નથી. ત્યારે આ પારસીને આવું ગજવું રાખવાની શું જરૂર પડી ! એમા એ શું રાખતો હશે! એમાંથી કોઇએ કાંઇ ચીજ જબરીથી ખેંચી કાહાડેલી લાગે છે, કેમકે ગજવું તુરતનું ફાટેલું હોય એમ દીસે છે. ત્યારે એટલું તો

નક્કી થયું કે મરનાર પોતા સાથ કાંઇ એવી ચીજ લઇ ફરતો હતો કે જે મેલવવા માટે પેલા સફેદ ડગલાવાલા પારસીએ તેનું ખુન કીધું! તેને છાકટો થયલો જોઇ તે તેને ગાડીમાં લઇ બેઠો અને દારૂની ખુમારીમાં પડેલો હોવા છતાં આ અંદરના ગજવામાં છુપાવેલી ચીજ તેણે તેને કાહાડવા નહીં દીધી હશે, તેથીજ તેને કલોરોફાર્મ સુંઘાડી તેણે ઠાર કીધો હશે, અને પેલાં ગજવા માહેલી ચીજ જોરથી ખેંચી કહાડતાં આ ગજવું ફાટી ગયું હશે. જોઇએ.એ તો નક્કી થયું. એમા તો હવે જરાબી શક નથી. પણ તે ગજવામાં શું હતું કે તેને સારૂ પેલા ખુનીએ તેનું ખુન કીધું! મને લાગેછ કે કાંઇ કાગજ આ ડગલાના પડમાં સીવેલું હોવું જોઇએ અને એ કાગજ મેલવવા માટેજ પેલાએ તેનું ખુન કીધું છે. હા, બરાબર, શા માટે ખુન થયુ છે તેબી મેં અંતે શોધી કહાડ્યું. હવે મરનારનું નામ નીશાન મારે શોધવું જોઇએ. દેખાઇતું છે કે મુંબઇમા આ પારસીનું કોઇ વારેસ યા ઓલખીતું કે પીછાણવાલું છે નહીં. સબબ હજી તેને નામની ફોક મુકતું કોઇ બાહાર પડ્યું નથી. પણ તેનું ઠર ઠેકાણું તો હોવુંજ જોઇએ. ખેર, તેનોબી પતો મલી જશે. એક અઠવાડીયું ખુન કીધાને થઇ ગયું છે, અને હજી મરનારને નામની કાંઇ બુમ પડી નથી એ અજબ જેવું છે."

એવી રીતનો વીચાર કરતા હનમતરાવ "ન્યુસપેપર"ની ફાઇલ ઉડલાવવા લાગો, એવું ધારીને કે મરનારનું કોઇ લાગતું વલગતું હશે તો તેણે કાંઇ જાહેર ખબર છપાવી હશે.

જામે જમશેદની "સ્પેશ્યલ શીટ" જાહેર ખબરો તેણે વાંચવા માંડી અને તેવામા એકાએક તેની નજર નીચલી જાહેર ખબર ઉપર પડી.

"ખરશેદજી ખરાસને માલમ થાય જે નાએગામ કરોસરોડ ઉપર આવેલાં હમારા "દાડમબાગ" નામના બંગલાનું ભોંયતલીયું જે તમોએ ભાડે લીધું છે તે જલદી આવી ખાલી કરી નાંખશો તો મેહરબાની થશે."

"ખરશેદજી ખરાસ" હનમંતરાવ ડોલા ફાડી મનમાં બડબડવા લાગ્યો. અને પેલા રૂમાલ ઉપર શું નીશાની હતી તે જોવા ગજવામાથી રૂમાલ ખેંચી કહાડ્યો." એજ! એજ! ક. ક. તેજ મરનાર "ખરશેદજી ખરાસ" અને પેલો કલોરોફાર્મથી ભીંગાયલો રૂમાલ તે તો મરનારનો દેખું!! હવે ખુનીને શોધી કહાડતાં કેટલી વાર!

## પ્રકરણ ચોથું.

### દાડમ બાગ.

વીકાજીના વીલુબાઇ દાડમ બાગના માલેક હતાં. વીકાજી શેઠ પાંચ પઇસે સુખી હતા, પણ શેરસટ્ટાનો "મેનીઆ" જ્યારે મુંબઇમાં પુર ફાટી નીકલીઓ હતો તે વખતે મુંબઇનાં કેટલાક જાણીતા શેઠીઆઓના પડી ભાગવા સાથ તેઓ પણ તે સટ્ટાનો ભોગ થઇ પડીઆ હતા. પણ સારાં ભાગ્યે નાએગામ ખાતે આવેલી "દાડમ બાગ" વાલી તેમની મીલકતનું પોતાના ધણીઆણી વીલુબાઇને નામનું "તરસ્ટ" કરેલું હોવાથી તેમનાં મરણ પછી વીલુબાઇના ગુજરાણનું તે સાધન થઇ પડીયું હતું. એ "દાડમ બાગ" કાંઇ મોટી મીલકત ન હતી. દાદર તરફ જતાં પરેલના રસતા ઉપર નાએગામ તરફ એક મારનો એક નહાનો જેવો બંગલો વીકાજી શેઠે તે વખતે સસતામાં કોઇ પાસ પડાવી લઇ તેને નવેસરથી ગાલી કાહાડી મજબુત પોતાને રેહવા લાએક બનાવી દીધો હતો. બંગલાના આગલા ભાગમાં એક નાહાનો જેવો-બાગ બનાવી તેમાં બેહસ્તી વીકાજી શેઠે દાડમ અને અંજીરના ઝાડ રોપાવીયાં હતાં. વીકાજી શેઠને દાડમ ખાવાનો ઘણોજ શોખ હતો તેથીજ તેવણે દાડમના ઝાડો પોતાના બંગલાના કમપાઉંડમાં રોપાવી તે બંગલાનું નામ તેવણે "દાડમ બાગ" રાખીયું હતું. પણ વીલુબાઇના કેહેવા પરમાણે તેમના ધણી વીકાજી, તે દાડમ કે અંજીર ખાવા પામીઆજ નહીં. તે ઝાડની રોપની કીધા પછી ત્રીજે વરસે

તેઓ એકાએક મરણ પામીઆ. વીલુબાઇ તેમના મરણ પછી "દાડમ બાગ" ના માલેક થયા. પેટે એકબી ફરજંદ નહીં હોવાથી વીલુબાઇને દાડમ બાગમાં વસતી જેવું કાંઇ લાગ્યું નહી, માટે તેવણે પોતાનું રેહેવાનું પેહેલા માલ ઉપર કરી બોંયતલીઉં ભાડે આપવા કાહાડીયું. તેવણે તુરતજ દાડમબાગનું બોંએતલીયું ભાડે આપવા બાબદ જાહેર ખબર છપાવી અને ખરશેદજી ખરાસ નામના કોઇ પારસીએ તે જગો ભાડે લીધી.

હનમંતરાવે પેલી જાહેર ખબર વાંચી તુરત દાડમ બાગ તરફ ચાલવા માંડીયું. વીલુબાઇ બાગમાં ફરતાં હતાં તેવામાં હનમંતરાવે તેવણની સાંમે જઇ પુછયું "બાઇ આ દાડમ બાગમાં હાલ કોણ રહે છે."

"કેમ તુને તેની શું જરૂર છે ?" વીલુબાઇ દંનમાજ બોલ્યાં. "એ તો મુવો, વળી બાઇ મનખને શું દમ ભરાવતો હશે!"

"નહીં બાઇ, હું કાંઇ દંમ ભરાવતો નથી" હનમંતરાવે જવાબ દીધો "તમે જાણતાં નહીં હશો. હું એક પુલીસનું આદમી છેઉં. પેલા ખરશેદજી ખરાસની બાબદમાં જામે જમશેદમા છપાયલી જાહેર ખબર વાંચી હું કાંઇ ખબર મેલવવા આવેલો છેઉં."

"અંહ! આવો, આવો, બાવા, અંદર આવો." વીલુબાઇ હનમંતરાવને બંગલામાં તેડી જઇ બોયતલીએ હોલમા લઇ બેઠા." મરેરે! હું જાણું જે કોઇ ઘાટી ગરી દાડમ અંકુસ તોડવા બાગમાં ઘુસી આયો હશે. પણ બાવા તમે પોલીસનાં માણસ તે તમારો પતો કાંહાં છે જી.

"તમે કાંઇ ન્યુસ વાંચતાં નહી હોવો" હનમંતરાવે કહયું "ખરશેદજીનું કોઇએ ખુન કીધું છે.

"એંહ! બાવા! શું! ખુન!" વીલુબાઇ ચમકી હઠી અચકાતાં અચકાતાં બોલીયાં. "કોણનું!! કોણે કીધું!! જલદી બોલોની બા!"

"કોણે તેનું ખુન કીધું તે શોધી કાહાડવાનું કામ મેં માથે લીધું છે" હનમંતરાવે જવાબ દીધો "તેના ખરા ખુનીને શોધવા હું નીકલીઓ છું. તમે કાંઇ મને મરનાર વીશે જણાવી શકશો બાઇ?"

"અરે મરેરે. સીપાઇ દાદા, પણ તેનુ ખુન, કાંહાં થયું વારૂં?" તેવણે પુછયું.

"ખુન કઇ જગા ઉપર થયું તે હજી ચોકસ જણાતું નથી," હનમંતરાવ બોલીયો. "પણ એટલું તો નકકી છે કે બીંડી બજાર અને રાણીના બાગ વચ્ચે ખુંન થયું છે. ખરશેદજીને રાજબાઇ ટાવર આગલથી છાકટ હાલતમાં એક પારસી લઇ બેઠો અને તે રાણીના બાગ આગલ ઉતરી પડીઓ."

"મરેરે. વાત સાંભલી જાણે રૂએ રૂઆં ઉભાં થાએછ." વીલુબાઇ કમકમી બોલીઆં.

"ખરશેદજીની કાંઇ નીશાન આપશો બાઇ" હનમંતરાવે પુછયું. "એ કેનો હતો વારૂં ?"

"ઘણ્ણો ઉંચો નહીં તેમ ઠીગનો બી નહી" વીલુબાઇએ ઇંધાની આપી "ડેબીઆ કે મુછ બીલકુલ હતીજ નહીં અને દાબી બાજુ કપાલ ઉપર ગુચ્છા આગલ એક તલ હતો."

"તેજ, તેજ ખરશેદજી ખરાસ" હનમંતરાવે કહયું.

"બેહસતી બોલતા હતા કે હું સુરતથી આવેલો છેઉં."વીલુબાઇએ આગલ બોલવા માંડીયું.

"ખરેખર. તેથીજ મરનારની ઓલખ પાલખવાલું મુંબઇમાં કોઇ મલ્યું નહી" હનમંતરાવ બોલીયો, "અને તેની લાસ કોઇએ પીછાણી નહીં. પણ બાઇ તેના કોઇ દોસ્ત બીરાદરો હશેની ?"

"હાજી. બેહસ્તીનો એક દોસ્ત અવારનવાર હયાં હમેશાં આવતો હતો, તેનું નામ હું ભુલી ગેઇ" વીલુબાઇ વીચાર કરી બોલીયાં. "શું તો બલેયું. પેસતનજી પોમીતર."

"પેસતનજી પોમીતર" હનમંતરાવ જરા મનમાં મથન કરી બોલીયો "એ વળી પોમીતર કોણ છે?"

"એ પેસતનજીને તમે નથી ઓલખતા સીપાઈ દાદા?" વીલુબાઈએ સવાલ કીધો. "જરા દેખાવલા ચેહેરાનો :—"

"પણ તે મને કાહા મલશે બાઇ?" હનમંતરાવ વચમા બોલી ઉઠયો. "તેનું ઠેકાણું કાઈ તમુને ખબર હશેની?"

"અરે રે! હુ શું જાણું કે તેનું ઠેકાણું કાંહા ખરીઉંચ" વીલુબાઈ કંટાલી બોલ્યા.

"તે હમેશા આએજ વખતે ખરશેદજી પાસે રોજ આવતો હતો. તબી આજ આઠ દાહાડા થયા આયો નથી"

"વારૂં. બીજીકાઈ ખરશેદજી ખરામવીશે તમે ખબર આપશો" હનમતરાવે પુછીયું.

"અરે હા બા," વીલુબાઈને યાદ આવી. "પદર વીસ દહાડાની વાત ઉપર કોઈ સફેદ ડગલાવાળો ઉચો જેવો પારસી હુયા આવી બેહુમતી સાથ મરાઈ ગાર બેર દેઈ ચાલી ગીયા તો બરો."

"તેજ ઉચો જેવો પારની અને સફેદ ડગલો, નહી?" હનમતરાવ આખ ચમકાવી બોલ્યો.

"બસ; એ મીયાએ તો આવતાને વાર ખરશેદજીના ઓરડામા જઈ બારણુ વસ દઈ બધ કીધુ." વીલુબાઈએ વાત આગલ ચલાવી. "હું જાણુ કે કોઈ દોનત હશે, પણુ તેટલા તો અદર ગડબડ થવા લાગી. ખરશેદ કેહેજે તારી —ને પેલો પારસી કેહેજે તારી—હુ તો બા હાલમાજ હતી તેવામા પેલા પારસીએ જના સારૂ બારણુ ઉઘાડીયુ અને જતા જતા ઉંબર આગલ ઉભો રેહી બોલવા લાગો "**બચ્ચા તુ તારા મનમા શું ચાહે પીએછ. તુ શુ બ માહાં લેઇ ફરે છે કે? તે છોકરી ઉપર મારો હક પેહેલો છ. અને જો તુ તેની સાથ પરણીયો તો હું તારૂં ખુન કરશ. તુ ભસતાંમાંબી જઇ ભરાશે, તો ત્યાંથી બી તુને ઘસડી કહાડી તારો જીવ લેવશ**" એમ બોલી એકદમ ચાલી ગઓ. અરે હું મરેરે પરણતો ને અહરાતો સુના જેવો જીવ લીધો સુવાએ."

"પણુ ખરશેદજીએ તેનું નામ તમુને કેહેલુ હશેની?" હનમંતરાવે પુછીયું.

"નહી બા" વીલુબાઈ માથે હાથ દઇ બોલીયા. "તે મને પુછવાનું ધીઆન નહીં રહયું."

"બરાબર" હનમંતરાવ મનમા બોલ્યો "તેજ માણસે ખુન કરેલું હોવું જોઇએ. ઉચો, અને સફેદ ડગલાવાલો. ત્યારે આ ખુનનું મુખ્ય કારણ તો એક ઓરત દેખું. ખરશેદજી ખરાસ અને આ સફેદ ડગલાવાલા પારસી વચ્ચે પેલી ઓરત વીશે ફેસાદ ખરપા થયો અને તે ફેસાદનું સેવટ ખુનમા આવ્યુ."

હવે હનમંતરાવના ચટપટીયા જીવને જરા નીરાત થવા લાગી. સબબ ખુનનો ખરો મુદ્દો પકડવા તેને હવે વધારે વખત લાગવાનો નથી એમ તેની ખાતરી થઇ. વીલુબાઇના પાસે તેણે ખરશેદજીનો ઓરડો જોવાની રજા માગી અને વીલુબાઇએ તે ઓરડો ઉઘાડી આપ્યો. હનમંતરાવ પોતાના હમેશાના રાબેતા પરમાણુ ઓરડામા ફરી મરનારના "ટેસ્ટ" કેવા હતા તેની ગણત્રી કરવા લાગો.

"ઓહો! કોઇ સરતનો જબરો શોખીન દેખુ" હનમંતરાવ ઓરડામા સરતના ઘોડાનુ એક સુદર ચીત્ર જોઇ બોલ્યો. "મરનારનો એ હીસાબે ઉડાઉ ખરચ હોવો જોઇએ. વળી આ કોણ?" હનમંતરાવે ઓરડાની બીજી બાજુએ ભીંત ઉપર ગ્રાટરોડ ઉપરના કેટલીક નાટકશાળા માહેલી "જાણીતી નાટકકાર" આ ખેલાડીઓના ફોટોગ્રાફ પીછાણી બોલ્યો. "મીસ મોતીજાન! અમીરજાન! બનારસવાલી! અને આ લતીફા દીલ્લીવાલી! અહં! ત્યારે તો આ ખરશેદજી શેઠ મોજીલા અને ઘણાજ ઉડાઉ હતા એમાતો જરાબી શક નથી, સબબ એમના ટેસ્ટ ઉપરથીજ એ વાત જણાઇ આવી છે.

હનમંતરાવ પોતાના વીચારમા હતો તેવામા વીલુબાઇ એકાએક ઓરડામા દાખલ થઇ બોલ્યા "બાવા મરી જાઉં, મારા બગલામા કાઇ

નુકશાન કરતા ના. મારા બંગલાનુ નામ વાયકું થશે. મહુજે પેલો પેસતનજી પેમાતર આયોછ."

"બેલાશક તેને આવવા દેવો" હનમંતરાવ બોલીયો. "તેવણુ કાઇ વધારે ખબર આપશે?"

"ખરશેદ ઘેરમા છે કે વીલુબાઇ" પેસતનજી પીમેટમે ઉબર ઉપર ઉભા રહી પુછીયુ.

"કોણ પેસતનજી? આવો બા, અંદર આવો" વીલુબાઇએ કેહચું. "ખરશેદજી કાહાં છે આજ કેટલાક દહાડા થયા એવણુ કાઇ જણાતા નથી?

"પેસતનજી શેઠ તમે તેવણને છેલ્લા કયારે મલીયા હતા" હનમનરાવે સવાલ કીધો."

"કોણને? ખરશેદને?" તેણે ખુરસી પર બેસી જવાબ દીધો. "હુ કાહાથી મલુ. હુ તો આઠ દાહાડે પુનેથી આજેજ આયો. પણ વીલુબાઇ, ત્યારે ખરશેદ મુંબઇમા નથી શું?"

"નહી પેસતનજી શેઠ" હનમંતરાવે જવાબ દીધો.

"પણ તમે કોણ છો?" તેણે જરા મીજાજમા હનમંતરાવને પુછીયું.

"હું છુપી પુલીસનો ઇન્સ્પેકટર હનમંતરાવ પોતે છેઉ" હનમતરાવે જવાબ દીધો. "પેસતનજી શેઠ તમારા મીત્ર ખરશેદજીનું કોઇએ ખુન કીધું છે."

"ખુન?" તે ડોલા ફાડી હુબતી જઇ બોલીયો "ખરશેદનું ખુન? તમે શું બોલોછ ઇન્સ્પેકટર સાહેબ? અફસોસ! મને તો કાઇજ ખબર નથી. પુનામા ન્યુસપેપર મારા વાંચવામાં આવીયા નહી. અરેરે હું તેને સાજો સમો મુકી ગયો હતો. વીલુબાઇ, અને એ કોણનું નખોદ વલીયું."

પેસતનજી પીમેટમની છીકર સાંભળી હનમંતરાવ ઘણોજ દલગીર થયો અને ખરશેદજી ખરાસના ખુનની તમામ કેફીએત અવલથી આખર સુધી તેને સંભલાવી અને તે કાઇબી મરનાર વીશે જાણતો હોય તો તે જણાવવાની તેને એલતેમાસ કરી.

"હું જો પુને ન ગયો હોત તો ઇન્સ્પેકટર સાહેબ આવો બનાવ કદી બનતે નહી" પેસતનજીએ દલગીર અવાજે જવાબ દીધો "સબબ હું તેની સાથેજ હમેશાં ફરતો હતો. તે મારો ઘણો જુનો અને જાની દોસ્ત હતો. હમે સુરતમાં સાથેજ રેહેતા હતા અને મુંબઇમા પણ સાથેજ આવ્યા હતા. આ દાડમ બાગમાં હું રોજ તેને મલવા આવતો હતો. કેમ વીલુબાઇ?'

વીલુબાઇએ ડોકું ધુનાવી પેસ્તનજીના બોલવાને ટેકો આપ્યો અને તેણે આગલ બોલવા માંડીયું "જે રાતના તેનું ખુન થયું તે રાતના હુ તેની સાથે હતો."

વીલુબાઇ વીજલીની કાની ચમકી ઉઠીયાં અને હનમતરાવ પણ તેને મોહોડેથી આ છેલ્લા બોલો સાભલી જરા ભડકીઓ, પણ તેણે વાત આગલ ચલાવી. "તમે ચમકોચ શા માટે? શું તમે એમ સમજ્યા કે મેં તેનું ખુન કીધુ છે? મારૂં કેહેવુ એમ નથી ગયે બેસપતવારે રાતના હું તેની સાથે હતો, અને સુકરવારે સાડા છની પેહેલી ગાડીમા હું પુને ઉપડી ગયો હતો."

"ત્યારે પેસતનજી શેઠ તમે બેસપતવારે કેટલા વાગા સુધી ખરશેદ સાથે હતા?" હનમતરાવે ઇનતેજારીથી સવાલ કીધો.

"જરા સબર કરો. સાડા નવ વાગે હમો બને જણ્ું આટરોડપર લંડન હોટેલમાં દારૂ પીધો. ત્યાથી નીકલી કોટમા મોરીનસને ત્યાં દારૂ પીવા બેઠા હતા. મારે તો આવી બાબદમા જે કાંઇ ખરૂ હોય તે કેહેવું જોઇએ. બે ત્રણ ઠેકાણે દારૂ પીધા પછી હમો બને જણુ બીલકુલ છાકટા થઇ ગયા હતા."

"બરાબર. ખરશેદજીને જ્યારે ગાડીમાં બેસાડીયો હતો ત્યારે તે બીલકુલ છાકટો હતો." હનમંતરાવ બોલીયો "અને તમે—"

"હું તેટલો બધો છાકટો નહી હતો" તેણે જવાબ દીધો "હું સારી હુશીઆરીમાં હતો. મને એવું ધ્યાન છે કે છેલ્લાં તે એકને સુમારે ટેમપલ બાર હોટેલમાંથી મારાથી જુદો પડીઓ."

"પછી તમે ક્યાં ગીયા શેઠ ?" હનમંતરાવે ફરીથી પુછીયું.

"હું હોટેલમાંજ હતો." તેણે જવાબ દીધો. "તેના ગયા પછી તુરતજ મારી નજર તેના ઓવર કોટ પર પડી. હું તે લઇ તેને આપવા તેની પાછલ ઉતાવલે પગલે ગયો. હું પીપેલો તો હતોજ, તેથી તેવી મારી હાલતનો લાભ લઇ કોઇ બદમાસ મારા હાથમાંથી પેલો ઓવર કોટ ઝુટાવી દોડી ગયું. વ્હીસ્કીની ઘુમારી વખત જતે મને ચડવા લાગી, અને હું લપેરો ખાઇ પડયો. જયારે હું હુશીયાર થયો ત્યારે મને માલમ પડયું કે મને કોઇએ ઉંચકી બીછાણા ઉપર નાખેલો હતો. હું તુરતજ ઉઠીયો, અને તેજ વખતે સાડાછની ગાડીમાં પુને ઉપડી ગીદો."

"ગરીબ બીચારો!" હનમંતરાવ બોલ્યો અને વીલુબાઇએ ડોકું ધુંનાવી તેની દલગીરીમાં ભાગ લીધો. "પણ પેસતનજી શેઠ, ખરશેદ વીશે તમે એ ઉપરાંત કાંઇ બીજું જાણોછ વારૂં?"

"હા, તેનાં મગજમાં એક બીજી બાબદ ભમતી હતી ખરી. તે તેના વીચારમાં હમેશ વ-માસન કરતો હતો."

"તે શું વારૂ?" વીલુબાઇએ સવાલ કીધો. "પેસુબા, બોલી દે તો મરં તે શું?"

"ખુનીને પકડવામાં પેસ્તનજી શેઠ, તમારા જેવા માણસે મને મદદ કરવી જોઇએ." હન-મંતરાવ બોલીયો. "તમે જેબી જાણતા હોવો તે મેહેરબાની કરી મને જણાવો."

પેસતનજીએ ખુરસી પરથી ઉઠી ઓરડાની એક બાજુની ટેબલપર પડેલી એક આલબમ લાવી તેના પાંના ઉઠલાવી હનમંતરાવને એક પારસી છોકરીની સબી દેખાડી કહયું.

"આએ સબી જોઇ?"

વીલુબાઇ ચસમો ચડાવી તે સબી જોવા લાગ્યાં, અને તુરતજ બોલી ઉઠીયાં, "કોણ ? ગાંધીની ગુલાં!"

"એ ગાંધી કોણ બાઇ સાહેબ ?" હન-મંતરાવ ગુચવાડામાં પડી વીલુબાઇને પુછવા લાગો.

"તમે નહીં ઓલખો બા" વીલુબાઇએ જવાબ દીધો. "દાદરવાલા પેલા ગુસતાદજી ગાંધી—

"ઓહો! ગુસતાદજી શેઠ" હનમંતરાવ તુરતજ ગુસતાદજીને ઓલખી કાહાડી વચ્ચે બોલી ઉઠયો "પેયો માતબર પારસી શેઠ. ત્યારે આ ગુલબાઇ તે તેવણની છોકરી. પણ પેસતનજી શેઠ એ ગુલબાઇની સબી ખર-શેદને કાંહાંથી મલી."

"તેણીએ પોતેજ ખરશેદને પોતાની સબી આપી હતી, ખરશેદ ગુલાંના પ્યારમાં પડેલો હતો, હનમંતરાવ."

"અને ગુલાં."—

"ગુલાં બીજાને ચાહાતી હતી" તેણે કહયું "તેણી પેલા ફલીબઇને પરણવા માંગતી હતી હું ધારૂં છ કે તેણી તેની સાથ અદરાઇ બી ચુકી હતી. ગુલાં, ફલીબઇ ઉપર જીવ આપતી, અને ખરશેદ ગુલાં સાથ પરણવાની ઉમેદમાં હતો. ફલીબઇ સાથ ખરશેદને એક વખત એ બાબદસર જબરી ટપાટપી પણ થઇ હતી."

"ખરેખર!" હનમંતરાવે પુછ્યું. "પણ એ ફલીબઇને તમે ઓલખોચ કે પેસતનજી શેઠ?"

"નહી, બીલકુલ નહી" પેસી બોલીયો "મને તેની સાથ બીલકુલ ઓલખાણ નથી."

"શું તમે તેને નજરેબી ઓલખતા નથી?" હનમંતરાવે પુછીયું.

"નજરે તો ઓલખુંછું" પેસીએ કહયું "દેખાવમાં તે ઘણોજ રૂપાલો, કદે તે ઉંચો, અને રંગે ગોરો છે. પણ વીલુબાઇ, ખરશેદ મને કેહેતો હતો કે એ ફલીબઇ પંદર વીસ દહાડાની વાત ઉપર હયાં આવી તેની સાથ મરાઇ ગયો હતો તે ખરી વાત કે?"

"અંહ ! શું તેજ ફલીબઇ કે?" વીલુ-બાઇને ઇયાદ આવવાથી બોલી ઉઠયાં. "હા,

હા, પેસુબા. તે તમારા જેટલોજ ઉંચો હતો. મને લાગેછ કે તે ગાંધીની ગુલાને સારૂંજ મરાયો હોશે. મેં તમને હમના કહ્યુંની જમાદાર દાદા. કે કોઇ પારસી ખરશેદ સાથ આવી મરાઇ ગાયો તો. મરેરે ઓંઝીઆને શું સુજ પડયુ શું ગામમાં છોકરીનો દુકાલ પરીઓ તો?"

"ચાલો હવે હું રજા લેઉંછ." પેસુબા જવા ઉઠયો "ખરશેદના ખુનની વીગત સાભલી મારી તબીએત બગડી આવીછ. મને તબાડ લાગેછ વીનુબાઇ. ઇન્સ્પેકટર સાહેબ, મારૂં જો તમને કાંઇ કામ પડે તો આ રેહયો મારો કાડ. મારા દોસ્તના ખુન કરનારને શોધી કહાડવામાં તમને મારી અદના મદદની કાંઇભી જરૂર પડે તો સુખેથી મને મલજો.'

"હું નહી ધારતો કે ખુનીને શોધી કહાડતાં મને ઘણી મુશકેલી પડે" હનમંતરાવે જવાબ દીધો.

"તમને કોઇ ઉપર શક છે ખરો ત્યારે?" પેસીએ પુછયું.

"હા તેમા શું પુછવું પડે."

પેસી વચ્ચે બોલી ઉઠયો "ફુલીબાઇનુ એ કામ હોય એવો તમુને શક પડેલો મને લાગે છે."

"મને મારી ખાતરી કરવી છે" હનમંતરાવે જવાબ દીધો. "પેસતનજી શેઠ, સાધોભાઇ ચાંદ દેખો તો આપસે નજર આએગા.'

~~~~~~~~~~

## પ્રકરણ પાંચમું.

### "ગુલવીલ."

રુસતાદજી ગાંધીનું નસીબ બુલંદ હતું. પૈસે ટકે તેઓ ભરપુર હતા. સેતારો બુલંદ હોવાથી તેઓ જેબી કામ માથે ઉઠાવતા તેમાં પાર પડી જર અને જસ બંને જીતી જતા હતા. દસ વરસની વાતપર તેઓ અમદાવાદથી મુંબઇ પોતાનું નસીબ અજમાવવા પેહેલ વહેલા આવ્યા ત્યારે તેમની પાસ પોતાના ગુજરાણ જેટલુંબી સાધન ન હતું. પણ તે વખત બાદ શેર સટાના "મેનીઆ"માં છીવપર બેઠી ગાંધીભાઇએ એોમેર ડોહોવવા માંડયું અને નસીબનો સીતારો ચડતો હોવાથી ૧૮૬૮ ના જુલાઇના વાએદાથી જયારે કંઇક પારસીઓ તારાજ થઇ ગયા, ત્યારે ગાંધીભાઇએ લાખોનો ટકાકો મારીઓ તે વખતથીજ એવણુની દસા ચહડતી ગઇ. સવભાવે મીલનસાર અને અમદાવાદી ગાથી પોતે માહેતગાર હોવાથી મુંબઇગરાઓનો પ્યાર હાંમલ કરી લોકોમાં જાણીતા માણીતા થઇ ગયા હતા ગાધીભાઇએ મુંબઇમા મેહેમખાતે પોતાનુ રેહેઠાણ કીધું હતું. માથેરાન, માહાબલેસર, પુના, લેનોલી, મજગામ, દાદર વગેરે ઠેકાણે માલકતો ખરીદી પોતાનું નામ, તેવણે રોશન કરી નાખ્યું હતું. પૈસે પુર આ પારસી શેઠીઆ હાલે દયાલુ અને ખવાસે ભોળા નહી, પણ રંગીલા હતા. મેહેમખાતે તેઓએ એક ખાસ જગા ખરીદી પોતાને રેહેવા લાએક બેઠી બાંધનીનો એક બંગલો સારા કમપાઉન્ડમાં બાંધી પોતાની એક પુત્રી એોવાઇ નવાઇની અતી વહાલી બેટી ગુલાના નામપરથી તેનુ નામ "ગુલવીલ" કરી આપ્યું હતું.

રુસતાદજી ગાંધીનાં કમો દીન જતે લોકોમાં જાણીતા થવા લાગ્યા. તેવણુ પોતાની કુનેહથી જેમ વપાર વનજમા ધમધુકાર વધતા જતા હતા તેમ જાહેર બાબદોમા પણ તેઓ ભાગ લેતા હતા. તેવણુ કારપોરેશનના મેમબર થયા પરંપારા કમ્પનીના ડીરેકટર નેમયા અને કેટલીક ઉમંગી મંડલીઓના પ્રેસીડંટ ચુંટી કહડાયા. એ સરવે ફેરફારોથી તેમનું નામ જાણીતું થયું અને મુંબઇમાં તેઓ એક નવા પઇસાવાલા તરીકે ઉગી નીકલીયા હતા.

પણ તેવામાં એક બનાવ ગાંધી ખાનદાનમાં એવો બન્યો કે તેથી ગાંધીભાઇ સદાના કુંજરા થઇ ગયા. એ બનાવ તેમની અતી વહાલી
~~~~~~~~~~

મોહોરદાર મેહરૂના મરણનો હતો. ગાંધીભાઇ પોતાની મોહોરદારને ઘણુંજ ચાહતા હતા, અને પોતે તેણીના સુખમા પોતાને ખરા સુખી સમજતા હતા. પણ તે સુખ તકલીદી નીવડ્યું અને છતી દોલતે દુઃખી થઇ પડયા. મેહરાંના મરણ પછી ગાંધીભાઇ પોતાનું સરવે સુખ પોતાની ખુબસુરત દીકરી ગુલાંમા સમજી પોતાના દીવશ ગુજારવા લાગ્યા.

ગુલાં સુધરેલા ખવાસની અને કેલવણી પામેલી એક ખુબસુરત રૂપાળી છોકરી હતી. ગાંધીભાઇએ તેણીને કેળવણી આપવા એક ખાસ ગવરનેસ રાખી હતી. દીન જતે ગુલાં ઉંમર મોટી થઇ. પોતાના મલતાવડા સ્વભાવથી તેણી નહીં બોલવાને બોલાવે એવી હોવાથી મઝુમ, વાંદરા અને દાદર તરફ વસતાં દરેક પારસી કુટુંબોમાં તેણીની ઓલખાણ પડી હતી, અને તે ઓલખાણ ઉપરથી તેણીને સઉ કોઇ 'ગાંધીની ગુલા' કરી બોલાવતા. આજે જયારે આપણી વારતાની શરૂઆત થાયછે ત્યારે એ ગાંધીની ગુલા પરણવા લાયક ઉમરે પગી છે, અને સારે સારે ઘરના છોકરાઓ તેણી ઉપર જીપલા દેવા લાગા છે.

પણ તેવામા મોદી ખાનદાનનો નખીરો ફલીભાઇ સુરતથી ગુમતાદજી શેઠપર ભરભલામણ લઇ વેપાર વણુજમા પોતાનું નનીબ અજમાવવા મુંબઇ નીકલી પડયો. ગાંધીભાઇએ આગ્રે ખુબસુરત જવાનને આવકાર આપી પોતાને ત્યા ઉતારો આપ્યો. અને ફલીભાઇને એ રીતે ગુલા સાથ પીછાણ થઇ એ પીછાણમાથી દોસ્તી થઇ અને દોસતીમાંથી પ્યાર પ્રગટી નીકલ્યો. તેઓ અકખાંજાન ચાહાવા લાગ્યાં. ગાંધીભાઇને ફલીભાઇ જેવો ચંચલ જમાઇ પસંદ પડયો અને ગુલા આ ખાવીદ પસંદ કરી તેની સાથ અદરાઇ.

ગાંધીભાઇની સલાહ પરમાણે ચાલતાં વેપાર વણુજમાં ફલીભાઇ પાંચ પઇસે સુખી થયો. ફલીભાઇએ હવે પોતાને રેહેવા માટે ગોવાલીઆ તલાવ ઉપર એક ખાસ મકાન વેચાતું લીધું, સબબ પોતાની વાહાલી ગુલાંને હવે તે આ મકાનની માલેક બનાવવા ચાહાતો હતો.

ગુલાંના લગનનો દીવસ નક્કી કરવા ફલીભાઇ ગુમતાદજીને આજે અરજ કરનાર હતો. તેવામા એક નવી હરકત વચમાં નડી. ખરશેદજી બગસ નામનો એક જવાન "ગુલવીલ" માં પરોણા તરીકે આવી રહયો. ગાધીભાઇ પર તે ભરભલાંમણ લાવેલો હોવાથી ગાધીભાઇએ પોતાની દીકરી તથા ફલીભાઇ સાથ ખરશેદને પીછાણ કરાવી અને વખત જતે ખરશેદ ગુલાં ઉપર વધારેને વધારે ધ્યાન આપવા લાગ્યો. ફલીભાઇથી એ કેમ સાંખી શકાય? પોતાની પરણવા ધારેલીને બીજો બેશક છલી જશે એવો તેને ભય લાગ્યો, સબબ ગાંધીભાઇ તેને વધારે પસંદ કરતા હોય એમ તેને લાગ્યું. એ વીચારજ તેને દીવાનો બનાવતો હતો. અદેખાઇના અંગારથી તે બલવા લાગો. ખરશેદનું પગલું ઘરમાથી કહાડવાની ગુલાં તથા ફલીભાઇએ ઘણીબી તદબીર કરવા છતાં તેઓનું કાંઇ વલ્યું નહી.

ખરશેદે સેવટે પોતાનું રેહેવાનું દાદર તરફ આવેલા દાડમબાગમા કીધું. તે રોજ "ગુલવીલ" માં ગાધીભાઇ પાસ જતો હતો ગાધીભાઇ ખરશેદની ઉપર ફીદા ફીદા થઇ જતા, અને તે એટલાં સુધી કે એક દીવસ તો તેવણે ફલીભાઇની ગેરહાજરીનાં ગુલાને ખરશેદ સાથ અદરાવાની વાત પણ છેડી. ગુલાએ નાકના પાડા પોતાના બાપને જણાવ્યું કે તેરણની મરજીથીજ તે તો ફલીભાઇ સાથ અદરાઇ ચુકી છે. આ વાતની ખબર ગુલાએ જેવી ફલીભાઇને પોહોંચાડી તેવોજ ફલીભાઇ ગુસ્સાથી લાલ પીલો થઇ ખરશેદને બંગલે જઇ તેના છાલ છોલટાં કહાડી મરાઇ પડયો, અને ગુસ્સામા તેને જણાવ્યું કે, 'ગુલા સાથ તે જો પરણશે તો તે તેનું ખુન કરવાનેબી ચુકશે નહી.' આ ફેસાદની ખબર ખરશેદે ગાંધીભાઇને ખુલાસાવાર કહી સંભલાવી, અને કસમ લઇ કહયું કે ગુલાને જો તેવણ ફલી-

બાઈ સાથ પરણાવવા રાજી હોય તો તે કદીબી આજ પછી "ગુલવીલ"માં પગ મુકનાર નથી. પણ તે વખત કવખતના સોગંદ અંતે ખરા પડયા. સબબ તે દીવસ પછી ખરશેદ "ગુલવીલ"માં આવવા પામીઓજ નહી અને તેજ દીવસે રાતના વીકટોરીઆમાં તેનું ખુન થયું.

ખરશેદનાં ખુનને બે અઠવાડીયાં થઈ ગયાં. સરવે નવું જુનું થઈ ગયું.

આજે ગાંધીભાઈને ત્યાં ગુલાંની સાલગરેહની ખુશાલીમાં ખાવાનું કીધું હતું. ખાસ લોકાં કોઈને કીધાં નહી હતાં, કે મેજબાનોની ધમાલ પડે; પણ ગાંધીભાઈના અતલગના દોસતોજ ફકત આવેલા હતા. એ દોસતમાં ગાંધીભાઈના ખાસ દોસત અને ખેરખાહ લવજી બારીસટર અને "મુંબઈ શમશેર" નામના ન્યુસપેપરના અધીપતી કાવસા કરાકરી બેજ જણ હતા.

કાવસા કરાકરી પોતાના કડક લખાણો માટે જાણીતા હતા. મુંબઈ શમશેરના અધીપતી, રીપોરટર, કમપોઝીટર, રીડર, ઉપરાંત પ્રીનટરબી તેવણજ હતા. એટલે પોતે મેલવેલી ખબરો પોતે પોતાને જોખમે તેઓ છાપતા અને નજરમાં જો ગેરવાજબી લાગતું તો એક અંકમા છાપી બીજા અંકમાં પોતાની દલગીરી દેખાડતા. ગમે તે હોય પણ એટલું તો નકકી હતું કે કાવસા કરાકરી પોતે પોતાનું ગુજરાણ સ્વતંત્ર રીતે કરવા ઉપરાંત પાચ પૈસાનો જીવ રાખતા હતા.

લવજી બારીસટર મુંબઈમાં સરવેને જાણીતા હતા. તેની સીફત ગામેગાંમ જાહેર થયલી હોવાથી સુરત, ભરૂચ, અમદાવાદ, વગેરે ગાંમોથી મુશકેલ કેસોમાં તેવણને ખાસ તેડવામાં આવતા હતા. એક છટાદાર ભાશાણ કરતા હોવાથી કોરટ અને જુરીના મન ઉપર પોતાના ભાશાણથી તેવણ જબરી અસર કરતા હતા, અને "કરોસ એકઝામીનેશન" માટે ભલાભલા ઈગ્રેજ બારીસટરો એની વખાણ કરતા હતા. ગાંધીભાઈ સાથ એમની દોસતી ઘણી મજબુત હોવાથી દર આતવારે લવજી, મેહેમ "ગુલવીલ" માં ખાવાપીવા ઉતરી પડતા હતા.

આજે ગુલાંની સાલગરી હોવાથી રાતનું ખાનું લીધા બાદ પેલા "જમાનાના બાદેલા" અધીપતી—ગવઈઆ, તાનસેનનાં જેવું ડોલ ઘાલનાર આપણા કાવસજી કરાકરી—ને આ હાલીમવાલી વચમાં લઈ બેઠી અને કાવસજીબા પોતાના સુરીલા ગાયણોથી પોતાના સાંભલનારાઓને છક કરવા લાગ્યા.

સમજતા ઉંધા પરે તે તેવાજ હુશીઆર. તેમાં અધુરામા પુરૂં કાવસજીબા લાંબાંટુકાં અને ઉપાનીયાં સુરેની ખુબ બરાડ મારી ભાગોલ જેવું મોહોડું વકાસી બાવા આદમને વખતનું કોઈને મોહોડેથી સાભલેલું ગાયણ ગાવા લાગા, અને જેવું તે પુરૂં થયું કે ફલીભાઈએ "હીયર, હીયર" કરી શાબાસીથી તેમને વધાવી લીધા, તેવાજ લવજી બારીસટર મુંબઈ જવા ઉઠીયા, અને મીજલસ બરખાસત થઈ.

એક કલાક પછી ફલીભાઈ પણ નવની ત્રેનમાં મુંબઈ જવા નીકલ્યો. ગાંધીભાઈ અને ગુલાં, તેને દરવાજા વેર વલાવવા આયા અને ફલીભાઈએ સ્તેશન તરફ કુચ કરી પણ ગુલાંને કાંઈ ઠીક લાગ્યું નહી. ફલીભાઈના ચેહેરા ઉપર વીચાર અને ઉદાસીએ છાપ મારેલો હોય એમ તેણીને સાફ દેખાવા લાગું. તેની એવી હાલત જોઈ ગુલાથી ચોખાયું નહી. જેવી ફલીભાઈએ પીઠ ફેરવી કે ગુલાં બોલી "બાવાજી, જે દાહારથી ખરશેદનું ખુન થયું છે તે દાહરથી 'ફલી' વીચારમાંને વીચારમાં ફરતો ફરે છે."

## પ્રકરણ છઠું.

### ખુનનું તોહોમત.

વાત ખરેખર તેમજ હતી. ખરશેદના ખુન પછી ફલીભાઈની આલ ઝલણ અને સ્વભાવ બીલકુલ બદલાઈ ગયો હતો.

મેહેમથી જેવો તે નીકલીયો તેવોજ તે ગ્રાંટરોડના સ્ટેશન ઉપર ઉતરી પડી વીકટોરીઆ-

માં બેસી ગેવાલીઆ તલાવવાલા પોતાના મકાનમાં ગયો. પણ તે કેવો નજરવસ હતો. ગુલાબીલમાંથી જેવો નીકલીયો ત્યાંથી તે હમણા સુધી હનમંતરાવે તેની પુઠ પકડેલી હતી તેની તેને જરાબી ખબર ન હતી. અંતે ફલીભાઇનું ઠેકાણું હનમંતરાવે શોધી કહાડયું ખરૂં.

"પણ ત્યારે ખુન શું ખરેખર ફલીભાઇએજ કીધું છે." હનમંતરાવે મનમાં સવાલ કીધો "વાતતો તવીજ લાગે છે. જોઇએ, એ સરવે વાતનું સેવટ આવતી કાલે સાંજ સુધીમાં આવી જશે."

ફલીભાઇની રાત સારી બેકરારીમાં ગઇ. તેણે ઉંઘાવાના ઘણાબી ફાંફાં મારીયાં પણ ઉંઘ બીલકુલ આવી નહી. સેવટે તે પોતાના પોલીચાપર પડીયો, મનમાં બડબડવા લાગો. "અરે કાંહાંને કાહાં ખરશેદ સાથ મારી પીછાણ થઇ. લોક કેહે છે કે પોલીસને તેનાં ખુનનો સુદહો મલીયોછે, મને મેહોટો શકછે. મારી પર કોઇનો શક હોયજ કેમ? પેહેલાં તો તેઓ સાબેતજ કેમ કરી શકશે કે મેં ખુન કીધું છે. મારો વીચાર પુને કે માથેરાન જવાનો હતો, પણ જો જાઉંચતો પોલીસનો અને લોકોનો શક વધારે મજબુત થાયેછે. અરે ગુલાં! ગુલા!! મારા જાંન, તું જો મારી ખરી હાલત જાણે તો મારા હાલ ઉપર જરૂર દયા કીધા વીના રેહે નહી. પણ નહી, એ વાત તુને કદીબી જણાવવી જોઇએ નહી; અરે જો તું જાણે તો કેવી રંજીદા થાય. ખચીત, ગુલાંને લાયક એ વાત છેજ નહી. તેણીથી તો એ બીના છુપીજ રાખવી જોઇએ."

એવા વીચારના વમલમાં મોડી રાતે તે ઉંઘમાં પડયો. પણ થોડાજ વખતમાં ઝઝકલું થતાંજ તેની આંખ ઉઘડી ગઇ. તે તુરત ઉઠયો અને પોતાના "બામલા" બટલરને કાફીનુ કપ લાવવા કહયું; બામલાએ તે લાવી હાજર કીધું. તે પીતાંજ ફલી નવ વાગેની ગાડીમાં ગાંમીભાઇને બંગલે ગયો.

જેવો ફલીભાઇ બંગલામાંથી બહાર પડયો કે હનમંતરાવ ફલીભાઇની ગેરહાજરીનો લાભ લઇ તેના બંગલામાં ગયો.

બામલાનું બધુ કાંમ બાપકામાંજ હતું. "કનલ સાહાબ" અને જનડલ સાહાબ"ની નોકરીમાં પોતે ઘણા વખત રહેલો એટલે સેહેજ સાજ "ઇંગલીશ ટાક" આવી જાણતો હોવાથી બામલાનું કાંમ જરા બેહેકેલુંજ હતું. પોતાના શેઠની ગેરહાજરીમાં એક કામાતી જેવા ઘાટીને બેધડક કમપાઉન્ડમા ચાલી આવેલો જોઇ બામલાનો મીજાજ ગયો, અને તોછડાઇથી પુછવા લાગો.

"કેમરે છછરા, કેમ એકદમ માંહી ચાલી આવેછ?"

ફલીભાઇ હીઆંજ રહેછે નહી?

હા, કેમ? તેનું તારે છું પડીયું.

મારે જરા કાંઇ ખબર કાહાડવી છે?

જા, જા. મોટો ખબરનો કાહાડનારો આવેલો તે "ઇસટુપીટ" જેવા.

'સાભલ ભાઇ હું વીમાનો દલાલ છેઉ' હનમંતરાવે તાલ લગાવી 'તારા શેઠ પોતાની જીંદગીનો દસ હજાર રૂપીઆનો વીમો ઉતરાવવા નીકલીઆ છે. વાસતે મને મારા સાહેબે એવો હુકમ કીધો છે કે મારે ફલીભાઇની અંદરની તેમજ બહારની ચાલચલણની ખબર કહાડવી. માટે મને તારા શેઠ સાથ નહી પણ તારી સાથ કાંઇ વાત કરવી છે.'

'તારે એમ કેહોનીકે દલાલ છેઓ.' બામલો બોલીયો 'હું તો છમજેલો કે કોઇ ઘાટી મોચી જેવો હાથે મુકેલાની પગે છફાઇ કરવા આવેલો હોછે. અંદર આવો છાબ અંદર; બેછો. હવે પુછો તમુને જેબી પુછવું હોય તે. બેલાછક પુછો.

'મારે એટલું જાણવું છે કે ફલીભાઇ કેવું માણસ છે?' હનમંતરાવે પુછીયું.

'વીટીપરનો હીરો' બામલાએ ચાંપીને જવાબ દીધો 'કાચું છુંન્નુ'! ચોખી ચાંદી જેવું મનખ, હોવેએએ—ફલીભાઇના આજકાલ લગન છે. પઇછે ટકે પાંચ પઇછે બદા રાખે છુકી છે. મારા પગાર તો બરાબર ચુકવી આપે છે.'

'વારૂં, દારૂ ખરૂનો કાંઇ લખ ?' હનમંતે બીજો સવાલ કીધો.

'છટ છટ' ભામલો તુચ્છકારથી બોલીયો. 'નાનછન. દારૂ છાનો? કોઇ કદી પીએતો પીએ, નહી તો નામ નહી'

'વારૂં એબી ઠીક, એબી ઠીક. હનમંતે બીજો સવાલ કીધો 'વારૂં હું એમ પુછું કે રોજ રાતના વખતસર આવે છ ?'

'મને બરાબર ખબર છે કે હમેશા બારની ટકોરી અગાઉ ઘેરમા આવંછ.' ભામલાને ઇયાદ પડવાથી સુધારી બોલીયો 'પણ જરા છબર, એકજ વખત મને યાદ છે કે બાર પછી એ આવેલો. એ બેછપતવાર આછ. બેછપતવાર.'

હનમંતરાવે વીચાર કીધો 'બરૈસપતવારેજ રાતના ખુનબી થયું હતું. ઠીક વાત મલી.'

બાર પછી? ત્યારે શું ત્રણ ચાર વાગે?' હનમંતે પકડમા પકડી ભામલાને પુછ્યુ.'

'છટ છટ,' ભામલો બોલીયો 'તન વાગે તો મરવા બોલે.'

'ત્યારે ચાર વાગતે હશે' હનમંતે પુછીયું.

'નહી નહી' ભામલાએ કહ્યું, 'મેં દરવાજો ઉંઘાડેલો કેની; દરવાજો ઉઘાડી છેઠ અંદર આવેલા તારે વચમા દીવાનખાનાં માહેલા ઘડીઆલમાં મેં બેમાં પાચ કમ દીઠેલા'

હનમંતરાવ જેવા પુલીસ અમલદારને આટલી બાતમી મલ્યા પછી તે વધારે વખત ભામલાની સાથ વાતમા રોટાયો નહીં. ભામલાની વાતચીત ઉપરથી અને બરૈસપતવારે રાતના બે વાગે ફલીભાઇ મોડેથી ઘેર આવેલો જાણી તેના મગજમાં તમામ વાત ઉતરી ગઇ. ભામલાને સલામ કરી તે ફલીભાઇના મકાનમાંથી નીકલી ભારતી ગાડીએ કોટે કોટ પુલીસ કોરટ તરફ નીકળી ગીયો.

ફલી, ગુલવીસમાં બપોરના ગાંધીભાઇ અને ગુલાં સાથ પોતાનું ખાનું લેતા હતા. તેવામા કોઇના પગલાંનો અવાજ "વરનડા" ઉપર સંભલાયો. આ અવાજ સાભલી ફલીભાઇ પાછું ફરી જોવા લાગો, તટલાં હનમંતરાવ અને એક પુલીસ સીપાઇ હૉલમા બેધડક ચાલી આવ્યા.

પુલીસના માણુસને જોતાંજ ફલી ઉજલોરૂની પુની જેવો થઇ ગયો, કારણ તેઓ શું કરવા આયા હતા તે તે સમજી ગયો. ગાંધીભાઇ તો ચુપજ થઇ થયા. તેવણુ ડોલા ફાડી ફલીને જોવા લાગા, અને નીરદોશ ગુલાં આએ બધાનો કાંઇબી ભેદ સમજી શકી નહી.

હનમંતરાવ લાગલો ફલીભાઇ જે ખુરસી ઉપર બેઠો હતો ત્યા જઇ તેના ખભા ઉપર પોતાનો હાથ નાખી બોલ્યો.

'Mr. Fallibhoy, I arrest you in the Queen's Name.'

'For what ?' ફલીએ જરા તાનમાંજ પુછ્યું.

'The Murder of Khorshed Kharas' હનમતે ખુલાસો કીધો.

તેજ વખતે જમાંદારે ફલીભાઇને હાથે બેડી ટોકી. ગુલા આ બનાવથી હરણુફાર થઇ ગઇ. તેણીના વીલાપ તથા રડાકુટનો પાર રહ્યો નહી. ગાંધીભાઇ તેને શું દીલાસો દીએ. તેવણુ ટેબલ ઉપર ફુધું માથું નાખી પડયા અને હા કે ના બોલવા જેટલીબી કોશેશ તેવણુ કીધી નહીં.

'ગુલા હું જાઉંચ' ફલીભાઇ સેવટે બોલીઓ. 'હું જાઉંચ. હું બંદીખાને જાઉંચ. કદાચ હવે હું ફાસીબી જઇશ. પણ હું જે કહુંચ તે ધ્યાનથી સાંભલ અને તે ખરૂંજ માણજે. તે પાક દાદારને રૂબરૂ જાણી, મનશની, ગવશની અને કુનશનીથી હું જાહેર કરૂંચ કે ખરશેદ ખરાસનું ખુન મેં કીધું નથી. હું નીરદોષ છું."

'ઓ કોઇ આવો! કોઇ બચાવો! બાવા! બાવાજી! ઓ બાવા મારા ફલીને બચાવો! અરે એ નીરદોષ છે. ફલી ખુન કરે તેવો છેજ નહીં. ફલીએ ખુન કીધું નથી!—'

ગુલાંની બોલતાં બેલનાં છાતી બેસી ગઇ અને તે બેસુધ્ધ થઇ પડી. ગાંધીભાઈ સ્તબ્ધ થઇ ગયા, અને ફુલીભાઇને હુનમંતરાવ પોતા સાથ લઇ ચાલતો થયો.

* * * *

## પ્રકરણ સાતમું.
### "ઍલીબી" સાબેત કીધા વગર છુટકોજ નથી.

ફુલીભાઇને પકડી પદ્ધરૈજ કીધા પછી ખરશેદના ખરા ખુનીના પકડાવાની ખબર મુંબઇમાં ઘેરેઘેર ફરી વલી, અને બીજે દીવસે સહવારના રોજીંદા ન્યુસ પેપરોમાં તેનો હેવાલ લંબાણથી છપયો.

ફુલીભાઇ ખરશેદના ખુની તરીકે પકડાયાથી ખમબાલા હીલપર વસતા માલેતુજારો દાચાં વકાની અજબ થવા લાગાં, અને કલણે કલબ, એજ વાત ચાલી રહી. ફુલીભાઇના માત્ર અને પીછાણવાલા આ વાત જાગી ઘણાજ હેરત થયા અને હવે ફુલીભાઈ પોતાનો બચાવ કેવી રીતે કરેછે તેની અટકલ તેઓ કરવા લાગા.

#### ફુલીભાઇ બચાવ કરવા ના પાડેછે.

ફુલીભાઇ એખલોજ હતો. આ ન ધારેલી તેને માથે આવેલી આફતમાં તેની મદદે તેની પાસ કોઇ નાહીં હતું. ગાંધીભાઇએ સાફ ગુલાંને હુકમ કીધો, કે ફુલીભાઇના ખુની તરીક પકડાવાથી તેને ઘણું ખરાબ લગું છે, કેમકે તે તેને પોતાનો જમાઇ કરવાનો હતો, વાસ્તે જ્યાં સુધી આ મુકદમાનું સેટલ આવે નહીં ત્યાં સુધી ગુલાંએ પુને પોતાના બંગલાંમાં જઇ રેહવું. પણ ગુલાએ સાફ ના પાડી કહયુ કે "મારાથી તેમ બનનાર નથી. હું સુખમા તેની સાથ રહી સંકટમાં તેને તજી જઇશ નહીં. ફુલીએ ખુન કીધું નથી. તેનાથી એવું કામ થાયજ નહીં. હું તેનું બોલેલું સાચું માનું છું."

લવજીનું નામ મુંબઇમા બારીસ્ટરોની સફમાં પંકાયલું હતું. જેનોબી કેસ તેના હાથમાં જતો તેનો બેડો પાર ઉતરતો હતો.

ગાંધીભાઇ ગુલાને પોતા સાથ પુને લઇ જવા તઇયાર થયા, સબબ ફુલીભાઇના ખુની તરીકે પકડાયાથી તેવણને પોતાનું મોહોડું લેકોમાં દેખાડવું ભારી પડવા લાગું, કેમકે ફુલીભાઇ ગુલા સાથ અહરાઇ ચુકો હતો, એ ખબર સરવેને જાણીતી હતી. પણ ગુલાએ પુને જવા ના પાડી. તેણીએ તો મુંબઇમાં રેહી ફુલીભાઇનું નીરદોશપણું સાબેત કરવાની હુજત કીધી. લવજીભાઇને તે કાલાવાલા કરવા લાગી અને પોતાના બાપને સમજાવવા તેને અરજ કીધી પણ ગાંધીભાઇ એકથી બે થયા નહીં.

'પણ બાવા ફુલીએજ ખુન કીધું એમ માનવાનું તમને શું કારણ છે?' ગુલા રડતી આંખ બોલી 'ફુલી કદી ખુન કરેજ નહીં. હું તેનું કહેવું માનુચ. તે કેહુચ કે તેણે ખુન કીધુંજ નથી?'

'એમ તો દરેક ખુની કેહે.' ગાંધીભાઇ બોલ્યા 'ખુન કરી કોઇ કબુલબી કરતું હોશેકે? જો ખરશેદને લેઇને તે ગાડીમાં નહી બેહો હોય તો તે વખતે તે કેઇ બીજે ઠેકાણે હોવો જોઇએ.'

'અને જો તેમજ હોયતો તેનો બચાવ સેહેલાઇથી થઇ શકશે.' લવજીએ મત આપ્યું. 'ગાંધીભાઇ' ફુલીનો બચાવ ફકત "એલીબી" ઉપર આધાર રાખેછે.'

'મારો ફુલી તે સેહેલાઇથી સાબેત કરશે' ગુલા બોલી. 'બેસપતવારે રાતના અગીઆર બાર વાગતા સુધી તો તે આપણા બંગલામાં હતો.'

'ખરી વાત' ગાંધીભાઇએ જવાબ દીધો. 'પણ સાબેત જે કરવુ છે તે તો અગીઆરથી બે વાગા સુધી કાંહા હતો તે છે.'

'પણ ખરશેદ તો ફુલીની અગાઉ આપણે ત્યાંથી ગયોતો બાવાજી'? ગુલાંએ જવાબ દીધો. 'તેણે તમારી સાથ પંચાતી કીધી તે વખતે—'

'પંચાતી શાની' ગાંધીભાઈ બોલીયા. 'તેણે મને પુછીયું કે ફુલીભાઈ ગુલાં સાથ અકરાયોછ કે નહી. મેં કહયું કે હા. બસ મારો જવાબ સાંભલી તે ચાલી ગયો. ખરી વાત છે કે ત્યાર પછી બે કલાકે ફુલીભાઈ આપણે ત્યાંથી સાડા દસ કે અગીઆરની ત્રેનમાં ગયો. પણ જુરી તે બધું કેમ માનશે?'

'લવજીભાઈ, મારે ખાતર તમે એટલું કાંમ માથે નહીં લેશો?' ગુલાંએ કાલાવાલા કીધા. 'મારા ફુલીને તમે નહી છોડવો તો બીજું કેણ છોડવે?'

ગુલાંની હાલત જોઈ ગાંધીભાઈનું સખત દીલ પીગલી ગયું. લવજીને તેવણે એ કામ માથે લેવાની ખાસ ભલામણ કીધી અને આ બાહોશ બારીસ્ટર તુરતજ તુરંગમા ફુલીભાઈને મલવા ગયો.

ફુલીભાઈના દુઃખનો શું સુમાર! લવજી જેવો તેની કોટડીમાં દાખલ થયો તેવોજ તેને વલગી પડી બોલીયો 'મારી ગુલાં કેમ છે? તે શું કરેછે? તે સારી કાંની તો છે કેની? પણ તમે કેમ આયા લવજી?'

'હું મારી ફરજ બજાવવા આયોછ, ફુલીભઈ.' લવજીએ જવાબ દીધો, 'ગાધીભાઈએ મને તમારો બચાવ કરવા રોકેયો છે.'

'ગાધીભાઈ!' ફુલી અણુકા કરી બોલીયો. 'શું ગાંધીભાઈ મને નીરદોશ માનેછ, અને ગુલાં?'—

'ગુલાં રડી રડી અરધી થાયછ ફુલીભાઈ.' લવજીએ ગુલાંનો બલાપો કીધો 'તે તને બીલકુલ નીરદોશ માને છે. મને તારો બચાવ કરવા તેઓએ રોકેલો છે. વાસતે ફુલીભાઈ હું તારો વકીલ છેઉ. હું માનુંછ કે તું નીરદોશ છે. ન્યુસપેપરમાં મેં જે હેવાલ વાંચીઓછ તેથી વધારે હું કાઈ જાણતો નથી, વાસતે મારી આગલ માંડી મંડી સરવે વાત કેહી દેઓ.'

'તમે બધું કહયું તે ખરૂં છે લવજી શેઠ.' ફુલીભાઈએ જવાબ દીધો 'પણ મારો બચાવ કાંઈ નથી. હું બચાવ કરવા માંગતોજ નથી.'

'બચાવ નથી! એટલે?' લવજી અજબ થયો. 'ત્યારે શું તમે ખુન કીધું કરી કબુલ કરોછ?'

'કદીબી નહી' ફુલી બોલી ઉઠીયો 'લવજી, કદીબી હું તેવું કામ કરૂં નહી. પણ કેટલીક બાબદો એવી છે કે મારાથી બોલાઈ શકાતી નથી.'

'તોબી તમુને તમારો જીવ બચાવવા તે બાબદો કેહેવી તો જોઈએ ફુલીભાઈ?'

'નહીં, કદીબી નહીં લવજી.'

'અંહ! વારૂ કાંઈ નહી, જોઈશું. જોઈશું.' લવજીએ પોતાની નોટ બુક કાહાડી ફુલીને ઉંધાચંટા સવાલો કરવા માંડીયા. પેહલાં એટલુંજ કેહેવો કે ભરેસપતવારે રાતે ખુન થયું તે વખત તમે કયાં હતા?'

'હું તે કેહી શકતો નથી.'

'તેમ કેમ બને? તમે અગીઆર વાગે ગાંધીભાઈને ત્યાંથી નીકલીઆતા નહી?'

'અગીઆરને વીસે.'

'અને ત્યાંથી નીકલી તમે કયાં ગયા વારૂ?'

'ત્રેનમાં, ત્રેનમાં. મને કાવસજી કરાકરી મલીયા હતા; હમે બંનેજન ચર્ચગેટ સ્ટેશન ઉપર ઉતરી વીકટોરીયામાં બેઠા. કાવસજી ઘેર ગયા અને હું કલબમાં ગયો.'

'કેઈ કલબ!'

'મારી કલબ, ધી પારસી યુનીઅન.'

'અને કલબમાંથી કયારે નીકલ્યા?'

'એકમાં થોડી મીનીટ કમ હતી?'

'અને ત્યાંથી નીકલી તમે પાધરા ઘેર ગીયા નહી?'

'નહી. હું ઘેર નહી ગયો. મારો જીવ બેચેન હતો.'

'જીવ બેચેન હતો તેથી ઘેર જવાને બદલે મોડી રાતે ઘેર બાહાર ભટકવાનું?

એમ તો પાસે યુનીવરસીટી ગારડન હતા ત્યાં કેમ નહી ગીયા ? સાચ્ચું બોલો, તમે કોણુને ત્યાં ગયા હતા?'

'કોઇનેબી ત્યાં?'

'તમુને કેહવુંજ પડશે, ફલીભાઇ.'

'મારાથી તે નહી કેહવાશે.'

'ત્યારે મને તમારૂં ઠેકાણું શોધી કહાડવું પડશે.'

'તેનો પતો તમુને મલવો મુશકેલ છે.'

'પણ કોણુને ત્યાં તમે હતા, મરદ કે ઓરત?'

'કોઇબી હતી.'

'હતી!! અંહ, ત્યારે એટલું તો માલમ પડયું કે તમે કોઇ ઓરતના મકાનમાં હતા. કેમ ફલીભાઇ. તમેતો કદી કેહેવાના નહી હતાની? ચાલો હવે બોલી દેઓ એ કોણ ઓરત છે? તેનું નામ શું છે?'

'તે નહી કેહેવાએ.'

'ત્યારે તમે તેનું નામબી જાણોછ ખરા?'

'એમ છે ખરૂં.'

'તોપણ તમે કેહેના નથી.'

'હા લવજી.'

આટલી વાતચીત ઉપરથી લવજીએ બે વાત નક્કી કીધી. એકતો ફલીભાઇને તે રાતે "એપોઇન્ટમેન્ટ" હતું. અને બીજું તો તે "એપોઇન્ટમેન્ટ" એક ઓરત સાથ હતું. હવે જ્યારે ફલીભાઇ કાંઇબી બીજી ખબર આપવાની હઠ લઇ બેઠો, ત્યારે લવજીએ બીજી રીતે તેને મોહોડેથી બોલાવવાની તજવીજ કરવા માંડી.

'ખરશેદને તમે છેલ્લા કયારે મલ્યા હતા?'

'રાજાબાઇ ટાવર આગલ છાકટો થઇ પડેલો હતો ત્યારે.'

'શું ત્યારે તુંને વાસતે વીકટોરીઆ બોલાવી હતી, તે તમે કે?'

'હા.' ફલીએ આનાકાની સાથ જવાબ દીધો 'હા મેં બોલાવી હતી.'

'ત્યારે ન્યુસપેપરમાં છપાયલી બીના ખરી કે, તમે તેને પેહલાં પીછાણ્યો નહીં પણ પાછલથી પીછાણ્યો.

'હા. જો હું તેને પેહલાં પીછાણતે તો કદીબી તેને જમીનપરથી ઉંચકતે નહી. જેવો મેં તેને ઓલખીઓ તેવોજ હું તેને પડતો નાખી ચાલી ગીયો.'

'કાંએ? તમે તેને પડતો નાખી શા માટે ચાલી ગયા?'

'સબબ, હું તેને ઘણોજ ધીક્કારતો હતો.'

'અને તેમ ધીક્કારવાનું કારણ ફલીભાઇ! ગુલાંને તે પરણવા માંગતો હતો તેથીજ કે?'

'એમ ખરૂં લવજી શેઠ.'

'પણ હવે જે અગતની બાબદ રહી છે તે એજ કે, તમે તેની સાથ પાછા વીકટોરીયામાં કાંય બેઠા?'

'હું વીકટોરીયામાં તેની સાથે બેઠોજ નથી.'

'પણ વીકટોરીયાવાલો તેમ કેહેછેની.'

'તે જુઠો છે. ખરશેદને પડતો નાખી હું ચાલી ગયો ખરો, પણ હું પાછો આવ્યોજ નથી.'

'ત્યારે વીકટોરીયામાં ખરશેદ સાથ કોણ બેઠું?'

'તે હું શું જાણું?'

'તમુને કાંઇ તેનો ખીયાલજ નથી?'

'કાંઇબી નહી.'

'તમારી ખાતરી છે?'

'પકે પકી ખાતરી છે.'

'ત્યારે કોઇ તમારા જેવાજ ડગલાવાલો હોવો જોઇએ.'

'તેમજ હું એક ડજન એવા આદમીઓ મારી ઓલખના દેખાડું કે જેઓ મારા જેવાજ ડગલા પેહેડે છે.'

'ખરશેદના કોઇ દુશમનોને તમે ઓલખો વારૂ?'

'નહીં. હું નથી ઓળખતો. તે કોઇના ભલામણ ગાંધીભાઇ ઉપર લઇ આવ્યો, અને ગુલા સાથ પરણવાની તેણે માગણી કીધી. એથી વધારે હું બીજુ તેને વીષે કાંઇ જાણતો નથી.'

'ખરશેદ કયા રેહતો હતો?'

'દાદરના રસ્તા ઉપર, 'દાડમ બાગ'ને લગોલગ.'

'તે તમે કાહાથી જાણ્યું?'

'હું એક વખત તેને ખુલાસો કરવા ત્યાં ગયો હતો, કે ગુલા સાથ હું બંધાયેલો છઉં, અને તારે એ વાતમા માથુ ઘાલવું નહી.'

'અને તેણે શુ જવાબ દીધો?'

'હમને તે ઉપરથી તકરાર થઇ હતી.'

'કોઇએ તે સાંભળી હશેની?'

'વીકાજીના વીધવાબાઇ—દાડમ બાગના ઘેર ધણીઆણી—એ હમારી વાતચીત સાંભળી હતી.'

'ત્યારે સાંમી બાજુવાલાઓ તેને સાખી તરીકે લાવશે પણ તમે કાંઇ તેને ધમકી આપીતી વારુ?'

'હા. ગુસ્સામા મારાથી બોલાયુ હતુ ખરૂ કે, જો તે ગુલા સાથ પરણશે તો હુ તેનુ ખુન કરીશ.'

'ફલીભાઇ, એ સખુન જો વીધુબાઇએ સાંભળીયા હોય અને તે જેમ તેવી જબાની આપે તો તારૂ બચવું મુશકેલ છે. ન્યુરી તને જરૂર ગીલટી ઠેરવશે. તારે ફકત "એલીબી" સાબેત કરવી જોઇએ. તું કેહે છે કે તું પાછો આવ્યો-જ નથી ને કોઇ બીજોજ ધણી ખરશેદને લઇ વીકટોરીયામા બેઠો, ત્યારે તુ કાહા ગીયો હતો?'

'તેજ હુ કહી શકતો નથી.'

'ત્યારે તુ શુ કેહવા માગેછ ફલી' લવજી ચીરડાઇને બોલ્યા. 'ઇઆદ રાખ તને પસતાવું પડશે.'

'મને પસતાવા દેઓ. મને મરવા દેઓ.' ફલી અફસોસ કરી બોલીયો. 'પણ હુ કયા હતો તે તો કદી કેહેનાર નથી.'

'તું ત્યાથી કેટલે વાગે પાછો ફરીયો?'

'રાતના બે વાગે.'

'તું જાણેચ કે ખરશેદ પોતા સાથે કાંઇ કીમતી કાગળીઆ લઇ ફરતો હતો?'

'નહી.' ફલી ફીકકો પડી જવા લાગો. 'હું તે નથી જાણતો.'

'ત્યારે તે કાગળીયા તેં કાય લીધા?'

'મેં કાહા લીધા?

'અહ!' લવજીની જાલમાં ફલી પાછો પકડાવાથી બોલીયો 'વારૂં તે શાના કાગળીયા હતા? ફરી કહી દે તો જોઉં?'

'નાહીં. તે મારાથી કેહેવાએજ નહી.'

'તારે કાંઇ કાગળીઆ ખરશેદ પાસ હતા ખરા' અને તે તારેજ કામના હતા.'

'તે તમને પુછવાની શું જરૂર પડી?'

'જરૂર એટલીજ કે તે કાગળીઆં જેને કામના હતા તેણેજ ખરશેદનું ખુન કીધું છે.'

'આહા! ઓ ખુદા. એજ ખરી વાત છે. તેણેજ ખુન કીધું—તેણેજ ખુન કીધુ છે.'

ફરી એક જબરી ચીસ પાડી બેહુધ થઇ પડયો. લવજી તેની આવી હાલત જોઇ ત્યાથી ચાલી ગયો, અને તુરગમાથી બહાર નીકલી મનમા બોલ્યો. 'ફલીભાઇ, ખરેખર તે પોતે ખરશેદનું ખુન નથી કીધુ, પણ તું જાણે છે કે ખરો ખુની કોણ છે, તે છતા તારાથી બોલાતું નથી.'

## પ્રકરણ આઠમું.

### પ્યાર જયાં હોએ ત્યાં વેહમ હોએ નહીં.

પરવારતાઓને કામ ને ધંધા નહી એટલે કોઇનીબી નીંદા કરવામા વખત કહાડવો, તારી માથી કરવી, અને પેલી કેહેવત પરમાણે "નવરો વાણીઆ નખોદ વાલે" તેમ ફલીભાઇ-ના કેદ પડવા પછી પરવારતા નફ્કરાઓ તરેહ-વાર ગપાટા ઉડારવા લાગા. કોઇ કહે કે ખુન ફલીભાઇએજ કીધું, અને કોઇએ કહયું કે ખુન કરવા માટે તેણે કલોરોફારમ રાજર્સની કમ-પનીમાંથી લીધું, અને કમપઉનડર ફરંગીએ ફલીભાઇને પીછાણ્યો. વલી કોઇ દોઢડ ચતુર

એવી ગપ ઉડાવી કે ફલીભાઇ "કવીન્સ એવીડન્સ" થવા રાજી છે.

ફલીભાઇ જેવા શીખેલા પહડેલા, સુધારાવાલા, સોસાયટીને જાણીતા અને પંકાએલા ચંચલ જવાનને ખુન જેવા તોહમત માટે કેદ પડેલો જાણી સમજુ વરગને નાસીપાસો અને તેના બચાવની ઇનતેજારી કમતી નહીં હતી. વાતે ઘણું ગંભીર રૂપ પકડીયું. ફલીભાઇના આવા કામ માટે ગરબા જોડાયા, કલગીવાલા અને તુરાવાલાઓએ ફલીભાઇ માટે ખીયાલો જોડયા અને પેલા અધીપતી કાવસશા કર કરીએ તો એ બાબદ ઉપરથી એક ત્રણ અંકી નાટક રચી કહાડી "ધી લઇ ભાગ્યુ એમેચ્યુઅરસ નાટક મંડલી"ને તે ભજી બતાવવાની અરજ કીધી. પણ તે નાટક મંડલીના "પ્રો કવારટર" મનેજર મી૦ અરદેશર અરભંગે આ ઉમતગંદ 'ઑથર'ની ઉમેદને દાબી નાખી કહયું કે ફલીભાઇના ખુનની ત્રાપેઝ સેશનમાં થાય અને તે ફાંસી જાય એવા દેખાવોની એ નાટકમાં જરૂર હોવાથી ફલીભાઇને ફાંસી દેય ત્યાહાંધી થોભવું.

લોક ચરચા દીન જતે વધતી ગઇ, પણ લવજી બેરીસ્તરની ખાતરી હતી કે ફલીભાઇએ કદીબી ખુન કીધું નથી, અને એક ઓરતનું નામ જાહેરમા નહી લાવવા માટે તે "એલીબી" સાબેત કરવા ના પાડે છે, સબબ તેમ કરતા તે ઓરતને કોરટમાં જબાની આપવા આવવું પડે. તેણુ એવી તરક કીધી કે "જે રાતે ખુન થયું તે રાતે અને તેજ વખતે ફલીને કોઇ ઓરત સાથ 'એપોઇંટમેંટ' હોવું જોઇએ, અને તે ઓરત બચીત પરણેલી હોવી જોઇએ, જેથીજ ફલી તેણીનું નામ જણાવવા ના પાડે છે. જો તે તેણીનું નામ જાહેર કરેછે, તો પેલી ઓરતની બદફેલી ઉંધાડી પડે છે અને તેણીનો પરણેતર ખાવીંદ છુટા છેડાની ફરીયાદી માંડેછે. એટલાજ માટે ફલી પેલી ઓરતનું નામ કેહેતો નથી અને તેણીનીજ ઇજત બચાવવા પોતે ફાંસી જવા તઇઆર થયોછે. પણ આ વખતે પેલી ઓરત કેમ છુપાઇ બેઠી? મારી ગણત્રી જો ખરી હોય તો તેણીએ આ વખત બહાર પડી ફલીને ફાંસી જતો અટકાવવો જોઇએ."

આવી રીતના ગુંચવાડામાં ગુંચવાતો લવજી બેરીસ્તર ગુલવીલ તરફ સહવારની ટ્રેનમા મેહમ નીકલી ગયો. ગુલાં કાગને ડોલે લવજીની વાત જોતી ઉભી હતી. લવજીને જોતાંજ હેતે હાથ પકડી તેણી ઇનતેજારીથી પુછવા લાગી 'લવજીભાઇ, મારો ફલી કેમ છે? તમે તેની પાસ ગયા હતા કે? તે તમને મલીયો કે? તે સારો કાની છે કે?'

'ગુલાં તારા ફલીને હું મલ્યો હતો' લવજીએ જવાબ દીધો 'પણ તારા બાવા ક્યાં છે?'

'કાંય? તેવણનું શું કામ છે?' ગુલાં બોલી. 'તેવણ તો પુને ગયા છે. મને તેવણે ઘણી બોલ્યાંચ કીધી, પણ લવજીભાઇ મારો જીવ કેમ માને. પણ ફલી શું કહેછે. લવજી?'

લવજીએ ગુલાંને ફલીની તમામ બાબદ કહી સંભલાવી કહયું કે આ બાબદને તલીએ કોઇ ઓરત છે અને ફલી તેણીનું નામ ઉઘાડું પાડવા સાફ ના કહેછે.

'નહી, નહી.' ગુલાં બોલી, 'લવજી તેને બચાવો. મને તેની આગલ લઇ જાઓ. હું તેને કોઇબી રીતે સમજાવું. તે કોઇનું નહી તો મારૂં કહયું જરૂર માનશેજ.'

'પણ ગુલાં તારા બાવા જો એ વાત જાણશે તો—'

'જાણવા દો. મારા બાપ કરતાં મારો ખાવીંદ મને વધારે વાહાલોછે. તેને બચાવવા સારૂં મારાથી જેટલું થશે તેટલું હું કરીશ.'

લવજી ગુલાને પોતાની સાથે મુંબઇ લાવ્યો અને તુરતજ જુની તુરંગ કે જ્યા ફલીને કેદ કીધો હતો ત્યા લઇ ગયો.

ફલીને જોતાંજ ગુલાં તેને વલગી પડી અને લવજી ફલીની હુજતપર ધીકકારથી જોવા લાગ્યો.

'તારા આ કેવા હાલ ફલી' ગુલાં બોલી.

'તુરંગમાંબી શું આદગાની હાલત સારી રેહતી હશે ગુલાં?' ફલી બોલીયો. 'તું શું કામ

શ્યાં આવી ગુલાં ? એમાં કાંઈ સાર નથી. મેં લવજીભાઈને જેટલું કેહેવા જોગ હતું તે સઘળું કહ્યું છે, તેથી વધારે હું કહી શકતો નથી.'

'તારૂં ભેજાંનું ઠેકાણું ક્યાં છે છોકરા ?' લવજી ચીરડાઈ બોલીયો. 'તારી સુધ જરા ઠેકાણે રાખ અને આ નીરદોશ ગુલાબ જેવી છોકરીની કદર ખાઈ કેહે કે તું બરૈસપતવારે રાતના ક્યાં હતો ?'

'હું તે કહી શકતો નથી.'

'ફૂલી, જો તું એમ ના કર' ગુલાં રડમસ થઈ બોલી 'તને કેહેવું પડશે. મને રરે, મને મુવેલી જોય, જો તું નહીં કેહેયતો. તને મારી કદર નથી ફૂલી !'

ફૂલી ડોળા ફાડી ગુલાંનો ચેહેરો જોઈ ડસકાં ખાઈ રડવા જતો હતો. તેણે વીચાર કીધો કે તે બરૈસપતવારે રાતના ક્યાં હતો તે કહી દેય, પણ તરતજ સંગ જેવું દીલ કરી પોતાનો વીચાર ફેરવી નાખી બેઠો.

'ગુલાં, મને મરવા દે' ફૂલી બોલ્યો 'તું જાણતી નથી કે તે જાણવાથી શું થશે?'

'બધાં મરી જાઓ ફૂલી !' ગુલાં રડી પડી બોલી. 'પણ તને કંઈ નહીં થાય. તુને તારો જીવ બચાવવા નથી ગમતો ! મારી તને કદર નથી આવતી ફૂલી? મને એમ ઓવાર નીવાર કાય કરી મેલેચ? તેં જ્યારે ખુન કીધું નથી ત્યારે તું સાબેત કર. દુશમનનાં મોહોંડાં કાલાં કર અને સુંના જેવો જીવ એક, એક—'

'એક ઓરતને ખાતર ના આપ' લવજી વચ્ચે બોલી ઉઠયો.

ફૂલી કાંઈ જવાબ દેતો નથી; ગુલા હવે લાચાર થઇ રડવા લાગી અને લવજીનો ગુસ્સો ઉસકેરાઈ આવ્યો.

'મારા સાહેબ તમો આંધરા થયલા લાગોચ.' લવજી મીજાજ ખોઈ બોલ્યો. 'જેમ તમારી સુધ બુધ જતી રેહીચ તેમ તમારી આંખો પણ જતી રેહેલી છે ; કારણ કે આ નીરદોષ છોકરી ક્યારની રડેચ, કકલેચ, તેની પર સેહેજબી રેહેમબી તમે જોતા નથી.'

'તમે ભુલ કરોછ લવજી.' ફૂલી ગુસ્સે થઈ બોલ્યો. 'ખરી વાત છે કે એક ઓરતને ખાતર હું બરૈસપતવારે રાતના ક્યાં હતો તે હું કહી શકતો નથી, અને તે ઓરત કોઈજ નહીં પણ મારી ગુલાં છે. એનેજ ખાતર હું બોલી શકતો નથી.'

'મારે ખાતર ! શું મારે ખાતર તું કેહેતો નથી?' ગુલાં અજબ થઈ બોલી.

'એ દીવાનો થયોચ' લવજી બોલ્યો 'દીવાનાં તરીકે એણે ખુન કીધું છે એવી બાબદ હું એના બચાવમાં લાવવા માંગું છું. ગુલાં, એને બચાવવાનો હવે એજ રસતો બાકી છે.'

'હું દીવાનો ! હું દીવાનો નથી ગુલાં !' ફૂલી ગુસ્સાથી બોલ્યો. 'હું પરવરદેગારને હાજર નાજર જાણી સોગંદ ખાઈ જણાવું છું કે મેં ખુન કીધું નથી, પણ જે વાત તું જાણવા માગેછ તે તારેજ ખાતર હું કહી શકતો નથી. તે વાત હું અંતની ઘડી સુધી છુપાવીશ અને કદાચ ફાંસીબી ગયો તો તારૂં ભલું કરી જવશ. હું બેસપતવારે રાતના ક્યા હતો તે હું ચાહુ તો હમણાજ જાહેર કરી મારો બચાવ કરૂં, પણ તેમ થયાથી એક ભેદ જાહેરમા આવતાજ તને તારી જીંદગી અકારી ઝેહેર જેવી થઈ પડે, ત્યારે પછી મારૂં જીવેલું શા ખપનું ? માટે ગુલ, તું જા. મારા મુવા બાપના પાક રવાનનાં કસમ લઈ કહું છું કે હું એ વાત કદી નથી કેહેવાનો. જો ફાંસી ગયો તો તારી બલા ગઈ.'

ફૂલી ગુસ્સામાં આવી પોતાના બીછાણાપર પટકાઈ પડયો અને નસોસ થઈ બેભાન જેવો થયો. ગુલાને કાંઇ યાદ આવવાથી તેણી લાગલી લવજીનો હાથ પકડી ફૂલીને પડતો નાખી બહાર નીકલી પડી.

~~~~~~~~

## પ્રકરણ નવમું.

### ગુલાં એક શોધ કરે છે.

'એક ગીકડોલીઆ બોલાવો, લવજીભાઈ.' ગુલાંએ તરતજ લવજીને કહ્યું, 'અને ચાલો પહેલાં કોટમા.'
~~~~~~~~

'કોટમાં! કેમ? કોટમા કોણુને ત્યાં?' લવજીએ વીચારમાં પડી સવાલ કરયો.

'ફલીની કલબમાં.' ગુલાં બોલી 'મેસ-પતવારે રાતના એ મેડુમથી જ્યારે ઘેર જવા નીકલ્યો ત્યારે બોલ્યો હતો કે હું કલબમાં થઇને પછી ઘેર જઇશ, કારણુ કે મારાં નામનાં કોઇનાં કાગજ મારી પર આયા ગીયાં હોય તો માલમ પડે. ફલી કદી જુઠું બોલે એવો નથી. તે કદાચ કલબમાં ગયો હોય, અને ત્યાંથી તેને કાગજ મલ્યું હોય અને ઘેર જવાને બદલે પાધરો બાહારજ ગયો હોય.'

'પણુ કાગજ કોણુ તરફથી આયું'?

'તે આપરે શું જાણીએ' ગુલાં બોલી. 'ઓરત કે મરદ જેબી હોય. કોઇ મુવાં ભુંડાંએ મારે વીશે ખરી ખોટી કહી એને ભમાવેલો લાગેચ. મારે લગતી કાંઇ વાત એણુ જાણી છે ખરી લવજીભાઇ; પણુ હું તો કાંઇબી જાણુતી નથી. કલબમાંથી ખબર કાહાડી એને ઘેર જઇએ, અને એના ઘેરમાંથી જરૂર એ કાગજ મલી આવવું જોઇએ.'

'મને એ વાત થીક લાગતી નથી' લવજીએ વીચાર આપ્યો. 'જો વાત ઘણી છુપી હોય તો ફલીએ એ કાગજ તેજ વખતે કાંય નહીં ફાડી નાખ્યું હોય?'

'તે કદી ફારે નહીં. એના જેવા બેદરકાર ઘણાજ થોડા મલી શકશે.' ગુલાં બોલી 'તે કાગજ ત્યાંજ કેપે ડગલાના ગજવામાં કે કમરાની ટોપલીમાં અથવા ટેબલનાં ખાનામા પડેલું હશે.'

ઉપલી બાતચીત દરમ્યાન ગાડી ફલીની કલબના મકાન આગળ આવી ઉભી. લવજીએ તુરતજ કલબના કારભારી કાવસજી કોકને બોલાવી ઉલટપાલટ સવાલો કરવા માંડયા.

કાવજી તમને કાંઇ ધીઆન છે કે મેસ-પતવારે એટલે જે દહાડે પેલા પારસીનું ખુન થયું તે રાતના ફલીભાઇને સારૂ કોઇ શખ્સ યા ટપાલ મારફતે કાંઇ કાગજ હયાં આવ્યું હતું?'

કાવજી કોક ઘણુા લાંબો વીચાર કરી બોલીયા 'લવજી શેઠ, તે બનાવને એટલા બધા દહાડા થયા છે કે મને કાંઇ યાદ નથી. પણુ સેહેજ ધ્યાન છે સાહેબ, કે ફલીભાઇને નામનું એક કાગજ કોઇ શખ્સ લાવ્યું હતું ખરૂં.'

'ઠીક ઠીક,' લવજીએ ધીરજથી પુછયું. 'કેટલે વાગે વારૂં?'

'રાતના બારની અગાઉનો સુમાર હતો,' કાવસજીએ કહયું.

'અને કોણુ લઇ આવ્યું?'

'કોઇ મુસલમાની આયા જેવી ચીઠરે હાલ બઇરી.' કાવજીએ જવાબ દાધો.

'બઇરી!' લવજી અજબ થઇ બોલીયો.

'હાજી. તે કોઇ જબરી ફાટેલ હતી.' કાવજી બોલ્યો. 'એકદમ કાગજ લઇ ઓફીસ આગલ આવી મોટે અવાજે બોલી "એ કાગજકા ધણી કીધર હયે?" મેં જરા દમમાં કહયું, "ચલાવ નીકલો ઇધરસે." તે તો બેહેકી, ને બોલી "બડા નીકાલનેવાલા આયા." મેં પુછયું કે "તુંમ કીસકુ પુછતા?" તે બોલી "મુજે ખબર નહીં. એ કાગજ દેનેકા હય." મેં તે કાગજ કોણુને નામનું હતું તે જોયું તો તે ઉપર ફલીભાઇનું સરનામું હતું. કાગજબી તેણીના જેવુંજ ચીઠરે હાલ મેલું હતું. મેં તે કાગજ લઇ ઉંચું કીધું. પેલી મુસલમાની બઇરી જતી રહી અને જેવો ફલીભાઇ આવી લાગ્યો તેવુંજ તે કાગજ મેં તેને સ્વાધીન કીધું.'

'પછી ફલીભાઇએ તે કાગજ વાંચ્યું ખરૂં કે?' લવજીએ સવાલ કીધો.

'નહીં. તેવણુ બીજાઓ સાથ "પુલ" રમવામાં રોકાયા' કાવજી બોલીયો.

'અંહ, ઠીક.' પુલની રમતમાં કોણુ કોણુ સામેલ હતું તે શાક્ષી તરીકે જુબાની આપવા કામ લાગશે એમ ધારી લવજી તેઓનાં નામ પુછવા લાગ્યા 'તમને ઇઆદ હશેની કે ફલી સાથે પુલ રમવામાં કોણુ કોણુ હતા?'

'આનજીભાઈ ચારીયા, મેરવાનજી લાહેર, ડોસાભાઈ સેન અને પેલા નવા મેમબર, જેવણુ બારીસ્ટર છે, તેવન.

'ગેમ કેટલે વાગે પુરી થઈ ?'

'એકમા પંદર મીનીટ કમ હતી ને ફુલીભાઈએ બધી "લાઇફ" ખોહી દીધી.' કાવજીએ જવાબ દીધો. 'તેવાજ પેલું કાગજ વાચવા તેવણુ બતી આગલ ગયા અને સુમારે એકમાં પાચ મીનીટ કમ હશે તેમ કલબમાથી નીકલી ગયા.

'બરાબર.' લવજી મનમા બોલ્યો. 'અને એક વાગે તે ખરશેદને મલ્યો, એમાં તો કાઇજ શક નહીં. પેલા કાગજમા 'એપોઇન્ટમેન્ટ' કીધેલું હોવું જોઇએ અને તે પરમાણે ફુલીભાઈ ત્યાંજ જવો જોઇએ.'

'માફ કરજો તમને તજદી પડી' લવજી બોલીયો, 'સાહેબ મેહેરબાન કાવજી.'

'મેં તમને પેહલેથીજ કહયુ ની લવજી?' ગુલા બોલી 'હવે ચાલો ફુલીને ઘેર. એ કાગજ જરૂર ત્યાજ હોવું એઇએ.'

'તમારી અટકલ બીલકુલ ખરી છે' લવજીએ કહયુ 'તમારા વીચાર પરમાણે તો કાગજ ત્યા હોવું જોઇએ ગુલા.'

ગુલાને હવે એકજ ઇનતેજારી હતી. તે ઇનતેજારી પેલા કાગજ વીશેની હતી. તે કાગજ જો ફુલીના ઓરડામાથી મલે તો તે ફુલીને સાબુત બચાવી શકે.

આવા આવા વીચારોમા ગુલાં પોતાના ફુલીની ફીકર કરતી હતી તેવામા વીકટોરીયા ગોવાલીયા તલાવ ઉપર આવેલા ફુલીના મકાન આગલ જઈ પુગી. લવજી અને ગુલા તુરત વીકટોરીયામાથી નીકલી મકાનમા દાખલ થયા. ભામલો જે પોતાના શેઠનો ખરો વફાદાર નોકર હતો તેણે તુરતજ ફુલીભાઈના મીત્ર જાણી ગુલા તથા લવજીને ફુલીના ઓરડામા દાખલ કીધા, અને પોતે હજારો હજાર કદુવા પોતાના જીવને દેવા લાગ્યો કે 'કાહાને કાહા પેલા છા——જુઠા વીમાદલાલને મેં ફુલી છેઠ છારૂ બધી ખબર આપેલી.'

લવજી અને ગુલાં ફુલીના ઓરડામાં પેલા કાગજની તલાશ કરવા લાગ્યા. સરૂઆતમાં તેઓએ તેની ટેબલનાં ખાનામા ઉઠલ પાઠલ કીધી; ત્યારપછી કપડાંની કબાટમાં મુકેલા તેના ડગલા, પાટલુન, વેસ્ટ કોટ, બદીઆન વગેરેના ખીસા બારીકીથી તપાની બંને જણા નાશીપાસ થયાં, અને સેવટે ગુલાંએ વધુ મેહેનત કરી તે કાગજ મેલવવાની આશા છોડી. પણ તેવામા તેણીની નજર જુના પુરાના કાગજની એક બાસકેટ ઉપર પડી. ડુબતું માણસ જેમ ટીનને વલગી જીવ બચાવવાની પેરવી કરે તેમ ગુલા આ બાસકેટમાથી એકે એક કાગજ બહાર કાહાડી ફુલીને બચાવવાની આશાથી તપાસવા લાગી.

અંતે તેણી નીરાશ થઇ. બાસકેટમાથી તેણીને કાઇબી કાગજ મલ્યું નહી. જેવી તે નીરાસ થઇ ઉઠવા જતી હતી તેવીજ તેણીની નજર એક મેલા અરધા બળી ગયલા કાગજ ઉપર પડી. તે ઝુંચકી તેણીએ વાંચવા માડયું અને તે વાચતાજ ગુલા એક ચીસ પાડી હરખભેર બોલી ઉઠી 'મલીયું, લવજીભાઈ મલીયું.'

લવજી જે ઓરડાના ખુણા ખાંટોલામાં તપાસ કરતો હતો, તે ગુલાની ચીસ સાંભળી દોડી આવ્યો અને તેજ વખતે ગુલાએ તેના હાથમા નીચલું કાગજ મેલ્યું.




(સાંધન.)

## પ્રકરણ ૧૦ મું.

### ખાનસાહેબ જહાંગીરશા.

હનુમંતરાવ છુપી પુલીસમાં પોતાની કલાબાજ હીકમતોથી જાણીતો થઈ વખણાઈ ગીયો હતો ખરો, પણ આખી પુલીસ ફોર્સમા તેનો એબલો હરીફ ઇનસપેકટર "જહાંગીરશાહ" હતા. પારસીજ કેની ? એટલે એક મરાઠાને ઝાંખ લગાડતા કેટલી વાર મુંબઈની પુલીસ ફોર્સમા હનમંતરાવ અને જહાગીરશાહ એ બે નાદર ગોહર હતાં, કે જેમની ચંચલ બુધ્ધી અને ગુનેહગારોને પકડી કહાડવાની અસાધારણ ચપલાઈ તથા કુનેહથી મુબઈના ભલા ભલા બામટા, જુગારીઓ, લફંગા લુટારા, ચોર અને ખુનીઓ ઝાડના પાંદડાં મીસાલ કાંપતા હતા. હનમંતરાવે આજ સુધી જે નામના મેલવી હતી, તેગી હવે આવતે સાલ કમીશનરસાહેબની ભ[illegible]નની નવાજેશ થવાની દરેક વ[illegible]મા ખરશેદ ખરાસના ખરા ખુનીને પકડી કાહાડવાથી તેને પોતાની કીરતીનો કોટ હવામા બાધી દીધો હતો, અને હવે જે વખત જાએ છે તેમાં એક મોટે ખાચરે ફરતા ભનેલા ગનેલા અને સુધરેલામા ખપતા પારસી જવાનને ખુની તરીકે ફાંસીને લાકડે લટકાવી તે પોતાની કીરતી અંમર કરવાનો હતો.

પણ એક પારસીથી ખુન જેવું હીચકારૂં કામ થાય કેમ, અને તેમી ફલીબાઈ જેવા એક પારસી ખુન કરે—એ હનમંતરાવના હરીફ ઇન્સપેકટર જહાંગીરશાહ માનતા નથી. એક પારસી ખુન કરેજ નહીં. એક પારસીની રગોમાં ફરતાં લોહીમાં એવો હીચકારો ખવાસ આમેજ થએલોજ નથી, એમ જહાગીરશાહનો પાકકો વીચાર હતો.

ખાનસાહેબ જહાંગીરશાહ પણ મુંબઈની છુપી પુલીસમાં ઇન્સપેકટર હતા. અને હનમંતરાવ જહાંગીરશાહને હમેશ પોતાના હરીફ તરીકે જોતો હતો. જહાંગીરશાહ કોઈબી રીતે છુપી પુલીસમાં છઠ્ઠે ખુને પડેલા અમલદાર નહી હતા. પોતાની હુશીઆરી, ચપલાઈ, બાહાદુરી, કલાબાજ હીકમતથી સરકારની ખાતરી કરી માનપાનના અતીઆર આગમજ તેઓ ધણી થઇ બેઠા હતા. ખોટી નોટ બનાવનારને પકડી કહાડી, તેઓના હાથમાંથી નવ લાખની ખોટી બનાવટી નોટનો જથ્થો તેઓએ પકડી પોતાના વડા અને સરકારની તેઓએ ખાતરી કરી આપી હતી કે જહાંગીરશાહ જેવાં પારસીઓની ખરેખર પુલીસમાં ઘની જરૂર છે. હનમંતરાવના આ સીનીયર જહાંગીરશાહ, હનમંતના દરેક કામની ખોડખાપન કહાડવા હમેશ તલપી રેહતા હતા, અને બને તો હનમંતરાવની મેહનતની બરબાદી અંતની ઘડીએ કરવાની તેઓ હમેશા ઇનતેજારીથી તક શોધતા હતા.

ખાનસાહેબ જહાંગીરશાહ તીસ વરસની ઉમરના એક દેખાવલા દહાડી મુછ વગરનાં જવાન હતા. આંગે તેઓ પાટલા અને કદે જરા ઉંચા હોવાથી તેઓ હમેશા વેશ ધારન કરવામા ફાવી જતા હતા. સબબ ઘણી વખતે ઓરતના લેબાસમા આ જવાન ઇન્સપેકટરે પોતાના જીવના જોખમે માહાભારત તસ્કરો પકડેલાં હતા. આવી રીતની બાહોશીવાલા એક જવાન બાહાદુર હરીફથી હનમંતરાવ હમેશાં ડબાતોજ હતો, પણ પોતાથી વડો સીનીયર ઇન્સપેકટર હોવાથી મોહાડા ઉપર ખાનસાહેબને મીઠું પરીસવા ચુકતો નહી હતો.

જાહેરમાં ફલીબાઈના એક ખુની તરીકે પકડાવાથી બે મત થયાં હતાં. એક બાજુવાલા તેને ખરેખર ખુની સમજતા હતા, અને બીજી બાજુવાલા તેને ખરેખર નીરદોશ માનતા હતા.

ફલીબાઈએ પોતાનો બચાવ કરવા ના પાડીઆ પછી લવજી તથા ગુલાએ પેલાં બલી ગએલા કાગજની શોધ કીધા બાદ લવજીએ ખાનસાહેબ જહાંગીરશાહને પોતાના "ચેમબરસ"માં તુરતજ મલી જવા ચીઠી લખી.

હનમંતરાવના "કેસ" ઉપર ખાનસાહેબ ઇનતેજારીથી જાહેરમા નહી પણ ખાતેનમા તપાસ રાખતા હતા; અને એક મરેઠાગે ફલીભાઇ જેવા કેલવાયલા એક જવાનને ખુન જેવા આરોપ માટે પકડેલો જાણી ઘણાજ દલગીર થઇ ગયા. પણ લાચાગ! તે વણુ કાંઇ પણ એ વાતમા બોલી શકે તેમ નહી હોવાથી ચુપચુપ ફલીભાઇના કેસનાં સેવટ ઉપર વીચાર કરતા બેઠા.

લવજી તરફથી જેવું ખાનસાહેબને તેડુ આવ્યું તેવોજ તેવણુને નવો જીવ આવ્યો હોય તેમ તુરતજ ઉઠી હરખભેર તઇઆર થઇ કોટમા જવા નીકલીયા. લવજીની ચીઠી વાંચી તેણુ તુરત એકજ અટકલ બાંધી અને તેજ વખતે મનમા બોલીયા કે "ખુદા કરશે તો ફલીભાઇ છુટી જશે. એક પારસી કદીબી ખુન કરે નહી. "ઓ! પારસીસ આર નૉટ બાર્ન ટુ મરડર."

લવજી બેરીસતરની ઓફીસ હાઇકોરટના મકાનમાજ હતી. ખાનસાહેબને મારતી વીકટોરીયાએ જઇ પુગતા ઘણી વાર નહી લાગી. લવજી તેવણુની વાત જોતાજ બેઠા હતા, અને ખાનસાહેબ લવજીને મલવાજ નીકલીયા હતા. એટલે બેઉની ઇંતેજારીનું સેવટ બંનેની મુલાકાતથી આવી ગયું.

"કમ ઇન-કમ ઇન-ખાનસાહેબ" લવજી તુરતજ પોતાનો હાથ લંબાવી શેકહેન્ડ કરી બોલીયા. કેમ અંદર આવતા બીહોછ કે શું જહાગીરશાહા!! તમે બીહીતા બીહીતા કેમ આવોછે!!!

હું સમજીયો તમે શેકાનમા હશો તેથી. "જહાંગીરશાએ હસીને જવાબ દીધો અને લવજી પોતાની ઓફીસના બારના બંધ કરી વાતે લાગા" કેમ લવજીભાઇ સેવકને કાંઇ ફરમાસ.

હા ખાનસાહેબ "લવજી બોલ્યા" ફલીભાઇના કેસમાં ગાંધીભાઇએ મને બચાવ કરવા રોકેલોછે. ખરશેદ બરાસના ખુનની તમામ વીગતથી તમે માહીતગાર તો હોવા જોઇએ મી. જહાગીરશાહ.

હું એમ ધારૂછ લવજીભાઇ "ખાનસાહેબે ભવા ચહડાવી જવાબ દીધો." હનમંતરાવે બેશક બેહદ મેહનત કરી કેટલાક પત્તા મેલવીયાછે. પણ લવજીભાઇ મને શક છે કે હનમંતરાવે ખરા ખુનીને પકડીયોછ.

કાગણુ વારૂ? તમુને તેમ માનવાનું શું કારણુછે, ખાનસાહેબ? "લવજીએ અજબ થઇ સવાલ કીધો"

કારણુ? "ખાનસાહેબે જવાબ દીધો" લવજી ભાઇ તમે શું પુછોછ. શું કયાની વશના પારસીની નસોમા વહેતું લોહી એટલું હીચકારૂ છે કે ખુન કરે. એક કલવાએલો શીખેલો પહડેલો, સુધારામા વધેલો, ઇજતથી પુર અને માલગી ભરપુર જવાન, હીચકારો બની ખુન કરે. ફલીભાઇથી હું એવી આશા રાખુજ નહી. હનમતરાવ મેજીસ્ટ્રેટને જે "ઇનફરમેશન" આપી ફલીભાઇને પકડવાનુ વારંટ લીધુ છે, તે મે ખાનગી રીતે વાચી જોયુ છે, અને લવજીભાઇ તે વાચતાજ મે અટકલ કીધી કે ફલીભાઇ કદાચ નીરદોશ કાય નહી હોય. બેશક હનમતરાવે ઘણી મેહનત કીધીછે. તેણુ મેલવેલા સાક્ષીઓની જબાની ઉપર જો જુરી ધ્યાન આપશે તો ફલીભાઇને બોલ બોલતાં "ગીલટી" ઠેડવશે. ખુદ ફલીભાઇના નોકરે હનમંતરાવને કહયું કે જે રાતના ખુન થયુ તે રાતના તે બે વાગાને સુમારે ઘેર આયો હતો. હુ ઘણોજ દલગીર છેઉ લવજી શેઠ કે ફલીભાઇ આવી આફતમા આવી પડીયોછ. તોપણુ હું ફરીથી કહુંછ કે ફલીભાઇ ખુન કરે એવું આદમી નથી. મને એનો બચાવ મુશકેલ લાગેછ, લવજીભાઇ. સીવાએ તમે "એલીબી" સાબેત કરો.

તેજ. હુમારો બચાવ ખાનસાહેબ, એલીબી સાબેત કરવા ઉપર મોટા આધાર

રાખેછે "લવજી બોલીયો" તમે શું ધારોછ, ઈન્સપેકટર સાહેબ ?

મારા કરતા તમોએ વધારે જાણવું જોઈએ, લવજી શેઠ "ખાનસાહેબે જવાબ દીધો" બચાવ કરવાનુ કામ તમારૂ પોતાનું છે.

પણ તે હુજતી છોકરો બચાવ કરવા ના પાડેછે. "લવજી મોહોડુ કુમલાની બોલીયા."

સબબ "ખાનસાહેબ વીચારમા પડી બોલીયા."

તે પોતાની ઈજતને વધારે વહાલી ગણે છે. ખાનસાહેબ "લવજીએ કેહેયુ" પોતાની ઈજતના બચાવ ખાતરજ તે પોતાની ગરદન આપવા તઈઆર થયોછ"

"એ તે શુ જુલમ" ખાનસાહેબે ટીકા કીધી.

"તે જો ચાહે તો "એલીબી" સાબેત કરી શકે. પણ ખુન જે વખતે થયુ તે વખતે તે જે ઠેકાણે હતો, તે વાત જાહેરમા આવે અને તેથી તેને બેઆબરૂ લાગે તેના કરતા ફાંસી જવમા તે વધારે માન સમજે છે." બેરીસટરે ખુલાસો કીધો.

"હું બધું સમજી ગયો" જેહાગીરશાએ કેહયુ "એક ઓરતનું નામ જાહેરમા આવવાના કરતાં ફલીભાઈ પોતાની ગરદન આપવા તઈઆર થયોછ એમજ કેની લવજી શેઠ."

"તેમ નહીં." લવજીએ જવાબ દીધો "તમારા જેવીજ અટકલ મેં પણ શરૂઆતમા કીધી હતી. પણ તે પાછલથી ખોટી પડી. ખરી વાતતો એ છે કે એક મરતી ઓરતે ફલીભાઈને કાંઈ છુપી વાત કેહેવા તેડાવેલો હોવાથી તે ત્યા ગયો હતો."

"ઓહો! તમે તો એટલે સુધી પુગી ચુકાછ લવજીભાઈ" ખાનસાહેબે વીચાર જણાવીયો "પણ તે છુપી વાત !"

"તેજ એક ભેદ છે ખાનસાહેબ. તેજ માલમ નથી પડતું." લવજીએ કહયુ "કાંઈ ઘણીજ અગતની બાબદ કેહેવા તે ઓરતે ફલીને તેડાવીયો હતો, અને બેસપતવારે રાતના જે વખતે ખરશેદનુ ખુન વીકટોરીયામાં મોડી રાતે એક ગમને બે વાગા વચે થયું તે વખતે ફલીભાઈ આ મરતી ઓરતના બીછાના આગલ હાજર હતો.

"ત્યારે વીકટોરીયાવાલો કેહેછે તે જુઠું કે ફલીભાઈ થોડી વારમા પાછો આયો" ખાનસાહેબે કહયું "મારો વીચાર પેહલેથીજ એવો હતો. બરાબર. વીકટોરીયાંમા ખરશેદને લેઈ ફલીભાઈ નહી બેઠેલો.

"બીલકુલ નહી" લવજીએ જવાબ દીધો તે "પેલી ઓરતને તીયા નીકલી ગયલો હતો. ખાનસાહેબ, જુવો વાચો આ કાગજ. મોટી મુશકલીએ મેં આ બલી ગયેલાં કાગજનો એક ટુકડો ફલીભાઈના રદી કાગજની "બાસકેટ"માથી મેલવીયોછે.

લવજીએ ખાનસાહેબના હાથમાં પેલું કાગજ મુકયું અને ખાનસાહેબ બારીકીથી તે તપાસવા લાગા.

ભરેમપતવારે એ કાગજ લખેલું છે. "ખાનસાહેબ બોલીયા"

હા ઉપર તારીખ લખી છે તે જોઈ કેની. "લવજીએ જવાબ દીધો" ખરશેદનું ખુન પણ એજ દહાડે થયલું હતું ?

ઓહો! સમજ પડી. લવજીભાઈ આ કાગજ કામાતીપુરાની બારમી ગલીમાથી આવેલું છે. "ખાનસાહેબ મલકાઈ બોલીયા" મારી તો હમણા નજર પડી! કાગજને મથાળે એકાદ હરફ બલો જવાથી મારી નજર હમણા તે ઉપર પડનાંજ મને ધીયાન આયું. પણ એ કાગજ કોણ લાવ્યું અને કાહા આવ્યું ?

કાવજીકોક, પારસી યુનીયન કલબના કારભારી કેહ છે કે એક મુસલમાની આયા જેવી ચીરદેહાલ છોકરી કલબમા આવી આપી ગઈ. "લવજી બોલીયા" હવે કેવી રીતે એ ઠેકાણું અને એ ઓરતનું નામ નીશાન શોધી કહાડીએ.

કામાતીપુરાની લુકેલીટી લવજી શેઠ મુંબ-ઇમાં એક દોજખના ગાર સમાન છે. "ખાનસાહેબે પોતાનો પુલીસનો અનુભવ જાહેર કીધો." આખી મુંબઇના પાપી પલીદો, લુટારા, ચોદા. ખુની અને જુગારીઓ, એ લુકેલીટીના ગીચ અને જુદા જુદા ગંધીલા લતા ઉપર વસે છે. એ જગા ઉપર મોડી રાતના જવું વટીક જોખમ ભરેલું છે. કોઈ ભુલોચુકો ત્યાં જઈ લાગો અને જો હાથમા સપડાયો તો તેને જાનથી મારીબી નાખે, તો ખુનીનો પતોબી મળે નહી. પુલીસ શુ કરે? લવજી શેઠ, આ કાગજ કામાતીપુરામાંથી લખાયું છે. પણ ફુલીબાઈ છેક મોડો રાતના એક વાગે એખલો તીયાં જાય અને સલામત પાછો ફરે એ મારા માનવામાં બીલકુલ આવતું નથી. મને લાગે છે કે તેને સાથે લેઈ જવા પેલી છોકરી કુંયે ઉભી રેહેવી જોઇએ. પણ જરા સબર. એક બીજી વાત મને ઈઆદ આવી. કામાતીપુરામાં મહીના એકની વાત ઉપર રમજાન નામની બુધીઆના મકાનમાં એક ઓરત મરણ પામી હતી ખરી.

તેની ખબર તમુને કેમ પડી, ખાનસાહેબ "લવજીએ કારણ જાણવા માગ્યું."

તેની પાયદસ્ત કહાડતી વખતે ઘણું લોક કબ્રસ્તાનમા તેની લાશને દફન કરવા જનાર હતું "ખાનસાહેબે જણાવીયુ" વાસતે કમીશનર સાહેબે આગમજથી બંદોબસ્ત કરવાના ઇરાદાથી મને તીયાં હાજર રેહેવા ફરમાવીયું હતું.

પણ તે કોણ ઓરત હતી કે એટલું બધું લોક તેની પાયદસ્તે ગયું હતું? "લવજીએ સવાલ કીધો."

રમજાન નામની એ બુઢ્ઢી ઓરતની કોઇ સગી હતી. "ખાનસાહેબે જવાબ દીધો" શું સગી થતી હતી તે હું નથી જાણતો પણ કામાતીપુરાનું તમાંમ લોક મરનારને "બકાવલી"ના નામથી ઓલખતાં હતાં. કેહે છે કે તે ઘણીજ ખુબસુરત ઓરત હતી. પુનાથી તે ત્રન મહીનાની વાત ઉપર આવી હતી. હું ધારૂંછ કે તે અસલ લાહોર કે અમરીતસરની રેહેનાર હતી, અને બહીનાં રોગથી ત્રન મહીના વેર રીબી સેત્રટે જે રાતના ખુન થયું તે રાતના મરણ પામી હતી.

તીયારે તેણીએજ કાગજ લખી ફુલીને તેડાવેલો હોવો જોઇએ. "લવજી બોલીયો."

બેશક "ખાન સાહેબે ઉઠી ઉભા થઈ કેહેયુ" લવજીભાઈ જો ફુલી એ રમજાનનાં ઘેરમાજ ગયો હશે તો આપણ સાબેત કરવા જેટલા જોઇએ તેટલા શાખસી મેલવી શકસું. પેહલું તો બુઢ્ઢી રમજાન પોતે અને બીજી તેની દીકરી "પંપા."

"પંપા" "લવજીએ સવાલ કીધો." એ કેઈ જાતનું નાંમ ખાનસાહેબ.

એ મને લાગેછ કે લાડકું નામ હોતું જોઇએ. "ખાનસાહેબે જવાબ દીધો" બલા જાણુ મારી તેનું ખરૂં નામ શુ છે તે; પણ "પંપા"ને નામે કામાતીપુરાની તમામ વસતી આ છોકરીને ઓલખે છે. વાસતે લવજી શેઠ હમણા મને પુલીસ કોરટમાં પેલા "સોનેરી ટોલી" [illegible] જબાની આપવા જવું છે. કદાચ મારો આખો દીવસ ત્યાં જાય. વાસતે રાતના ૮ કે ૯ ને સુમારે હું તમારે બંગલે આજે આવસ. ત્યાથી રમજાનને ઘેર આપણે જઈ પેલી મરનાર 'બકાવલી'ને વીશે કાંઈ વધુ ખબર મેલવીસું.

સાહેબજી. સાહેબજી જહાગીરશાહ "લવજીએ હાથ લંબાવી શેકહેન્ડ કરતાં કહયું" હું તમારી જરૂર વાત જોવસ જેહાગીરશાહ.

તે આખો દીવસ જેહાગીરશાહનો પુલીસ કોરટના રોકાનમાં ગયો. સબબ સોનેરી ટોલીના એક નવા પ્રપંચમા તેઓને ખાસ જબાની આપવી હતી.

બરાબર રાતના સાડા આઠને સુમારે ઠેકવેલે વખતે ખાનસાહેબ જેહાગીરશાહ, લવજી બેરીસટરને જઈ મલીયા. લવજી દર પલ તેમની રાહા જોતાજ હતા, તેથી જેવી તેમની નજર જેહાગીરશાહ ઉપર પડી કે તેવોજ પોતા-

નો ઓવરકોટ "અાંગ ઉપર નાખી" મોગલ કેપ પેહેડી જેહાંગીરશાહને સાંમે જઈ મલીયા.

હલ્લો! તમે તો તઈઆરજ દેખુ "જેહાંગીરશાહે કહયું" હું મકુંજે મને ખોટી થવું પડશે. કેમ? હું વખતસર છેઉની?

હજી નવ નથી વાગા "લન્જી તેજ વીકટોરીયામા જેહાગીરશાહ પાસે બેસી પોતાના ઘડીયાળમાં જોઈ બોલીયા" તમે ટાઈમ સર છેઓ, જેહાંગીરશાહ.

ઠીક તીઆરે "જેહાંગીરશાહે જવાબ દીધો" હવે આપણુ જઈશું.

ચલાવ?

કીધર સાહેબ?

કામાતીપુરા. બારા ગલી!!

વીકટોરીયાવાલાએ ફડાક દઈ ચાબક ચમકાવીયો, અને ગાડી સપાટા બંધ આગલ ચાલી. જેહાગીરશાહને મોહડેથી "કામાતીપુરા" નો બોલ સાભળી લવજી વીચારમા પડી મનમા વમાસન કરવા લાગો કે "કંઇ સમજણુ નથી પડતી કે લાહોર અમરીતસરની એક રેહેનાર, પુનામાં વસેલી, પાછલથી મુબઈની કામાતીપુરા જેવી ગલીચ અને હલકી અદ્ધમ લુકેલીટી ઉપર રેહેનાર એક ઓરતે અરધી રાતના ફલીભાઈને ગાધીની ગુલા વીશે શું છુપી વાત કહેવા તેડાવીયો હશે"

પણ તેટલાં ગાડી ગરાંટરોડ કોરનર આગળ આવી પુગી.

## પ્રકરણ ૧૧ મું.

### કામાતીપુરા માહેલાં મકાનની ભેટ.

મુંબઈનાં કોટના નાકા ઉપર આવેલી આબરૂદાર નાટકશાલાઓ આગલ રાતને સમે ખેલને દીવસે જે લોકોની ગીરદી થાય છે, તેના કરતા વધારે ગીરદી ગરાંટરોડના કોરનર ઉપર આવેલી નાટકશાલાઓ આગલ દરરોજ રાતના થાય છે. થોડા વરસની વાત ઉપર તો વાત એટલે સુધી બેહેકી હતી કે આબરૂદાર કુટુંબો કે ગ્રહસથોને રાતને સમે તે રસતેથી ચાલી જવું પણ સલામત નહી હતું. કેટલીક નાટકશાલાઓમાં નીત રોજ રાતના ખેલો થતા રેહે છે, અને તેમાં દાખલ થવાની ફી એટલી તો નજીવી તે કમપનીના માલેકો રાખે છે, કે ગરીબમા ગરીબ માણસ પણ તીયાં દાખલ થઈ ખેલ જોઈ શકે છે. પણ એવી રીતની નજીવી ફીથી દાખલ થનારાઓમા કેટલાક ઘરબાર વગરના લુચ્છા ભામટા—જેઓ પારકાની મીરાસ પોતીકી કરી લેવાની દરએક પલે તક શોધના ફરે છે તેઓ—દાખલ થઈ પોતાની રાત તીયા ગુજારે છે, અને છેક મોડી રાતે—સુમારે બે કે અઢી વાગે—જયારે ખેલ પુરો થાય છે, તીયારે તેવા "ભલા માનસો" ઘણું કરી "નોરથ બરૂક ગારડનમા" જઈ ખુલી હવામા લેટી જાય છે, અને કેટલાકો પડોસમા આવેલા કામાતીપુરા ડંકનરોડ વગેરે જોખમ ભરોયા રસતા ઉપર લોકોના ઘરના ઓટલા ઉપર કે બારણાં આગલ કે ફુટપાઠ ઉપર સુઈ જઈ રાત પુરી કરે છે.

જે વરગ આ નાટકશાલાની મુલાકાત લીએ છે, તે નાટકશાલામા થતા નાટકો પણ તેવાજ કંગાલ થાય છે. તેમા કેટલીક કમપનીઓ તો "સ્ત્રીઓ મફત" દાખલ કરે છે, એટલે જે ભીડ અને ગારદી થવી જોઈએ તેમા હમેશ વધારો થાય છે.

નાટક આ લતા ઉપર એક જાતનો વેપાર થઈ પડયો છે, અને જેવી રીત કેટલાકો આ ધંધાનો નાશ કરવા બેઠા છે, તેઓ નાટકના ખુબી ભરયા કામને ખરેખર એબ લગાડી તેની ખરાબી કરતા જાય છે.

પણ ખુશી થવા જોગ એ છે કે, પારસી નાટકકારો કે જેઓએ અસલ નાટકની શરૂઆત મુંબઈમાં કરી હતી, તેઓએ આજકાલ ગરાંટરોડના નાટકની પડતી દશા ફેરવી નાખી, તે લત્તાને થોડો ઘણો આબરૂદાર બનાવી નાટકના ધંધાની થયલી બરબાદીને પાછી સુધારી આબાદી ઉપર લાવવાની કાંઈ એક કોશીશ કરી છે. અને તેમાં તેઓ ફતેહ પામીયા છે.

લવજી અને ઇનસ્પેકટર જેહાગીરશાહની વીકટોરીઆને શરાટરેડવાલી નાટકશાલાઓ આગલ મલેલી લોકોની ઠઠમાથી રસતો લેતા ઘણી અડચણ પડી. મોટી મુશકલીએ તીયાથી આગલ વધી બેહુમાર વાકી ટાકી ગલીઆ માંથી પસાર થયા પછી અંતે એક સાકડી ગંધીલી નજીક ગલીમા જેહાગીરશાહે પોતાની ગાડી એક ત્રન માલવાગ ખખડી ગયલા મકાન આગલ ઉભી રખાવી પોતે લવજીને લઇ ઓટલા ઉપર ચહડીયા.

એવા લોકો સાથ આ જગે આપણને કામ લેવું છે, લવજીભાઇ કે જુદા પેર કરે "જેહાગીરશાહે ધીમે અવાજે લવજીને કહયુ " એ લોક કાઇથી બોલે કે ભાડે તેનો કાઇ તમે વીચારજ ના કરતા. કાઇ જવાબબી ના આપતા સમજીયા કે.

આવી કીસમની દલીદ્રતા અને કંગાલીયતમાં વસી દીન ગુજારનારથી આપણુ બીજી શું વકી રાખીએ મીઠ જેહાગીરશાહ " લવજી બોલીયા " તમે કેહોછ તે ખરાબર છે.

જહાગીરશાહે ઓટલા ઉપર ચહડી દરવાજો ઠોકીયો, અને ઘણીવારે અંદરથી કોઇએ અરધુ બારણુ ઉધાડી બહાર માથુ કહાડી પુછયું. "કોણ હએ. દરવાજા કોણ ઠોકતા હએ."

ખોલો ખોલો " જેહાગીરશાહે પોતાની પુલીસની ફાસીનમા ધાડા અવાજે દરવાજો ડાબી કહયું " ચુ ધૅમ ખુટ" ખોલો.

જેહાગીશાહનો ધાડો અવાજ સાભલી દરવાજો ઉધાડનાર—જે એક પંદર વીસ વરસની છોકરી હતી તે—બીલકુલ ગભરાઈ જઈ ખીસી ગઇ અને જેહાગીરશાહ લવજીને લઇ આ મકાનમાં દાખલ થયા, અને પેલી છોકરીએ દરવાજા પાછા બંધ કીધા.

બુધી રમજાન કીધર હએ? જહાંગીરશાહે સવાલ કીધો.

" દુસરે મજલે પર " પેલી છોકરીએ ટુંકો જવાબ દીધો.

લવજીને લઇ જેહાગીરશાહ એક સાકડી અંધારી ચાલમા થઇ ભાગા તુટા દાદર ઉપર ચહડી ટંટોસતો અથડાતો, પડતો, ખડતો આખી અંતે બીજે માળે જઇ પુગા. ચાલમાં દાદરને મથાળે આવેલી બારીની પાર ઉપર કેરોસીનના તેલની એક નાહાની પતરાની શીશી વાલી બતીના ઝાખા ઉજાસ વચ્ચે લવજીએ આસપાસ નજર કરી તો તેને આગલી બાજુના ઓરડાનું બારનુ બંધ માલમ પડીયુ. જેહાગીરશાહે અંધારામા લવજીનો હાથ પકડી કહયું "તમે મારી પુઠે ચાલો, હું બારણું ઉઘડાઉ છ."

રમજાનબીબી. હો રમજાનબીબી. "જેહાગીરશાહે સાકર ખડખડાવી મોટે અવાજે પુકારીયુ, અને તુરતજ રમજાનબીબીએ દરવાજો ઉધાડી ચોપરવા માડી."

"કોન મુવા ગનકે વખત પકારતા હએ."

ચુપ ચુપ જેહાગીરશાહે દમ કીધો " ચુપ ——! છાકટી હુઇ કયા. કીતના શરાબ પીયા !"

એટલું બોલતા લવજીને લેઇ જેહાગીરશાહ ઓરડામા ધુસી ગયો.

દલીદ્રતાનો કેવો દેખાવ !! ગરીબીનો કેવો નમુનો !! કંગાલીયતની ડરામની શીકલ પોતાનુ કદર બીહામનું ડાચું વકાસી આ ઓરડામા દર પલે તેમા વસતા રહેવાસીને ગલી જવાની બીહીક આપતી હતી.

આ ઓરડાના બે ખુનામા બે નાહાની ભાગી ગયલી ખાટલી—તે ઉપર ચીદરે હાલ એક એકી મેલીખાર જેવી ગોદરી, એક ખખડી ગએલી નાહાની જેવી ખુરશી અને એક દેવદારના લાકડાની જુની પુરાની ટેબલ, એટલો સામન હતો. ટેબલ ઉપર કોલનવાટરની શીશીમાં " ઘાસના ટેલ " ની બટી બલતી હતી.

ઓરડામા જેવા લવજી અને જેહાગીરશાહ દાખલ થયા, કે રમજાન પેજી ખાટલી ઉપર જઇ બેઠી અને તે ખાટલી નીચેથી એક બેવરા દારૂની પેંટ કહાડી તેમાથી એક તીનપાટમા થોડો રેડી ગટાવી જઇ ખંખારથી, ધાસતી ખાટલીઉપર લેટી પડી ખડખડવા લાગી.

"યા અલ્લાહ, યા અલ્લાહ, યા અલ્લાહ"

હજી રમજાનને બોલી રેહેતા વાર લાગી નહી તેટલા બીજી ખાટલી ઉપર કંગાલ ચીકડે હાલ હાલતમા પડલી એક ઓરત તાપની ખુમારીમા ધીમે સરોદે ગાએન ગાતી તેઓને સંભલાઈ.

'સરપે આસેબ કયીજેપે બીઠાઉ તુજકો,
આ મેરી જાન ગએમ મે લગા લુ તુજકો"

ચુપ રેહે નાપાક ચુહડેલ "રમજાન ખાટલી પર ધુમ પાડી બેઠી" છી –કહી કી! મરતી કયુ નહી!! હાનદર અભાકી પાઠ કરતી હુએ.* રેસલમ જા, રૈસલમે!! નાટીક કરનેવાલી ખડી આઈ. હુત તેરા સતીઆનાસ હો જાએ, તેરા.

પેલી ઓરત તાપની ઝુમમા બકેછ જેહાગીરશાહ "લવજીએ પુછીયુ"

બુખાર હુએ સાહાબ "રમજાને લવજીને બોલતો સાભળી જવાબ દીધો" બુખાર આતી હુએ. આજ સતરા દીન હુવે. કયુ ભાઈ, કયા કામ હુએ.

કુચ્છ નહી કુચ્છ નહી "જેહાગીરશાહે કેહયુ" અસ્મા રમજાન જો રાતકુ તરે મકાનમે વોહ "બકાવલી" ગુજર ગઈ વોહ રાતકુ ઉસકે પાસ એક પારશી આયાથા નહી.

મયે કુચ્છ જાણુતી નહી બાવા "રમજાન બોલી" મય તો સો ગઈથી શેઠ. પર મેરી બેટી પંપા એ બાત જાણુતી હુએ. બકાવલીને ઉસકો કાગજ દેકર ભેજીથી.

વોહ પારસી કોન થા વોહ તુજે માલુમ હુએ "જેહાગીરશાહે પુછીયુ." તુ પહેછાનતી હુએ ઉસ્સે.

વોહ મયે કયા જાનુ "બુધી ધુમ પાડી બોલી" અગાર લગો ઉસકે આને જાને ઉપર. વોહ પારસી દેર બજે રાતકો પંપાકે સાથ આયા. કયા સારી રાત ઉસકે વાસતે મયે જાગ રહુ.

દોહાડ વાગે!! "લવજીએ ખાનસાહેબના કાનમા ફુંક મારી" તેજ વખત. વાત બરાબર મલે છે.

પીછે કયા હુવા બુદ્ધો "જેહાગીરશાહે સવાલ કીધો" બાવા મુજે મત પુછો "કનટાલીને રમજાન ખાટલી ઉપર પાછી લેટી પડી બેલી" પંપા જાણુતી હુએ. ઉસ્સે પુછો. જઆઆઆત.

પંપા કહા હુએ! રમજાન "જેહાગીરશાહે જાણુવા માગીયુ."

પંપા કહા હુએ! પંપા કહા હુએ!!! અરે બાપરે!!! બાપરે!!! "ઘેલી જેવી બની રડતે અવાજે રમજાન બોલી" એ મેરે ઉપર કયા આફત જમાદાર સાહેબ મેરે પર આસમાન ટુટ પડા. એ કયતા ગજબ પંપા ગઈ–ભાગ ગઈ–અરે વોહ મરજાતી તો અચ્છા હોતા. પંપા મુજે છોડ ગઈ. જમાદાર સાહેબ પંપા મુજે છોડકર મુકરી ફોજવાલોકે સાથ ગઈ. અરે મેરી બેટી. અરે મેરે બાપ.

બુઢ્ઢી રમજાન આવી કીસમનો વીલાપ પંપા માટે કરતી હતી તેટલા પેલી ખાટલી ઉપર પડેલી બીજી ઓરત તાપની ઝુમમા ગાયણુ કરવા લાગી.

"નામ જાનેકા ન થે ઇયાર મયે નરજાઉગી.
ઇયાર મય મર જાઉગી, દોરત મયે મરજાઉગી.

મરજા–કલ મરનેવાલી હો તો આજ મરજા. "રમજાને ખાતલા નીચેથી તીનપાટ લેઈ છુટું તેના આગ ઉપર ફેંકી ધુમ પાડી" મરજાઉંગી. બડી નાટીક કરનેવાલી આઈ. ચુપ. નહી તો તેરી જાન લેઉગી.

આ ઓરતનો અવાજ એવો કાનને મીઠો લાગેછ જેહાગીરશાહ કે મને એને ગાતી સાભળવા ગમેછ "લવજીએ ધીમે અવાજે કહયુ."

એ બીચારી બુખારની બીમારીમા લવે છે લવજીભાઈ, અને આ બુઢ્ઢી તેને નકકામી

* રીહીયરનલ I Rehearsal નો ઉચ્ચાર રમજાન "રેસલ" કરતી હતી.

હાડમાર કરે છે "જેહાંગીરશાહે કહ્યુ ' મને લાગેછ કે ગરાંટરોડ પરની એકાદ નાટકશાલા-ની એ બેલાડી હોવી જોઈએ.

હવે ચાલો ફરો લવજી. હીયા વધુ ખો-ખવામા સાર નથી. ફુલીબાઈ આ મકાનમા તે દહાડે રાતના ૧ અને ૨ ની વચ્ચે હાજર હતો તે સાબીત કરવા રમજાનની છો-કરી ૫ પાની જબાનીની ઘણી જરૂર છે. બુઢી રમજાન કહે છે કે તે સુતેલી હતી. બેશક તેની હાલની ચીતભાત ઉપરથી છાકટી થઈ પડી હશે. ૫ પા " સાલવેશન આરમી "મા સામેલ થઈ છે. હું કાલ બહુવારના પોહરમા "મેજર ટક્કર" ને મલી ૫ પાના બાબમા તલાશ કરસ

હું આસા રાખુછ કે તમારી મેહેનતને જસ મલશે "લવજી ઉડતા ઉડતા બોલીયો" ફુલી-બાઈની જીદગીનો આધાર આ છોકરીની જ-બાની ઉપર છે.

રમજાનના મકાનમાથી તુરતજ ખાનસા-હેબ અને લવજી બાહાર નીકલી વીકટોરીયામા બેસી ગરાંટરોડ કોરનર આગલ આવી પુગા. લવજી હીયાથી જુદી વીકટોરીયામા પોતાને ઘર જવા બેઠા અને ખાનસાહેબ લવજીને શેક-હેન્ડ કરી પોતાને ઘેર જવા છુટા પડયા.

~~~~~~~~

## પ્રકરણ ૧૨ મું.

### "એલીબી" માટે ૫ પાની ઘણી જરૂર છે.

જેહાંગીરશાહનો જીવ ચટપટમા પડીઓ. કોઈબી રીતે ફુલીબાઈનો બચાવ કરવો–તેના બચાવ માટે " એલીબી " સાબીત કરવો–૫ પા-ને જેમ બને તેમ જલદી સોધી કહાડી કેસને દાવસે કોરટમા જબાની આપવા હાજર કરવી અને સેવટે હુનરમંતરાવની હાર કરી, ફુલીબાઈ ને નીરદોષ ઠેરવી છોડી લેઈ જવો એ ખાન-સાહેબની મુખ્ય નેમ હતી.

તીયારે વાત તો ફેરથી પ'પાને આધારે રહી. જેહાંગીરશાહે જે પોતાથી બનીશું તે બીજે દીવસે પ'પાની તલાશ માટે કીધું અને લવજીભાઈની ઓફીસમા બપોરના બેને સુમારે જઈ પુગા. આ વુધી અહીં મેહેનતનું અમલદાર-નો નીરાશી ભરીયો ચેહરો લવજીભાઈ તુરતજ જોઈ સમજી ગયા કે સમાચાર સારા હોયજ નહીં.

કેમ. તે મલી કે ખાનસાહેબ " બે-રીસટરે પુછીયુ ."

મેહેનત બરબાદ "ખાનસાહેબ માથું હી-લવતા ખુરસી પર બેસી બોલીયા" આજે સહુ-વારના પોહોરમા સાલવેશન આરમીના " હેડ-ક્વાટર" મા જઈ પ'પા વીશે મેં ખબર કહાડી. પણ હાલ તે તીઆ નથી. વાત ખરી છે લ-વજીભાઈ કે ૫ પા સાલવેશન આરમીમા સામેલ થઈ, પણ સામેલ થયા પછી બીજેજ અઠવાડી એ તે કનગાલી કાઈ સાથ પુના લાઈન તરફ નીકલી ગઈ. મે તુરતજ પુના પુલીસના વડા ઉપર તેલીગરાફ કરી તલાશ કરવા જણાવીયું. પણ તેનો જવાબબી તેવોજ નીરાસી ભરયો મલીયો કે ૫ પા નામની કાંઈબી ઓરત વીશે પુના પુલીસ બેખબર છે. છતા હવે પછી તલા-શ કરી વધુ ખબર મને જણાવશે.

તીયારે મારી ખાતરી છે કે તે છોકરીએ પોતાનું નામ બદલી નાખીયુ હશે " લવજીએ અટકલ કીધી. "

બેશક એ બની શકે છે. લવજીભાઈ "ખા-નસાહેબ લવજીના મતને મળતો થયો " સાલ-વેશન આરમીને ઉડાવવા ૫ પાએ પોતાનુ નામ બદલીબી નાખીયું હોએ.

સાલવેશન આરમીમા તે કયારે સામેલ થઈ વારુ "લવજીએ પુછીયું "

બકાવલીના મરણ પછી તુરતજ બીજે દહાડે એટલે ખરશેદનું ખુન થયા પછી બી-જેજ દહાડે. " ખાનસાહેબે જવાબ દીધો " પેલી બકાવલીના મરન પછી તેના મગજ ઉ-પર એવી કાંઈ અસર થવી જોઈએ કે જેથી તે પોતાની હાલત સુધારવાની મતલબથી એકદમ સાલવેશન આરમીવાલાને જઈ મલી. ગરીબ બીચારી છોકરી. મેજર ટક્કર કહે છે કે તે ઘ-ણીજ ખુબસુરત હતી. પણ બીલકુલ અભણ હતી. લખી વાચી પણ નહીં જાણતી હતી.
~~~~~~~~

તીઆરે હવે પુલીસને હાથ વાત પડી જેહાંગીરશાહ "લવજી ઓલીઆ" પંપાને જો પુલીસ શોધી નહી કાહાડે તો "એલીબી" પુરવાર થઈ નહી શકે. કાંઇ ફીકર નહી. પુલીસને પણ એ વાત જણાવીશું. ન્યુસ પેપરોમાં પંપાનો પત્તો મેલવી આપનારને મોહોટુ ઇનામ આપવાની જાહેર ખબર છપાવીશું. મુંબઇ, પુના અને સુરત, ભરૂચ, અમદાવાદ તથા બરોડા વગેરે જાણીતાં શેહેરોમા ભીત ભીતે એ બાબદ માટે કાગજો વલગાવી જાહેર કરશું. સબબ ફલીની જીંદગી હવે તો ફકત પંપાને આધારે છે. હવે એક બારગી ફલી બધી વાત કબુલબી કરે તોપણ તેને બકાવલીના ઘરમાં નજરે જોનારની જબાનીની ઘણી જરૂર છે.

ખરેખર તેમા જશાબી શક નહી "ખાનસાહેબે જવાબ દીધો" પણ આજે સહવારના હું પાછો જયારે પેલી બુઢ્ઢી રમજાનને મળવા ગયો હતો તીઆરે તે બોલી કે ફલીભાઈ ઉપરાંત, મરનાર ખરશેદ ખરાસ પોતે બકાવલી પાસ અવાર નવાર આવતો હતો, અને તેની સાથ તેને સારી દોસતી હતી. લવજીભાઈ, હું ખરેખરૂં કેહુંછ કે આવા ગુચવણ ભરીયા કેસો મેં ઘણાજ થોડા જોયાછ હું. જેમ જેમ એ કેસમાં આપણ વધારે આગળ વધીએ છીએ તેમ તેમ ગુચવણ ઓછી થવાને બદલે વધતી જાય છે.

પણ આ બકાવલી કોણ નખોદ ગેઇ છે તેની કાંઇ ખબર નહીં મલે? "લવજી ચીરડાઇ બોલીયો" આ કેસમાં જેબી કાંઇ થયું છે તે એ ઓરતથીજ થયું છે.

તેની ખબર મલતી નથી અને હું તે જાણુતોબી નથી "ખાનસાહેબે જવાબ દીધો" પણ એટલું જાણુંછ કે તે એક અતી ઘણી ખુબસુરત, દેખાવલી, સુમારે ચાલીસ પીસતાલીસ વરસની એક ઓરત અમરીતસરથી પુના અને તીયાંથી હીયાં આવી વસી. પણ રમજાનને તીયાં તે કેવી રીતે આવી રેહી તે ખબર પડતી નથી. પુનામાં તો તેને સરવે કોઇ "કવીન ઓફ પુના" કરી કેહેતું હતું.

પણ આવી એક હીન્દુસ્થાની ઓરતે ફલીભાઇને એવું તે શું કહયું કે ફલીભાઇ તે વાત કેહેવા કરતા ફાંસી જવાનું વધારે પસંદ કરે છે. "લવજી અજબ થઇ બોલીયો." અમરીતસરની એક વસનારી, કામાતીપુરા જેવી ગીચ અને ગલીચ જગામાં જઇ મરણ પામી, અને મરતી વખતે ગાંધીની ગુલાં વીશે શું ખબર ફલીને તેણીએ કેહી કે તેથી ફલીની આવી હાલત થઇ પડી. હવે વખત ખોવામાં સાર નથી, ખાનસાહેબ. ફલીભાઇ કાંઇબી વધારે ખબર પેલી બકાવલી વીશે આપવા ના પાડે છે. તીઆરે ફકત એકજ ઇલાજ એને બચાવવાનો બાકી રહયો છે, અને તે એજ કે પંપાને શોધી કહડાવી સેશન કોરટમાં હાજર કરવી.

જો મુંબઇ કે પુનામાં, તેમજ સુરત ભરૂચ, અમદાવાદ કે બરોડામાં તે હશે તો તે એમજ જાણો કે મલી ચુકી "જહાંગીરશાહે હીંમત આપી" તે કરતાં બનશે તો આએ નહી તો પેલી સેશન માટે કેમ "પોસ્ટપોન" કરાવતાં તમુને શું વાર લાગનાર છે.

સેશનનો દાહાડો દીનપર દીન નજદીક આવતો જતો હતો પણ હજી પંપાનો પતો મલીયો નહી. લવજીએ મુંબઇના તેમજ ગુજરાતના સરવં ઇંગ્રેજી તથા ગુજરાતી રોજીંદા અને અઠવાડીક પતરોમાં રૂપીયા દશ હજારનું ઇનામ પંપાનો પતો મેલવી આપનાર માટે છપાવીયું. ગામે ગામની પુલીસના વડાઓ ઉપર તાર મોકલાવીયા. શેહેરે શેહર ભીંતે ભીંતે દીવાલ ઉપર જાહેર ખબરો લગડાવી પણ પંપાનો પતો કાંઇબી લાગો નહી.

ફલીભાઇબી પોતાની હુજત છોડતો નથી. લવજીએ તેને ઘણોબી સમજાવીયો, ફરી ફરીથી ગુલાંએબી તેની તુરંગમાં મુલા-

કાત લીધી, અને રડી વીણવીયો, પણ ફલીભાઈએ કાંઈબી જવાબ દેવા સાફ ના પાડી, અને ઘણીજ માથાકુટે એટલુંજ જણાવીયું કે "ગુલાં તે વાત જાણી સુખી થનાર નથી."

ગુલાંની મીનતજારીથી ફલીએ લવજીને સેહજ વધારે ખુલાસો કીધો કે "જે રાતે ખુન થયું તે રાતે તે રમજાન ખુદ્દીને તીઆં હતો. કલબમાંથી જેવો તે નીકળીયો તેવો તે પેલાં કાગજમાં જણાવીયા પરમાણે ભીંડીબજારમાં નવાબની મસીદ આગલ ગીયો અને ત્યાં પંપા તેની રાહા જોતી ઉભી હતી, તે તેને ત્યાં મલી, અને ત્યાંથી તેઓ બંને જણ રમજાનને ઘેર મોડી રાતે ગયાં. ત્યાં ફલીભાઈ પેલી મરતી ઓરતને મલીયો, પણ તણીએ તેને શું કેહયું તે કેહેવા સાફ ફલીભાઈએ ના પાડી."

કમનસીબ ફલીભાઈ "લવજી બલાપો કરવા લાગો" એટલોજ ખુલાસો જો તુએ પેહલેથી કીધો હતે, તો તારો ભરમબી જલવાતે અને હમે પેલી પંપાને તેજ વખતે "સાલવેશન આરમી"માંથી શોધી કહાડતે. હવે તે મલે કે નહીં તે કાંઈ કેહેવાઈ શકાતું નથી.

નહી મલે તો વધારે બેહતર કે તે વાત છુપીજ રેહેશે. લવજી શેઠ તમારી મારી ઉપર બેહદ મેહરબાની થઈ છે "ફલીએ લવજીનો હાથ પકડી કહયું" પણ ગુલ કેમ છે. તે મારીકાંની તો છે. લવજી, તેની ઉપર મેહેરબાની રાખજો. ગાંધીભાઈની જે ગુલાં તરફ ફરજ છે તે તો તેવણ બજાવવાના; પણ મારી ફરજ હું બજાવવામાં મારા જીવનો ભોગ તેને માટે આપુ છું. ગુલાંને બચાવવા માટેજ મારે ચુપકીદી પકડવી પડી છે.

ફલીભાઈ, મારા મેહેરબાન દોસ્ત "લવજીએ ફલીની ખાંધ ઉપર હાથ નાંખી કહયું" જે થવાનું હતું તે થઈ ચુકું, પણ ગુલાં વીશે તું જેબી જાણતો હોએ તે મને કેહે તેમાં તેનું તું ભલું કરશે.

નહીં, મારા મેહેરબાન "ફલી નક્કી ઠેડાવ પર આવી બોલીયો" મને માફ કરો. તે હું કદીબી કેહેવાનો નથી. કેહેવાનો જ્યારે વખત હતો ત્યારે મેં નહી કહયું તો લવજી હવે હું કેહેવસ ? કદીબી નહી. ત્યારે જો હું કેહેતે તો મારો જીવ બચતે. હવે કેહેવાથી શું ફાયદો. વાસતે મને માફ કરો, અને તમે હવે સીધારો.

હું જાઉછ. ફરીથી હવે એ બાબદ હું તુંને પુછનાર નથી "લવજીએ જવાબ દીધો" તારા બચાવ માટે હવે મારી પાસ કાંઈ ઈલાજ રહયો નથી. પેલી પંપા મલશે તોજ તું સલાંમત રેહેશે.

નાસીપાસ દીલે લવજી તુરંગમાંથી નીકળી જહાંગીરશાહને ઘેર પંપા બાબદ કાંઈ ખબર મેલવવા ગયો; પણ ત્યાંબી તેને નાસીપાસ થવું પડીયું. સબબ જહાંગીરશાહાને હજી કાંઈ ખબર પંપા બાબદ મલી નહી હતી.

"સેશન" સપટેમબરમાં બેસનાર હતી. ફલીભાઈનો કેસ એજ સેશનમાં નીકલનાર હોવાથી મુંબઈમાં જબરૂ "સેનસેશન" થઈ રહયું. તરેહવાર ગામ ગપાટા રોજ બહાર નીકલવા લાગા. પણ તેવામાં એક પાક્કી ખબર બહાર એવી પડી કે લોકોની ઈનતેજારીમાં તેથી જબરો ફેરફાર થઈ ગયો.

એ ખબર શું હતી ?

"બંધવા ફલીભાઈ તરફથી તેના બેરીસટર લવજીભાઈ એવી અરજ સેશનમાં કરનાર છે કે એક અગતનો સાક્ષી નહીં મલી આવવાથી કેસ આવતી સેશન સુધી તહકુબ રાખવો."

## પ્રકરણ ૧૩ મું.

### ફલીની "સેશન"મા તપાસ.

લવજી બારીસટરે બોલ બોલતાં ફલીભાઈનો કેસ "પોસ્ટપોન" કરાવાયો. પણ તેથી શું થયું ? લોકોની ઈનતેજારી ઘટ-

વાને બદલે વધતી ગઇ. એક અગતનો સાક્ષી નહીં મલવાથી કેસ તહકુબ રખાવીયો, તીયારે ફુલીભાઇનો બચાવ ફકત "એલીબી" ઉપર આધાર રાખે છે એમ માલમ પડી આવ્યું. અને "એલીબી"નું નામ સાંભલતાંજ કેટલાકો તો અતીઆરથીજ મત બાંધી બેઠા કે ખુંનના મુકદમામાં "એલીબી" સાબેત કીધા વગર છુટકોજ નથી, અને ફુલીભાઇને તેના વકીલોએ એવી સલ્લાહા આપવામાં ભુલ કીધી છે.

પણ થોડા દહાડામાં આ શાક્ષીનું નામ પણ જાહેર થઇ ઘેર ઘેર બોલાવા લાગું. કરોડપતી ગાંધીભાઇએ જ્યારે લવજી તરફથી ફુલીના નીરદોશપણા વીશે ખરેખરી બીના જાણી ત્યારે તેવણે પંપાને શોધી લાવનારને અથવા તેનો પત્તો આપનારને આગલા ઇનામમાં વધારો કરી રૂપીયા પચાસ હજાર કીધા. હવે ફરીથી બેસનારી "સેશનમા" કોઇબી રીતે ફુલીભાઇનો કેસ ચલાવીયા વગર છુટકો નથી એમ સમજી પંપાને મેલવવા માટે ગાંધીભાઇ અને ગુલાં તરફથી મોટી ધમાલ ચાલી. કુલાબાથી તે અમદાવાદ, વઢવાન સુધીના બી. બી. રેલવેના તમામ મોહોટાં ઇસ્તેશનો ઉપર "પંપાનો પત્તા શોધી આપનારને રૂપીયા પચાસ હજારના ઇનામ"વાલી ખુલાસાવાર જાહેર ખબરોનાં કાગજો વલગાવીયાં, અને ગુજરાતના તમામ છાપાઓમાં લંબાન જાહેરખબરો છપાવી. મુંબઇમાં પણ તેવીજ ગડબડ ચાલી રહી. પુના, અમદનગર, સોલાપુર તથા થાના, કલીયાન, ભુસાવલ, જબલપુર ઉપરાંત જે જે ઠેકાણે શક ગયો તે તે ઠેકાણે પંપાને માટે તલાશ કરાવવા કાંઇબી બાકી રાખીયું નહીં. ફાસીના લાકડાં ઉપર લટકતો ફુલીભાઇ એક ઠેકાણે રહી ગયો, અને "પંપા" જગની બાતચીતાએ ચહડી રહી.

પણ પેલી ગાંધીની ગુલાં! તેની કેવી હાલત!! તેની નીરાસીનો તો પારજ નહી હતો. જેમ જેમ બીજી સેશનનો દીવસ નજદીક આવતો ગયો તેમ તેમ તેની આશા ધીમે ધીમે બલી બુજાતી એક બતીની માફક ઝાંખી પડતી જતી હતી.

અંતે બીજી સેશનનો દીવસ આવી લાગ્યો, અને એજ સેશનમાં ફુલીભાઇની તપાસ પણ ચાલવાની હતી. પણ પંપાની કાંઇબી નીશાન હજી સુધી મલી નહી. લવજીની સરવે મેહેનત બરબાદ ગઇ, અને અંતે ફુલીભાઇ ઉપર મેલાયલા આરોપનો બચાવ પંપાની ગેરહાજરીમાં કેવી રીતે કરવો તેના વીચાર અને વમાસનમાં તે પડયો.

અને આજે સેશનનો પેહેલો દીવસ હતો. લવજી અંતે બાજી હારી છુટો. ગાંધીની ગુલાં પોતાની ભર જવાનીમાં સાંજ સહવાર પોતાના ભવીશના પસંદ કરેલા ખાવીંદને સદાનો બાઇ રંડાઇ બેસવાની. સબબ પંપાની ગેરહાજરીમાં તે જાણતી હતી કે ફુલીભાઇને જરૂર જુરી ગીલટી ઠેડવશે. ગાંધીભાઇનો પણ તેવોજ વીચાર હતો, અને નીરદોશ ફુલીભાઇ પોતે હવે પોતાની હુજત બાબદ પસતાવા લાગ્યો.

પણ પસતાવો હમેશાં મોડેથીજ આવે છે. ફુલીભાઇનો પસતાવો હવે નક્કામો હતો સબબ પંપાની જબાની સીવાય બકાવલીના મકાનમાં તેની હાજરી કોઇબી સાબેત કરી શકે તેમ નહી હતું.

હાઇકોરટ તરફ સહવારથી લોકોની ધમાલ ચાલી રહી. સેહંકડો પારસીઓની ઠઠ દસ વાગા આગમજ કોરટનાં દીવાનખાનામાં ફુલીભાઇનો કેસ સાંભલવા મલી. કોઇ ફુલીભાઇને જોવા તો કોઇ લવજીનું ભાશણ સાંભલવા, તો કોઇ ગાંધીની ગુલાં આ કેસમાં જબાની આપશે એમ ધારી તેણીને જોવાની ઉમેદમાં ધક્કા મુક્કી ખાતા ભીડાભીડમાંથી પોતાનો રસતો કરવા લાગ્યા. પણ સરવેથી ભાગ્યશાલી તો છાપાવાલાઓના "રાપોરટર" હતા કે જેઓએ સરવેથી મોડા આવી સરવેથી સારી જગા સરવેને બાજુ ખીસાકી લીધી, વલી કેટલાક પરવારદા

"સતરસો ધંધાના ધણીઓ," જેઓ આ કેસ સાંભળવા તલપી રહયા હતા, તેઓ સારી જગા મેલવવા એક સુફેદ ફુલ્સકેપના કાગજને "ક્રીફ"ના જેવી ઘડી કરી તેને હાથમાં પકડી "ચલાવ ચલાવ" કરતા લોકોને તે કાગજ વડે ભપકામાં ખાજુ થવાની ઈસારત કરતા આગલ જઈ સારી જગા મેલવવાની તજવીજ કરતા હતા. ક્રીફ માટે ગીડની કાંની તલપી રહેલા "બારીસટરો" ભપકામાંજ જબો ઘાલી હર્યાથી ત્યાં "ફ્રરરર ફ્રરરર" કરતા એકની પાછલ એક આવી બેસવા લાગ્યા. લોક જાણુંકે બારીસટરો કેસ ચલાવવા આવ્યા હશે, પણ તે બીચારાઓના એવાં કયાં ભાએગ લાવે કે સેશનમાં વગર ફી લેવેબી કેસ ચલાવવાની ટક મલે !!

કોરટનું દીવાનખાનું લોકોથી ચીકાર ભરાઈ ગયું. પુલીસને તેથી ઘણી મેહેનત પડવા લાગી. પણ પારસીઓની લાગની એટલી તો તીક્ષણ બની હતી કે ફલીભાઈના કેસનું સેવટ જાણવા માટે લોકોની ભીડ વચ્ચે તેઓ સહવારથી સાંજ સુધી ભુખા તરસીયા ઉભા રેહેવાનો ઠેડાવ કરી આવ્યા હતા.

રીપોરટરોની સંફમા પ્રખ્યાત "મુંબઈ સમશેહેરનાં" અધીપતી કાવસજી કરાકચી પોતાના "પેપર" માટે રીપોરટ લેવા બીરાજેલા હતા, સબબ તેવણ એક કાંકરે બે પક્ષી મારવા માગતા હતા. એક તો મુંબઈ સમશેરનાં આવતા અંકમાં લંબાનથી રીપોરટ આપી પ્રજાનું માંન ખાટી જવા માંગતા હતા અને બીજું તો તેવણનો ત્રણ અંકી નાટક ફલીભાઈની ત્રાયલના સેવટ માટે જે અટકી પડેલો હતો, તે જેમ બને તેમ જલદી પુરો કરવા માંગતા હતા.

અંતે સરવેની કચા કચી અને ઇનતેજારી વચ્ચે લવજી બેરીસ્ટર પોતાના હાથમાં ફકત એક દસ પંદર ફુલ્સકેપના જેટલી જાડી "બ્રીફ" લઇ મલકાતે મોહોડે કોરટના દીવાનખાનામાં જેવા દાખલ થયા કે ગ્યાલરી ઉપરથી એક અંગ્રેજ પારસી જવાન બોલી ઉઠીયો "કાઉંસલ ફોર ધી ડીફેન્સ" આ અવાજ સાંભલતાંજ લોકોનું ધીયાન તુરતજ લવજી તરફ ખેંચાયું અને તે વખતે લવજીભાઈને સરવે લોકોએ "ટાલી"ના વરસાદથી વધાવી લીધા.

એડવોકેટ જનરલ "મી૦ હુનથીંગ" પોતાના જુનીયર "મી૦ ખટરફીકેશન"ને આગમજથી કાંઈ સમજાવતા હતા તેવામાં જડજ સાહેબ આવી લાગ્યા. કોરટ તેમને માંન આપવા ઉઠી, અને જડજે ખુરસી લીધા બાદ રાબેતા પ્રમાણે ફલીભાઈને બારમાં લાવી ઉભો કીધો.

ફલીભાઈને જોતાંજ દીવાનખાનામાં એક જાતનો ગુંઉઉ ગુંઉઉ કરતો અવાજ લોકોના બડબડવાથી નીકલવા લાગ્યો, અને તેજ વખતે પુલીસે "સાયલંસ" કરી બુમ પાડી, અને તેજ વખતે બે પરવારતા પારસીના પોરીયાઓના પાંખડાં પકડી દીવાનખાનામાથી ઘોઘાટ કરવાના વાંક માટે "સીપાઇદાદા"એ બાહાર કહાડી મેલ્યા.

જયુરીને બોલાવી રાબેતા પ્રમાણે કસમ આપવા બાદ એડવોકેટ જનરલે પોતાનું "ઓપનીંગ એડ્રેસ" શરૂ કીધું.

કોરટમાં હાજર રહેલાઓ જેઓ આજ સુધી ન્યુસ પેપરને આધારેજ આ ખુંનની વીગત જાણતા હતા તેઓ સરવે એડવોકેટ જનરલનું ભાષણ ધીઆન દઇ સાંભલવા લાગ્યા.

એ ભાષણમાં કેમ અને કેવી રીતે ખરશેદ ખરાસનું ખુંન થયું હતું તે તેણે લંબાનથી જણાવ્યું કે જે બીના બોલે બોલ છાપાઓમાં છપાઈ ગયા પરમાણેજ હતી, અને ત્યાર પછી ફલીભાઈ ઉપર ખુંનનુ બોહતાન સાબેત કરી "ગીલટી" ઠેડવવા કયા કયા શાક્ષીને તે લાવનાર છે તે વીશે જણાવ્યું. તેણે જુરીને શાક્ષીઓની ગણત્રી કરાવતાં કહયું કે મરનારનાં ઘેરવાલાં "દાડમ બાગનાં" માલેક બાઈ વીલુબાઈ પોતે કેહેશે કે બંધવા ફલીભાઈ અને મરનાર વચ્ચે કેવી દોસતનો બીનાં-

કેસો ચાલતો હતો, અને ખુંન થવાની એક અઠવાડીયું આગમજ બંધવાએ "દાડમ બાગમાં" જઈ તેનો જીવ લેવાની ધમકી વટીક આપી હતી."

ભાષણનો આટલો ભાગ સાંભલતાંજ કાવસજી કરાકરી રીપોરટ લખતાં મોહોડું કુમલાવી હાથ ઉપર હાથ દાબી અરધી જીભ બહાર કહાડી પોતાના નાકનું ટુકાન ચહડાવા એવી તો રીતે ડોકું ધુનાવવા લાગ્યા કે "બસ ફુલીભાઈને ફાંસીનો " સનટેસ " જાણે મલી ચુકીયો." લોકો પણ તેમજ ખડખડવા લાગ્યું અને પુલીસે "સાયલંસ" કરી પાછી બુમ પાડી, અને ભાષણ આગલ ચાલીયું.

"મરનારનું જે રાતના ખુંન થયું તે રાતના તે છાકટો થયલો હતો તે સાબેત કરવા એક શાક્ષી જબાની આપી જુરીની ખાતરી કરશે. ઇબરામખાન વીકટોરીયાવાલાની જબાની ઉપરથી માલમ પડશે કે બંધવા ફુલીભાઈએ તેને બોલાવ્યો હતો અને તે મરનારને પડતો નાખી ચાલી ગયા પછી થોડી વારમાં પાછો આવી મરનારને પોતા સાથ તેની વીકટોરીયામાં લઇ બેઠો હતો, અને "વીકટોરીયા ગારડન્સ" આગલ પાછો ઉતરી પડી ગાડીને દાદર ઉપર લઇ જવા કહયું હતુ, અને ત્યા ગયા પછીજ તેણે જાણ્યું કે મરનારનું ખુન થયુ હતું. ચંકર રાઘુ નામનો એક બીજો વીકટોરીયાવાલો જ્યુરીની ખાતરી કરશે કે બંધવો વીકટોરીયા ગારડન્સ આગલથી ગોવાલીયા તલાવ ઉપર પોતાને લેઇ જવા કહી તેની ગાડીમાં બેઠો અને આટરોડના પુલ નીચે ઉતરી પડીઓ હતો. વલી બંધવાના ખાસ નોકર ભામલો જણાવશે કે જે રાતના ખુંન થયું તે રાતના બંધવો છેક મોડી રાતના બે વાગા પછી ઘેર આવ્યો હતો. ડાકટર શામરાવની શાક્ષી પણ ઘણી અગતની છે, સબબ તે જણાવે છે કે મરનારનું ખુન ફકત "કલોરોફારમ" સુંઘાડીયાથીજ નીપજ્યું હતું."

એવી રીતની વીગત લંબાનથી દરસાવી એડવોકેટ જનરલે શરૂઆતમાં ઇબરામખાન વીકટોરીયાવાલાને જબાની આપવા બોલાવ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### ફુલીભાઇની તપાસ. ( ચાલુ )

વીકટોરીયાવાલા ઇબરામખાનનુ નાંમ પુકારતાંજ તે આવી પીંજરામાં ઉભો રહેઓ. તેણે જેવી રીતે કોરોનરની જુરી સમક્ષ પોતાની જબાની આપી હતી (જે વાંચનાર જાણે છે) તેવીજ જબાની આપી. ઉલટપાલટ તપાસ કરવા બચાવ તરફથી લવજી ઉઠીયા અને તેજ વખતે લોકો ડોકાં તાંણી કાંન ફરમાં કરી સાંભલવા લાગા. સબબ આગલ જણાવીયું તેમ લવજી બેરીસટર ઉલટ પાલટ તપાસ કરવા માટે મુંબઇમાં મશહુર હતા, અને તેમની સવાલ કરવાની રીત અને ધરપચ ધાંધલથી સાખસીઓ ગુંચવાઈ ગભરાઈ ખરાનું ખોટું બોલી દેતા હતા.

લવજી—તું સોગન ખાઇને એમ કેહું છ કે જે આદમીએ તુને બોલાવીયો તેજ આદમી પાછલથી મરનારને પોતા સાથ લેઈ તારી વીકટોરીયામાં બેઠો હતો.

સાખસી—હા સાહેબ.

લવજી—તારી ખાતરી છે કે તેજ શખસ હતો.

સાખસી—હા મારી ખાતરી છે.

લવજી—તીયારે તું તે શખસને ઓલખે ખરો.

સાખસી—નહી સાહેબ. હુ " કોચ બાકસ" પર બેઠો હતો, અને મારી નજર ઘણી ખરી મરનાર પર હતી, તેથી તે શખસનો ચેહરો મેં કાંઇ જોયો નહી.

લવજી—તીયારે તું જે એમ કેહ છે કે તેજ શખસ મરનારને લેઈ વીકટોરીયામાં બેઠો તે ફકત તેના ડગલાને આધારે.

સાખસી—(ગુચવાડામાં પડી બોલવા લાગો) નહી નહી—સાહાબ.

લવજી—નાઉ લુક હીઅર. (લવજી પોતાની રીત પરમાણે સોપખાનુ છોડવા લાગા.) તુ જાણેછ કે "પરજરી." એટલે શું ?

સાબસી—નહી સાહાબ.

લવજીએ ઇનટરપ્રેટરને ઇસારત કરી કે પરજરીનો અરથ ઇબરામખાનને સમજાવવો.

ઇનટરપ્રેટર—દેખો મીયાં. ઈંગ્રેજી ફોજદારી કાએદેમે પરજરીકા માએના કોરટમે "કસમ લેકે ખોટી ગવાહી ઇયા જબાની દેના" અએસા હોતા હએ.

સાબસી—સમજા સાહાબ.

લવજી—હવે સાંભલ તુ હીયા તારા કસમ ઉપર જબાની આપવા ઉભોછ. અને તું જો ખોટી જબાની આપશે તો તે પરજરીના વાંક માંટે કાએદામાં ફરમાવેલી સજા પરમાણે તુને સાત વરસ સખત મજુરીની સજા થશે. તીયારે બોલ કે આ બંધવાના અવાજમાં અને તે શખસ જે મરનારને લેઇ તારી વીકટોરીયામાં બેઠો તેમાં તુને કાંઇ ફરક માલમ પડીયો હતો.

સાબસી—જવા દો સાહાબ, હુ બચ્ચાંવાલો છેઉ, મને માફ કરો. મારાથી કાંઇનુ કાંઇ બોલાઇ જશે તો હું ગરીબ માનસ.—

લવજી—કેમ તું ગભરાયછ કેમ. તું હીયારે ખોટું બોલીયો ખરો.

સાબસી—નહી સાહેબ-ગરીબ પરવર માફ કરો. હું કાંઇ જાનતો નથી.

વીકટોરીયાવાલો લવજીનું સખત ગભરાવનારૂ ભાશાન સાંભલી પોતાની જબાની આપવાનું ભુલી ગીયો, અને ધને વખતે પાછો ફંડો પડી બોલીયો.

સાબસી—હા. તે પેહલાં જયારે મરનારને લેઇ ઉભો હતો તીઆરે મોટેથી બોલતો હતો, અને જયારે તે પાછો આયો તીયારે ધીમે અવાજે બોલીયો હતો.

ઇબરામખાનની ઉલટ પાલટ તપાસ પુરી થયા પછી શંકર રાઉ નામના વીકટોરીયાવાલાની જબાની લેવા માંડી. તેણે જણાવીયું કે રાતના એક અને બેની વચ્ચે, દોહોડ વાગાને સુમારે, રાણીના બાગ આગલથી થોડે દુર બંધવો ગોવાલીયા તલાવ ઉપર પોતાને લેઇ જવા કેહી તેની ગાડીમાં બેઠો, અને ગ્રાંટરોડના પુલની નીચે ઉતરી પડી મને એક રૂપીઓ આપી તેણે આગલ ચાલવા માંડીયું.

શંકરની ઉલટ પાલટ તપાસમાં લવજીને એકજ બાબદ બંધવાની તરફેનમાં મલી.

લવજી—તું એમ શા ઉપરથી કેહેછ કે આએજ શખસને તારી ગાડીમાં બેસાડી ગોવાલીયા તલાવ ઉપર તું લેઇ ગીયો હતો.

સાબસી—કપડાં અને દેખાવ ઉપરથી. તેને પણ એવનના જેવીજ મુછ હતી.

લવજી—તેના હાથ ઉપર કાંઇ વીટી જેવું હતું.

સાબસી—હા. એક મોહોટા હીરાની વીટી તેના જમના હાથની પેહલી આગલી ઉપર મેં જોઇ હતી.

લવજી—કેમ જોઇ.

સાબસી—ગાડીમાથી ઉતરી તેણે પોતાના ગજવામાંથી પાકીટ કાહાડી અંદરથી રૂપીઓ કાહાડી મને આપીયો તેવીજ મારી નજર ગાસીની બતીના ઉજાસ વચ્ચે તે ઉપર પડી.

લવજી—બસ.

લવજીએ પોતાની બ્રીફ ઉપર આ બાબદની નોધ ટપકાવી લીધી, અને ત્રીજા સાખસી દાડમબાગના માલેક વીલુબાઇનુ નામ પોકારવામા આયુ.

### વીલુબાઇની જબાની.

વીલુબાઇ કાંદાના પાતરાંની કાંની બડબડતા ફડફડતાં નીચી સોડ કરી સરવેને ચોપરીઆદી કરતાં પીંજરાંમાં આવી ઉભાં. કોરટમા જબાની આપવા માટે વીલુબાઇને ઉમરમાં પેહલી વખત આજે જવું પડેલું હોવાથી તેવણુના જીવ ઉપર આયું હતું, અને હનમંતરાવે જેવો સાખસી દાખલ થાઉંકો

રટમાં હાજર થવાનો "સોમાન" લગાડીશે તેવાંજ તેવન ઘાસના તેલની કાની સલગી ઉઠી હાંપે હાતે તેની સાથે મરાઈ પડીયાં. અને હનમંતરાવ ગુપચુપ ચાલી ગીયો. કોરટમાં જઈ સાખની આપવા કરતાં વીલુબાઈ "મદાઈ" મરી જવાનું વધાર પસંદ કરતાં હતાં, પણ તેવન કેમના દાહાડા સુધી મરી નહી ગીયા, એટલે લાચારીથી તેવનને કોરટમાં જવાની ફરજ પડી.

તમે આવતા જતા મરે—તમે વસતાં વાપરતા મરે કે મારી ઘરડે ઘડપણ લેવરી કીધી, ને મરતે દાહાડે કોરટ દરબારમા ઘસડી. કેહેછ કે ઘણી વગરના ઢોર સુના, તેમ વગર ઘણીની હુ શાંડી શાંડને મુવાએ દરબારમા ઘમડી, ઘરડે ઘડપણ મારાં હાડ ખુજાવીયાં. "વીલુબાઈ ખડખડતાં ખડખડતાં દીવાનખાનામાંથી પસાર થઈ સાખસીના પીંજરામાં જઈ ઉભા."

કેમ બા શું પુછવુંછ. મને વખત થાએછ જલદી પુછી લેવો. "વીલુબાઈ જડજ ગમી જોઈ બોલીયાં."

વીલુબાઈની કટકટથી અને આકરા સવભાવથી કેસ સાંભલનારાઓને ઘણી રમુજ પડી, પણ વીલુબાઈને કાંઈ સમજ પડી નહી કે આ હસાહસનુ શું કારણ હશે. તેવને ઘણી માથાકુટે પોતાની જબાની પુરી કીધી, પણ તેમા નવું જાણવા જેવું કાંઈબી તેવને કહીયું નહી. "ખરશેદ ખરાસ બે માસ થયા તેવનના દાડમ બાગમા આવી રેહો હતો એથી વધારે તેવન સોગન ઉપર સોગન ખાઈ કાંઈબી જાણતાં નથી એમ જણાવવા લાગાં; પણ વલી જરા વધારે આડકતરા સવાલ બેરીસટરો તરફથી થતાં તુરતજ "કમીત" થઈ જતાં હતાં.

સવાલ—મરનાર તમારા બંગલામાં બે માસ થયાં આવી રેહો નહી?

જવાબ—હાજી એથી વધારે હું કાંઈ જાનતી નથી બા.

સવાલ—વારૂ જરા વીચાર કરો. કોઈ દાહાડો એ છાકટો થઈ ઘેર આવતો હતો.

જવાબ—તે મે કાંહાં ના કેહું. મારીહાની જાત પરી. તે કરતાં પીએ તે તેના હું શું હાથ ધરૂ કે. એબી સરકારનો કાએદો હોશે, જો ગરંધીયાઓ વાત લાયાછ તે.

કોરટમા હસાહસ થઈ રેહી. લવજીને પણ પોતાની દલગીરી ઉપરાંત હસવુ આયું અને તપાસ પાછી આગલ ચાલી.

સવાલ—એના કોઈ દસ્દોસ્તદાર હતા વારૂ?

જવાબ—હોશે! તે મને સાનું પુછોછ. તે તો બેહસતી જાને. પણ હા એક "પેસુ પીમીતર" કરી બેહસતીનો જીવે જાનનો દોસત હતો, ને તે હમેશ બેહસતીની સાથેજ ફરતો હતો. બીજુ હું કાંઈ જાણતી નથી બા.

સવાલ—તમે આ બંદીવાનને ઓલખોછ?

જવાબ—હાજી. પણ બેહસતી અને એની વચે કજીઓ થયો તે હું કાંઈ જાણતી નથી બા.

સવાલ—તે તમુને કોણે પુછીયું?

જવાબ—તમે પુછો ના પુછો પણ હું સાફ કેહુંછ કે મેં તે લોકને કજીઓ કરતાં જોયા નથી.

સવાલ—તીઆરે તમે બંધવાને કાંહાથી ઓલખો?

વીલુબાઈ પાછાં ફસી પડવાથી સોડ તાણી ખડખડવા લાગાં અને કોરટમાં ફરીથી હસાહસ થઈ રહી.

"મરેરે મુવાઓ. આએ કંઈ "મારી કુટી મુસલમાન કરવા બેઠાચ." ભુસરે મારા નામ નખપરથી."

સવાલ—બોલો તમે બંધવાને કાંહાંથી ઓલખોછ?

જવાબ—જુવો બા. હું બાઈ મનખ. તમે મને ગભરાવી ના નાખો. હું જે છે તે તમને કેહી દેઉછ. મને એવી ઈઆદ છે કે ફુલીબાઈ એક દહાડો ખરશેદને મલવા દાડમ બાગમાં આયો હતો, અને તે વખતે બેહને કજીઓ થયો હતો. મારામારીબી થઈ હતી.

સમજ્યા. જતાં જતાં ફુલીબાઇ એમ બોલી ગઇ કે "તેની ઉપર મારો હક છે ને તું જો તેની સાથ પરણુશી તો પોરે દીવસે હું તારૂં ખુન કરસ. બીજુ હું કાંઇ જાણતી નથી બા."

આ છેલ્લા સખુનો વીલુબાઇના મોહોડામાંથી નીકલતાંજ લોકોમાં કચકચ ચાલી રેહી. ફુલીબાઇએજ ખુન કીધું છે એવી લોકોની ખાતરી થઇ ચુકી લવજી દાંત પીસી પોતાના દીલ માહેલી છુપી દલગીરી દાબી દેવાનું ડોલ ઘાલી, (કેટલાક ચંચલ બેરીસટરો જેમ લોકોને "પ્રેજ્યુડીસ" કરે છે તેમ) વીલુબાઇનું બોલવું મોહડું મલકાવી હસી કાહાડી પોતાનો હસતો ચેહરો લોકોને દેખાડવા તે ચોમેર નજર ફેરવવા લાગો.

લવજીએ વીલુબાઇની ઉલટ પાલટ તપાસ લાંબો વખત ચલાવી પણ તેમાંથી કાંઇબી સાર નીકલીયો નહી, અને હવે ફુલીબાઇના બટલર ભામલાની જબાની લેવા માંડી.

ભામલો જરા ભપકામાંજ હતો. તે પાટલુન અને કોટ સાથ રાતા ચટા પટાવાલો કાબરચીતરો નેકટાઇ અને ફુલીબાઇના રેગાનના બુત તથા "મોગલ કેપ" ઘાલી ભપકામાજ આવી ઉભો, અને ગજવામાંથી રૂમાલ કાહાડી મોહોડું લુંછી તનરબંધ થઇ જબાની આપવા તઇઆર થઇ રેહો. બેરીસટરે તેને સવાલ કીધો અને "ઇનટરપેટર" તેને સમજાવે તે આગમજ તેને પોતાનો જવાબ પોતાની ભાગી ટુટી ઇંગરેજીમાં ગબડાવીયો, એટલે જબાનીનુ કામ ઇંગરેજીમાંજ ચાલવા લાગું. પણ હુશીઆર ભામલાથી બેરીસટર સાંબે વધુ વખત ટકી શકાયું નહી અને લોકોની હસાહસ વચે "ઇનતરપેતર"ને વચે પડવુંજ પડયું.

સ૦—વોત ઇઝ યોર નેમ?

જ૦—મી૦ ભામલા ઘોસલા

સ૦—વોત આર યુ?

જ૦—એસ. (હસાહસ)

સ૦—આઇ સે વોત આર યુ?

જ૦—આઇ એમ મી૦ ભામલા સર એન્ડ માઇ ફાદર ઇજ મી૦ ઘોસલા સર (જબરી હસાહસ.)

સ૦—ડુ યુ નો ઇંગલીશ?

જ૦—એમ સર.

સ૦—વેલ મેન ગો ઑન.

જ૦—એસ સર.

સ૦—યુ રીમેમબર ટુવેન્ટી સેવન્થ ઓફ જુલાઇ લાસ્ટ.

જ૦—થીરી. ઇઅર્સ સર.

આ જવાબ સાંભલી કોરટ હસી પડી. ભામલાને કેહેવું કે તેન વરસ થયાં તે ફુલીબાઇની ચાકરીમાં રેહો છે. બારીસટરના સવાલનો તેણે તેવોજ અરથ કીધો. કોરટમાં જેવી હસાહસ થઇ રેહી તેવીજ પુલીસે "સાયલંસ" કરી હમેશની બુમ પાડી અને ઇનટરપેટરે ઉઠી ભામલાને કેહું "અરે એ ભાઇ તું ઇંગરેજી જાણતો નથી તીઆરે ઇંગરેજીમાં જબાની સાંનો આપેછ. બોલ તારે શું કેહેવું છે.

ભામલાનો આવો રકાસ થવાથી તેને બરડે પાણી ઉતરીયું, પણ પોતે ફજેત પડવા છતાં બોલીયો "પણ હું કાંઇ બાલીશટર છેઉ કે એ લોકની બરાબર એવી "ટાક" કરવા તકરાર કરૂં. મારે શું કેહેવું હોએ. તમે પુછો તેનો જવાબ. બીજુ શું. એ એવી લાહેરી કોણને છીકવે. કોરટ હજી પરે એટલે છાકછા બીચારો ગભરાઇ "એલાર પેલાર" કાંઇનુ કાંઇ બોલી દીએ તેવું આદમી હું નથી. છમજ્યા.

ભામલાએ "ઇનટરપેટર"ની મદદથી સરવે હકીકત કેહી, તેણે પોતાની જબાનીમાં જણાવીયું કે ફુલીબાઇ હમેશાં વખત સર સકકારો બંગલે આવતો હતો, પણ જે રાતના ખુન થયું તે રાતના બે વાગાની સેહજ અગાઉ આયો હતો.

સ૦—બે વાગા પછી?

જ૦—નહી છાબ. ખરૂં પુછો તો બે વાગા અગાઉ. ફલી છેઠ ઘેર આયા તીયારે બેમાં પાચ મીલીટ કમ હતી.

એડવોકેટ જનરલે આ શાખસીને ખો- ખરી કરવા ઘણી તજવીજ કીધી પણ ભામલો જરાબી આડો ફારો નહી અને પોતાની જખાનીને ઘણીજ હઠીલાઇથી વલગી રેહો.

પાછી શંકર રાધુ વીકટોરીયાવાલાની જ- લીધામા આવી જેને સોગન ઉપર કેહું કે ગ્રાંટરોડના પુલ નીચે જયારે બંધવો ગાડી માથી ઉતરીયો તીઆરે તેને કોઇના મકા- નમાથી ઘડીઆલની બે વાગાની ટકોરી સાં- ભલી હતી. વીકટોરીયાવાલો પણ પોતાની આ જખાનીને વલગી રેહો હતો.

આ બે જખાનીમા જે ફરક પડેલો હતો તેજ ફકત ફલીભાઇની તરફેનમાં હતો. એ ઉપરથી એવું અનુમાન થઇ શકતું હતું કે ખુન થયુ તે રાતરે બે વાગે બરાબર જો ફલીભાઇ ગ્રાંટરોડના પુલ નીચે વીકટોરીયા- માથી ઉતરેલો હોએ તો ભામલાની જખાની પરમાને બેમાં પાંચ મીનીટ કમ હતી તી- આરે તે પોતાને બંગલે કેમ પુગો હોએ. એટલા માટે વીકટોરીયામાથી જે સખસ રા- તના બે વાગે ગ્રાટરોડના પુલ નીચે ઉતરીયો હતો તે સખસ ફલીભાઇ નહી પણ કોઇ બીજોજ હોવો જોઇએ.

તીઆર બાદ ડાકટર શામરાવ અને ઇન્સપેકટર હનમંતરાવની જખાની લીધા પછી મરનારના મીત્ર "પેસતનજી પોમેતમ"ની જખાની લેવાઇ.

પાઉડર અને પોમેતમના બનેલા "પેસ્તુ પોમેતમ" ખરેખર તેનાં નામને જેબ આપે એવા "કાકા કાસમેટીક" હતા.

પેસ્તુ પોમેતમની જુબાનીમા તેને જ- ણાવીયું કે મરનાર સાથ મને ઘણી સારી દોસતી હતી અને હમેશા હમો ઘણા બરા સાથેજ ફરતા હતા. જે રાતના ખુંન થયું તે રાતના હમોએ ગ્રાંટરોડ ઉપરના "લનડન હોટેલ" માં સાથે દારૂ પીધો હતો. તીયાથી નીકલી હમો કોટમા "ટેમપલ બાર" હોટે- લમાં ગીયા, તીઆં હમોએ ફરીથી દારૂ પીધો હતો, અને હમો બંને છાકટા થયા હતા. ખરશેદને ગરમી પડવા લાગી, તેને પોતાનો સફેદ ડગલો કાહાડી ખુરસીઉપર નાખી હ- વામા બાહાર ગીયો, અને હું દારૂની કેફમાં તીઆજ ટેબલ ઉપર માથુ નાખી પડી રેહો હતો. થોડા વખતમા નોકરે આવી ઉઠાડી ખબર કીધી કે મારે બાહાર જવું. હું તુર- તજ જેવો જવા ઉઠીયો, તેવીજ મારી નજર ખ- રશેદના ડગલા ઉપર પડી. તે લેઇ હું તેને આપવા તેની પાછલ જતો હતો, તેવામા મારી બેધ્યાન છાકતી હાલતનો લાભ લેઇ કોઇ તે ડગલો મારા હાથમાથી ઝુટાવી ના- હાસવા લાગું. હું તેની પાછલ દોડવા લાગો, પણ છાકતો હોવાથી મારાથી તેની બરોબરી થઇ શકી નહી. હું તેને પડતો નાખી મારે ઘેરે ગયો, કારણ મને બીજે દીવસે સહવારે પેહલીજ ગારીમા પુને જવું હતું.

સરકાર તરફથી આ કેસ અતરે એડ- વોકેટ જનરલે પુરો થએલો જણાવીયો. બ- ચાવ હજી બાકી હોવાથી આવતી કાલ ઉપર જડજે કોરટનુ કામ મુલતવી રાખી કોરટ બરખાસ્ત કીધી.

લોકોની ચટપટનો શું પાર! આવતી કાલની લોકો કાગને ડોલે વાત જોવા લાગાં. કોઇ ફીલીભાઇની કદર ખાતું તો કોઇ તેની વીરૂધ બોલતુ હતું. મજા મતની કાંઇબી ગનતરી થઇ શકી નહી.

લવજી ભાઇએ બે ચીજની નોંધ પો- તાની બૂક ઉપર કરી લીધી હતી.

૧ લુ વીકટોરીયાવાલા શંકર રાધુએ ગ્રાંટરોડના પુલ નીચે જે વખતે ફલીભાઇને ઉતારીયો તે વખત અને ભામલાએ ફલીભાઇને જયારે બંગલે આવી પુગેલો જણાવીયો તે વખત બમેનો ફરક.

૨ જુ વીકટોરીયાવાલાઓએ ખરશેદ ખરાસના ખુનીના જમના હાથના પેહલા આંગલાં ઉપર હીરાની એક વીટી જોઇ હતી તે અને બંધવો ફુલીભાઇ કદીબી વીટી પેહરતો નથી તે.

પણ લવજી બેરીસ્ટરને ફુલીભાઇના છુટી જવાની જરાબી આસા હતી નહી. તેને જબાની પરથી નક્કી કીધું કે "જ્યુરી" ફુલીભાઇને "ગોલટી" ટેહવવા વગર રેહનાર નથી અને નીરદોશ ફુલીભાઇ નાહેક ફાંસી લટકવાનો યાતો દેશનીકાલ થવાનો.

દનમંતરાવના હરખનો પાર રેહો નહી, તેમજ ખાનસાહેબ જેહાગીરશાહની દલગીરી, લવજીની નાસીપાસી, અને ગાંધીની ગુલાના ગંમ અને માહેતમની હદ રેહી નહી.

સહવાર પડી. ફુલીભાઇના કેસનો ચુકાદો સાભલવા લોકોની ભીડ હાઇકોરટ તરફ થવા લાગી. બેખબરો જેઓ અઠવાડીયામાં એકબી વખતે "ન્યુસ" વાચે નહી તેઓને શું ખબર? જયારે ઇનતેજાર લોકનો બેખબર ભાગ હાઇકોરટ તરફ જતો હતો, તીઆરે શેહરમા બીજીજ અફવા મોહોલે મોહોલે ઉડી રેહી હતી.

ફુલીભાઇના વખાણનાર અને લાગતા વલગતાઓ હસતે મોહોડે હાઇકોરટ તરફ ઉતાવલે પગે દોડવા લાગા. પેલા સોડા વાટરની બાટલી માફક ઉછલટા અધીપતી કાવસજી કરાકરીએ પોતાની વલાન પોતાની આદત પરમાણે બદલી પોતાના મુંબઇ શમશેહરના ઘરાકોને નીચલા એકસ્ત્રા પોહોચતા કીધા.

"પંપાનું પાછુ ફરવું."

બંધવા ફુલીભાઇના કેસની ગુમ થએલી ગવાહ પંપા ગેઇ રાતના મલી આવી છે.

## પ્રકરણ ૧૪ મું.

### પંપા પાછી આવી!

વાત કેહો કે અફવા પણ પંપા ખબર આવી પુગી હતી. ફુલીભાઇની પેહલે દીવસની ત્રાએલ પછીબી ખાનસાહેબ જેહાગીરશાહ હીમત હારી બેઠો નહી. હજી તેને ઘણી આસા હતી. હજી તેને ઘણી ઉમેદ હતી અને તે એજ કે હજીબી પંપા કદાચ આવી પુગે. જોકે તેવી આસાની વમાસન ખરૂ જોતાં આસા વીરૂધ આસા સમાન હતી, પણ આ બાહોશ ઇનસપેકટર કદીબી તેથી હારીખાઇ બેઠો હતો નહી. તે લવજી બેરીસટરને ઘની કીમતી મદદ કરતો હતો, અને પેહલે દીવસની ત્રાએલના સેવટ પછી જેહાંગીરશાહે લવજીને હીમત આપી કેહું કે "મી૦ લવજી તમે નારાજ ના થાવો. જેમ બને તેમ આવી વખતે કેસને લંબાવવામા ફાએદો છે. આવતી કાલે આપન આખો દીવસ જેમ તેમ કરી "દાફેન્સ" કરવામાં કાહાડશું એટલે જ્યુરી પોતાનુ "વરડીકટ" પરમ દાહાડે સહવારના આપસે. તેટલાં કદાચ પંપા આવી પુગસે. "જયુરીનુ વરડીકટ" ખુદા ન કરે ફુલીભાઇની વીરૂધબી ગયું તો પછી ગવરનરને અરજી કરવાને બાહાને આપન વખત લંબાવશુ."

લવજીનુ મુખ્ય કાંમ હવે ગુલાને સધી આરો અને ધીરજ આપવાનુ હતું. પેહલે દીવસની "ત્રાએલ" પછી લવજી ફુલીભાઇન છુટકારાની તમામ આસા છોડી બેઠો. આવતી કાલે તો ફુલીભઇનો તે બચાવ કરનાર છે પણ તે બીલકુલ દમ વગરનો બચાવ હતો.

સેશન્સ પુરી થતાજ લવજી ગુલાને આજની ત્રાએલના સમાચાર જણાવવા "ગુલવીલ" તરફ નીકલી ગયો. ગાંધીની ગુલાંનો આ પાકદીલ દોસ્ત તેનીને તેના દુ:ખના વખતમાં સધીયારો આપતો "ગુલવીલમાં" બેઠો હતો તેટલાં એકાએક મોડી રાતે સુમારે દસ વાગતે ઇન્સપેક્ટર જેહાંગીરશાહ બેધડક દીવાનખાનામા દાખલ થયો અને વગર કેહવે એકદમ સોફા ઉપર બેસી જઇ બોલીયો "પંપા મલી લવજી."

આટલાજ સબ્દનો ગુલાંને કાને પડતાં તે એકાએક હરખથી ચીસ પાડી બોલી" એં! મલી!!

ધીરજ ધર ગુલાં "લવજી બોલીયો" મને પુછવા દે. જહાંગીરશા, શું ખરેખર પંપા મલી. તે કાંહાં છે?

રમજાનને ઘેર "જેહાંગીરશાહે જવાબ દીધો, અને તે આગલ કાંઈબી બોલે તેટલાં ગુલાં ફરીથી વચમાં બોલી ઉઠી.

તીયારે તો જલદી મને તેની પાસ લેઈ જાવો. લવજી, જેહાંગીરશાહ ગાડી બુલાવો— નહી, હું મારી ગાડી જોડાઉછ. ચાલો-ચાલો જલદી કરો.

ગુલાં તું ઘેલી થઈ જસે. "લવજીએ ધીમે અવાજે કેહું" મને પુછવાતો દે.

પુછો પુછો લવજી, તમે પુછો. મને માફ કરજો. હું તમારા કામમા ઘણી હરકત કરૂછ "ગુલાં સમજુ આદમીની માફક વલી જઈ બોલી."

હા. પંપા એકાએક આજે સાંજની પુના પેસેંજર ટ્રેનમા આવી પુગી છે "જેહાંગીરશાહે કેહું" હુ રાખેતા પરમાણે આજે રાતના આઠ વાગે રમજાનને ઘેર ખબર કાહાડવા ગીયો અને તીયારેજ મે જાણીયું કે તે છોકરી રમજાનને તીયા આવી ઉતરી છે.

ખુશી થા ગુલાં. "લવજીએ ઉઠીને કેહું" તારો ફલી સેથનમાંથી છુટી જાએછ! જેહાંગીરશાહ! નાઉ કમ ઑન. હું પંપાને મલવા માગુંછ!

કાંઈ જરૂર નથી "જેહાંગીરશાહે બેઠાં બેઠાંજ જવાબ દીધો" હુ તેને મલી આયોછ. મે તેની તમામ હકીકત સાંભલી લીધીછ, અને તેના ઘરના બારના ઉપર મે મારા આદમીઓને છુપા વેશમા નજર રાખવા તાકીદ કરી છે. પંપા હવે આપરા હાથમાં છે અને તે આવતી કાલે પોતાની જબાની આપવા કોરટમા આવનાર છે. આવી મોડી રાતે દસ વાગા પછી મેહમથી મુંબઈ જવાની કાંઈ જરૂર નથી. લવજી શેઠ, તમારા કરતા ફલીભાઈનુ નીરદોશપણુ સાબેત કરવાની મને ઘણી ઉલટ છે. મે પેહલેથીજ કેહું હતું કે ફલીભાઈ એવું કામ કરેજ નહી.

વારૂ તીઆરે તમારો ગુલાં ઉપર મોટો ઉપકાર થયોછ "લવજીએ કેહું" પણ એ પંપા આટલો વખત સુધી કાંહાં હતી જેહાંગીરશાહ?

"સાલવેશન આરમી"માથી નાહસી પોતાના સોબતી સાથે તે ગુલબરગા ગઈ હતી. "જેહાંગીરશાહે વાત ચલાવી" ગુલબરગામા તેનો સાથી તેને તજી ગયો, અને પંપા તીયાથી નીકલી પુને આવી. પુનામાં તેનો કોઈબી સાથી નહી હોવાથી તેને પોતાનુ ગુજરાન કરવુ ભારી પડીયું.

પંપાએ પુનામા પોતાને એક ગાએણુ કાર નાએકણુ તરીકે "નુરજેહાન બેગમ"ને નામે ઓલખાવી ધંધો શરૂ કીધો. પણ આ ધંધામાં તે વધુ વાર રેહી પોતાનુ ગુજરાન ચલાવવા શકતીવાન થાએ તેટલાં તેને બેન્નની તાપ લાગુ પડી અને પુનાની સેશુન હાસપીટલમા તેની જાણ પીછાણવાલાંઓ તેણીને મુકી આયાં હતાં. હાસપીટલમા તે નુરજેહાન બેગમને નામે દાખલ થએલી હતી હોસપીટલમાથી તે ગઈ પરમદાહાડે સારી થઈ બાહાર નીકલી, અને તેવીજ તેને ખબર મલી કે મુંબઈમાં "પંપા" નામની કોઈ છોકરી માટે પચાસ હજારનુ ઈનામ જાહેર થયું છે. એ ખબર સાંભલતાંજ પંપા પોતાના હાથ ઉપરની રૂપાંની બાંગડી વેચી ગાડી ભાડાં જેટલા પઈસા ઉભા કરી મુંબઈ આજે સાંજનાજ આવી પુગી છે. ફલીભાઈ બાબદ મે તેને તપાસી જોઈ, અને તેની જબાની પરથી મને લાગેછ કે આપરે હવે "ઓલીબી" પુરવાર કરી શકસું.

જેહાંગીરશાહનો ખુલાસો સાંભલી ગુલાં તેમજ લવજીને નીરાંત થઈ, અને આવી મોડી રાતે મુંબઈ જવાનો વીચાર લવજીએ તુરતજ

મોકુફ કીધો. જેહાંગીરશાહ અને લવજી શાના મોડું થયાથી "ગુડ વીલ"માજ પરોણા તરીકે રેહા, અને ગુલાં પોતાના વાહાલા ફુલીના છુટકારા માટે મોડી રાતે સુવા આગમજ તે દાદારની બંદગી કરી તેની દાદ ચાહાવાને ભુલી નહી, સબબ કદીબી દુઃખ દરમ્યાન તે દાદગર દાદાર પોતાના બંદાને ભુલતો નથી.

~~~~~~~~

## પ્રકરણ ૧૬ મું.

### "ડીફેન્સ."—પંપાની જબાની.

પંપા પાછી ફરી છે એવી ખબર આગની માફક શેહરમા ફરી વળી. લોકના ટોળે ટોળાં હાઈકોરટ તરફ જવા લાગાં, અને લોકની ભીડ દસ વાગા આગમજ આગલા દીવસ કરતાં એટલી તો વધી ગઈ કે પુલીસના "સીપાઈ દાદા"ની પીરી પાગરી નક્કામી ધક્કા મુક્કીમા પડી. પોરીયાઓ પારસીનાજ કેની, એટલે કાંઈ પુછવુ પડે! સીપાઈ દાદાએ જરા "ચીઈઈઈપ" કરી સુકકો દમ કીધો, કે "બેહલી ભગત" નામનાં એક ચીબાવલા ચકામેલાએ સીપાઈદાદાને ઉંધે હાથે પાછલથી "કોલસું" આરીયુ કે તવીજ પોલીસના "દાદા"ની પીલી પાગડીને પાંખ આવી અને તે ઉડવા લાગી, અને દીવાનખાનામા ઉભા રેહલા તમાશગીરોની ગમતનો પાર રેહો નહી. આવા બનાવથી સીપાઈદાદાનો "કાંદો ખીલીઓ, અને માંદો કુલીઓ." તવણુ દાહાડીવાલાને મુકી મુછવારાને પકડવા જતા હતા, પણ તેટલાં જડજ સાહેબ આવી લાગા. "સાયલંસ" કરી બુમ પડી. સઘલુ ચુપચાપ થઈ ગયુ, અને સીપાઈ દાદા "સેહતાન દાબો અને મોહોડું કારૂ કરી" પાગરીની તપાસમાં નીકલીયા.

ફુલીબાઈની દરકાર આજે કોઈને હતીજ નહી. લોકતો ફકત પંપાનેજ જોવા—પંપાનીજ જબાની સાંભલવા અને ફુલીનો બંચાવ જાણવા માંગતાં હતાં. હંનમંતરાવની હીનપસતીનો તો પારજ નહી રેહો. અને ઈન્સપેકટર જેહાંગીરશાહે પોતાની ફતેહ તો નક્કીજ કરી હતી!!

જયુરીએ આવી પોતાની જગ્યા લીધી, અને બાહોશ લવજીએ ડબલ ઉલટે બચાવ તરફથી "સ્પીચ" કરવાની શરૂઆત કીધી. લવજી બેરીસટર પોતાનુ ભાશાન પુરૂ કરે તે આગમજ લોક એટલુ તો "પ્રેજયુડીસ" થઈ ગીયું કે કોરટની બાહાર બુમ ઉડી કે જડજ બચાવ તરફના સાખસી સાંભલવાં ના પાડે છે, અને ફુલીબાઈની "ફેવરમા" કેસ સમ-અપ કરી જયુરીને ચાર્જ આપે છે.

પણ અફવા તે અફવાજ!! ગપના ગપાટા તે જાણે "ઘરપછાર"ના ગોલાની કાંનીજ ઉડે, એહસે પછી પુછવુજ શું!! અરધા કલાકમા વાત ચોમેર ફાટી, અને હજી તો કોરટમા કાવસજી કરાકરીની જબાની લેવાતી હતી, તેટલાં રસતા ઉપરથી આવતાં જતાં લોકો વગર ઓલખે એક બીજાને ઈસારત કરી કેહતા ચાલીયા કે "છુટી ગીયો—છુટી ગીયો!!"

જયારે ગામમા આવા ગપાટા ચાલતા હતા, તીયારે લવજી બેરીસટર બચાવ તરફના સાખસીની બીના કોરટ અને જયુરી સમક્ષ રજુ કરતો હતો. તેને આ ખુનના મુકદમાને એક લુંલો લંગડો મુકદમો જણાવી જયુરીની સમક્ષ પડેલી જબાની વખોડી નાખી, પોતાના ફકત ત્રણજ શાખસીઓની જયુરીને ગનત્રી કરાવી તે લોકની જબાની લેવાનુ કાંમ શરૂ કીધું.

પ્રથમમાં તેને મુંબઈ શેહરના અધીપતી કાવસજી કરાકરી વીશે કેહ્યું. તીયાર પછી પારસી યુનીયન કલબના મેનેજર "કાવજી કૅાક વીશે વીવેચણ કરી કેહું, કે એ સાખસીથી તમે જાણસો કે પંપા નામની એક ઓરત પારસી યુનીયન કલબના મકાનમાં બેસપતવારે રાતે સાડાઅગીઆર વાગે બંધવા ફુલીબાઈને નામનુ એક કાગજ લેઈ આવી હતી અને ફુલીબાઈ રાતના એક
~~~~~~~~

વાગા આગમજ કલબમાથી ગીયો હતો. છેલ્લી જબાની પેલી ઓરત પંપા આપી તમારી ખાતરી કરશે કે તે એક કાગજ મજકુર કલબના મકાનમાં ભેસપતવારે રાતના સાડા અગીઆર વાગે આપવા ગેઇ હતી, અને એક વાગા પછી ફલીભાઇને તે કામાતીપુરાની બારમી ગલીમા આવેલાં એક કંગાલ મકાનમાં લેઇ ગઇ હતી અને તે મકાનમાં તે રાતે એકથી દોહોડ વાગા સુધી ફલીભાઇ તીયાં હાજર હતો કે જે વખતે ખરશેદ ખરાસનુ ખુન થએલુ કેહવાએછે.

આવી રીતનો ખુલાસો કરી લવજીએ પેહલા સાખસી કાવસજી કરાકરીને જબાની આપવા બોલાવીયો.

કાવસજી કરાકરીની જબાની બાબદ કોરટમા સાંમી બાજુવાલાઓએ વાંધો લીધો, સબબ ફલીભાઇની તપાસના આગલા ભાગ દરમીયાન કાવસજી કરાકરી દીવાનખાનામાં હાજર હતા. લવજી બારીસટરે એવો બચાવ કીધો કે કાવસજી કરાકરીને સાખસી તરીકે બોલાવવાની તેવનની મરજી પેહલે હતીજ નહી. તેવનના બચાવની વલણ તે વખતે તદન જુદીજ હતી, પણ પંપા નામની ગુમ થએલી ગવાહ એકાએક મલી આવવાથીજ એ સાખસીને બોલાવવો પડીયો છે, છતાં મી૦ કરાકરીની જબાની ફકત એકજ બાબદ ઉપર લેવી છે. જડજ સાહેબના હુકમથી જબાનીનુ કાંમ ચાલુ થયું.

કાવસજી કરાકરીની જબાની.

બંધવા મી૦ ફલીભાઇનો હું અતલગનો મીત્ર છેઉ. હું પાંચ, છ વરસ થયાં એને ઓલખુ છું. મે કદીબી ફલીભાઇને હાથે વીટી પેહરતાં જોયો નથી.

ઉલટ પાલટ તપાસમાં મી૦ બટરફીલ્ડ કેશને મી૦ કરાકરીને ગભરાવવા માંડીયા, અને મી૦ કરાકરીએ કચુંબર કરવા માંડી.

સ૦ તમે શુ કરોછ.

જ૦ હું મુંબઇ શમશેહરનો અધીપતી છેઉ.

સ૦ તમો કોણની નોકરીમા છેઓ.

જ૦ નોકરી સાની ! હુ પોતે માલેક અને અધીપતી બેઉ છેઉ.

સ૦ ઓહો ! તીયારે તમે "કરતા" તરીકેબી જાણીતા થયા હશો.

જ૦ હું એમ ધારૂછ. હું સુનાબાઇ સટાક અને પીરોજબાઇ પટાક નામની રસીલી વારતાનો કરતા છેઉ. (હસાહસ)

સ૦ ઓહો "એની મૉર"

જ૦ "મારા ભેજાનો ખીમો–" "મારૂ કાટરીયુ ગેપ" અને "કૅાચ્યું બૅાપ" વાલી વારતાનો હું લખનાર છેઉ. (વધારે હસાહસ)

સ૦ તમો ફલીભાઇને છેલ્લા કયારે મલીયા હતા.

જ૦ જે રાતના ખુન થયું તે રાતના એવન અને હુ તરેનમાં મલીયા હતા. ચરનીરોડના સ્ટેશન ઉપરથી હમો સાથેજ વીકટોરીયામા બેઠા હતા. હુ એવનને એવનની કલબના મકાન આગલ ઉતારી હુ મારી કલબમા ગીયો હતો.

સ૦ તમારી કેઇ કલબ ?

જ૦ "ધી બરીયા મુંદી મોહલા બરકી કલબ." અને નીંન્દા ઉતેજક મંડલી ?

સ૦ ઓહો તીયારે તમે બણે કલબના મેમબર છેઓ.

જ૦ હા.

સ૦ બીજુ કાઇ.

જ૦ હું એક સુધારાનો હીમાએતી છું, અને પારસી છોકરીઓના માબાપ પાસ લગનના અવસરે રીતની ભીખ લેનાર મંડલીનો પ્રેસીડંટ છેઉ. હું એ કામને ઢીલો જાનથી ટેકો આપુછુ (હીસ હીસના અવાજો)

સ૦ તમુને કોઇ વખત કોરટમા દંડ થયો હતો.

જ૦ આહા સાહેબ. હું એવો મુરખ નથી કે દંડ થાએ તેવું લખું. અને તેવું કાંઇ એકાદ લખાન એક લખાએ તો બીજા અંકમા

તુરતજ હુ મારી દલગીરી જણાવી વાતનો છેડો લાવી નાખું. એતો સાહેબ હમો અ-ધીપતી લોકની કુનેહ છે.

સ૦ વારૂ ત્યારે તમે ફુલીભાઇને હાથે કીએ દાહાડે વીટી જોઇ હતી.

જ૦ મે કાંહાં કેહ્યું કે વીટી મે જોઇ ! એ તમે શું ભુલાવામા નાખી ગલે પડવાની વાત કરોછ સાહેબ !! મે એમ કેહુજ નથી કે વીટી મે જોઇ !!

કાવસજી કરાકરીને પકડમા પકડવાની ઘણીબી વેતરણ બેરીસટરે કરી પણ કાંઇ ચલીયુ નહી.

મીસ કરાકરીની જબાની લીધા પછી કાવસજી કોકે પોતાની જબાની બે તન સવાલ ના જવાબ આપી પુરી કીધી. તેને હુકમાજ જણાવીયું કે ૨૭ મી જુલાઇ અને મેસપતવારે રાતના ૧૧।। વાગાને સુમારે એક ઓરત ફુલીભાઇને નામનુ કાગજ મને આપી ગઇ હતી. મે તે ફુલીભાઇને આપીયુ હતું અને ફુલીબાઇ મોડી રાતે સુમારે એક વાગે કલબમાથી ગીયો હતો.

આ જબાની પછી પંપાનુ નામ પુકારવામા આવીયું. લોકો તેનીને ટીકી ટીકી જોવા લાગા. અને પંપાની જબાનીનુ કામ કાયદા પરમાને સોગંદ આપીથા બાદ આગલ ચાલીયુ.

પંપાનુ નાંમ સાંભલતાંજ દીવાનખાનામાં એક જાતનો અવાજ પેદા થયો, જેથી "સાંચલંસ" ઉપર "સાચલંસ" "ચીઇઇપ" ઉપર "ચીઇઇપ"ના અવાજે તે ગડબડ બંધ પાડવા માટે નીકલીયા. અંતે સરવેની ઇન-તેજારી વચ્ચે એક સુંદર દેખાવની રૂપાલી જવાન છોકરી કોરટના દીવાનખાંનામા લોકોની ભીડ વચ્ચેથી છટાદાર રીતે સાખસીના પીંજરામાં આવી ઉભી રેહી. કાએદા પરમાણુ સોગંદ આપીયા બાદ જબાનીનુ કાંમ આગલ ચાલીયુ.

પંપાની જબાનીમા તેનીએ જણાવીયુ કે જુલાઇ મહીનાની ૨૭ મી તારીખ અને મેસપતવારે રાતના પારસી યુનીયન કલબમાં ૧૧।। વાગે એક ચીઠી એક પારસીને હું આપી આવી હતી. હું વાચી લખી જાણુતી નથી. કોણુને નામની તે ચીઠી હતી તે હુ જાણતી નથી. મને તે કલબમા ચીઠી મુકી આવવા બકાવલીએ કેહું હતું. હું તીયાર પછી ભીંડીબજારમા નવાબની મસીદ આગલ મોડી રાત વેર તેની વાત જોતી ઉભી હતી. બંધવો મને તીયા એક વાગે રાતના આવી મલીયો હતો. હું તેને કામાતીપુરાની બારમી ગલીમા મારી મમાઇ રમજાનને ઘેર લેઇ ગઇ હતી. બકાવલી ત્યારે તીયા મરતી હતી. બંધવો પા કલાક સુધી બકાવલી સાથ વાત ચીતમા રોકાયો હતો, અને તીઆર પછી હુ તેને * "આલપીસન "ટેરર" આગલ મુકી આવી હતી.

## ઉલટ પાલટ તપાસ.

સ૦ તુ બાતરીથી કહે છે કે એજ સખસને તું તારી સાથ લેઇ ગેઇ હતી.

જ૦ હા.

સ૦ એક વાગા પછી તે તુને નવાબની મસીદ આગલ આવી મલીયો.

જ૦ હા. પાંચ મીનીટ પછી. ઘડીઆલમા એક વાગેલો મે સાંભલીયો હતો, અને તીયાર પછી તુરતજ થોડી મીનીટમા એ આવી પુગો હતો, અને પોના બે વાગે હુ તેને "આલપીસન ટેરર" આગલ મુકી મારે ઘેર ગઇ હતી.

સ૦ પછી શુ થયું,

જ૦ હું ઘેર જઇ પુગી તીયારે બકાવલી મરી ગઇ હતી.

સ૦ હવે એકજ જવાબ દે. બંધવા ફુલીભાઇના આંગમાં કેવો ડગલો હતો.

જ૦ સફેદ.

અતરે પંપાની જબાની પુરી થઇ અને લવજી બેરીસટરે બચાવ તરફનું ભાશાન શરૂ

* એલફીન્સ્ટન ટીએટર.

કીધું. પોતાની છટાદાર બોલવાની ઢબથી તેને કેસની બારીકેબારીક "પોઇન્ટ" ચીપીચીપી નીરદોશ ફલીભાઇનુ નીરદોશપનુ જડજ અને જ્યુરીના ધીઆન ઉપર સાબુત રીતે ઠસાવી જણાવીયું, કે જે સખસ મરનારને લેઇ વીકટોરીયામાં "રાજાબાઇ ટાવર" આગલથી બેઠો હતો, અને જે પાછલથી "વીકટોરીયા ગારડન્સ" આગલ ઉતરી પડીયો હતો, તે સખસ ફલીભાઇ નહી પણ કોઇ બીજોજ હતો. કોઇબી રીતે જોતાં પુલીસે બંધવા ઉપર મુકેલું બોહતાન સાબેત થયું નથી. કોરટમા એવી જબાની પડી છે કે ખુન "કલોરોફોરમથી" થયુ છે. હમો તે કબુલ કરીએ છેઇએ. પણ બંધવા ઉપર ખુનનો વાંક પુરેપુરો સાબેત કરવા માટે "કલોરોફારમ" તેને કયાથી લીધું અને કોણે તેને આપીયું તે જબાની કોરટ હજુર પડેલી નથી. વલી બંધવા વીશે જે વાત સઉથી વધારે ધ્યાનમાં રાખવાની છે, તે એ છે કે તે કદીબી વીટી પેહડતો નથી, અને મી૦ કરાકરી જેવા પરમાણીકપણે પોતાનુ ગુજરાન ચલાવનાર ગ્રહસ્થે સોગંદ ઉપર જણાવીયું, તેમ કદીબી બંધવો વીટી પેહડતો નથી. વલી વીકટોરીયાવાલો જ્યારે કેહછે કે ગ્રાંટરોડનાં પુલ નીચે તેની ગાડીમાંથી તેનુ ઘરાક બે વાગે ઉતરી પડીયુ હતુ, તીયારે બંધવાના બટલર ભામલાએ જબાની આપીછે કે ફલીભાઇ તે રાતે ઘરમા આયો તીયારે બેમા પાંચ મીનીટ કમ હતી. એ ઉપરથી સાબેત થાય છે કે જે સખસ ગ્રાંટરોડના પુલ નીચે બે વાગે વીકટોરીયામાંથી ઉતરીઓ હતો તે ફલીભાઇ નહી પણ કોઇ બીજો હોવો જોઇએ. પણ તે ઉપરાંત પેલી ઓરત પંપાની એખલી જબાની ઘણીજ અગતની છે, અને ફકત તેજ જબાનીને આધારે બંધવો પોતાની "એલીબી" સાબેત કરી ચુકો છે. મુંબઇ જેવા શેહરમાં જાહેર રસતા ઉપર આવી રીતે ખુન થાએ, અને તે ખુન કરનારનો પત્તો નહી મલે એ ઘણું લાગીધી ભરીલુ છે, ખરી વાત છે કે શેહરની સલામતી તેથી જોખમમા રેહ છે, પણ તેથી નીરદોશોને ઇનસાફ મલવો ઘટે છે. ઇનસાફ જયાં હોએ તીયા નીરદોશ અને ઇજતદારોના જાન માલની સલામતી છે, અને એ જાન માલ અને ઇજત હોરમતની સલામતી તીઆરેજ ફકત જોખમમા આવી પડે છે કે જ્યારે ફલીભાઇ જેવા મંડલીના માનીતા અને લોકને જાણીતા આગેવાન ગ્રહસ્થોની ઉપર આવી રીતના બોહતાન મુકવામા આવે. જ્યુરીના સાહેબો હું ખાતરીથી કેહું છુ કે બંધવા ફલીભાઇને તમો નીરદોશ ઠડાવી છોડી દેશો. પણ તેજ વખતે મારે કેહવું જોઇએ કે ફલીભાઇ નીરદોશ ઠડે તેથી ખરશેદ ખરાસનુ ખુન નથી થયુ એમ સાબેત થતુ નથી. તેનુ કોઇ કરતુકી ચંડાલે ખુન કીધુ એ ખરી વાત છે, અને હવે આપણી બાહોશ પુલીસ એ ખરા ખુનીને સોધી કાહાડવાની તજવીજ કરશે, અને કદીબી હવે પછી ઉતાવલમા એવા ગંભીર વાંક માટે "દાહાડીવાલાને બદલે મુછવાલાને પકડી" ઇનસાફના પવીતર નામને કલંક લાગવા દેશે નહી.

લવજી બેરીસટરે પોતાના ટીખ્ખા કમ ટમતા ચાબકા પુલીસને લગાવી લોકોની સાબાસી અને વખાણ વચ્ચે પોતાનુ ભાશાન પુરૂ કીધું. જડજ સાહેબે ફલીભાઇની તરફેનમાં લંબાનથી "કેસ" "સમ-અપ" કરી જ્યુરીને ચારજ આપ્યો, અને જ્યુરી વીચાર કરવા માટે "રીટાયર" થઇ,

## પ્રકરણ ૧૭ મું.

### "ગીલટી કે નૉટ ગીલટી"

સાડા ત્રન કલાક વેર લવજીએ બંધવા ફલીભાઇના બચાવમા પોતાનું ભાશાન ચાલુ રાખવાથી છેક સાંજનાં પાચ વાગા હતા; અને જડજ સાહેબને કેસ "સમ-અપ" કરી જ્યુરીને ચારજ આપતાં લગભગ બે કલાક થવાથી કોરટમાં ગેસ લાઇટ સલગાવવામા

આવી હતી. જ્યુરી વીચાર કરવા માટે "રીટાયર" થઇ, અને આટલું મોડું થવા છતાં, સહવારથી આવી ઉભેલું લોક હવે આ જ્યુરીનુ "વરડીકટ" જાણવા ઇનતેજારીથી ચુપ થઇ રેહ્યું. કોરટના દીવાનખાનામા એક જાતની ચુપકીદી ફેલાઇ. જ્યુરીને આવતાં ઘણો વખત લાગવાથી જડજ સાહેબ ઉઠી પોતાના ચેમબરમા ગયા. અંતે પોના આંઠ વાગે જ્યુરીએ પાછો કોરટના દીવાનખાનામાં દેખાવ દીધો. જડજ સાહેબે આવી તુરતજ પોતાની બેઠક લીધી, અને લોકની હવે ધીરજનો અંત આયો. સરવે કોઇ ગરદન ઉચી કરી કાંન ઉપર હાથ મુકી "ગીલટી" કે "નોટ ગીલટી" એટલુંજ સાંભલવા તઇ-યાર થયા. ફલીભાઇના ચેહરા ઉપર લોહીનું એક ટીપું વટીક નજરે પડતું હતુ નહી. એકજ મીનીટ—એકજ પલ, અને ફલીભાઇની સરજત ઉપર સીલ પડવાની પલ આવી પુગી હતી. સરવે કોઇ એક્કી નજરે જ્યુરીના "ફોરમૅન"ને ટીકવા લાગાં. અને હવે "ક્લાર્ક ઑફ ધી કાઉને" સવાલ કીધો.

"ફોરમેન" સાહેબ તમો સેવટ ઉપર આવ્યા.

ફોરમેન:—હા સાહેબ.

સવાલ.—જ્યુરીનુ વરડીકટ જણાવો.

ફોરમેન :—નોટ ગીલટી !

હુરેરેરે !!! હુરેરેરે !!! હુરેરેરે !!!

સાયલંસ !! સાયલંસ !! સાયલંસ.

હુરેરેરેરે !!! હુરેરેરે !!!

ચીઇઇઇપ ? ચીઇઇપ.

નોટગીલટીના શબ્દો સાંભલી લોક હ-રખથી ઘેલું થઇ ગયું હોએ તેમ એકા-એક કોરટના દીવાનખાનામાં જડજ કે જ્યુ-રીની તેમજ પુલીસના "કાનસતેબલ !" કે "સીપાઇદાદા !"ની કાંઇ દરકાર કરીયા વગર તેઓ હુરેરેરે ના પુકાર ઉપર પુકારો પાડી ફલીભાઇને વધાવી લેવા લાગા. ફોકટ, ફો-કટ કોરટના માણસોએ "સાયલંસ ઉપર સાય-લંસ અને ચીઇઇપ ઉપર ચીઇઇપના બુમ બારડા પાડી લોકોને ધમકી આપી. અંતે મોહોટી મુશકેલીએ લોક શાંત થયું, અને જડજે ફલીભાઇને જ્યુરીના મત સાથ એક મત થઇ નીરદોશ ઠેરવી છોડી મુકીયો.

ફલીભાઇને આસપાસ તેની ઓલખાંન વાલાઓ ફરી વલી તેને મુબારકબાદીથી વ-ધાવી લેવા લાગા. લવજી પોતે તેને જો-રથી "શેકહેન્ડ" કરી તેને મુબારકબાદી આપવા લાગો. કોરટના કમપાઉન્ડમા ગુલાં પોતાની ગાડીમા ઇનતેજાર બેઠી હતી તે આ ખબર સાંભલી હરખથી પોતાના કપરાંમાં માઇ સમાઇ શકી નહી. હનમંતરાવની હા-રથી તેની હીનપસતીનો પાર રેહો નહી અને જેહાગીરશાહની ફતેહથી પારસીઓ ધરીયા ધરાયા નહી.

લવજી ફલીભાઇનો હાથ પોતાની બગ-લમા લેઇ જેવો દાદર ઉપરથી ઉતરતો હતો તેવામાં ઘણીજ ઝડપથી પાછલથી એક આ-દમી દાદરની બે બે પગથી મુકી તીજી તીજી પગથી એ ઉતરતો જતો હતો.

એ કોણ હતો ?

લવજીએ તેને પીઠ પાછલથી પીછાણી તુરતજ પુછીયુ "હાલ્લો કરાકરી. તમે ફલી-ભાઇને મલીયા કે."

કાલે કાલે મી૰ લવજી. બધી વાત કાલે "કાવસજી કરાકરી ઉતરતાં ઉતરતાં બો-લીઓ" આંઠ વાગી ગીયા, અને મને હજી તો આ કેસ ઉપર એડીતોરીઅલ લખવી છે.

ફલી ! મારા ફલી !! મારા જાંન !!! ગુ-લાંની ગાડીમા ફલી જેવો લવજી સાથ દાખલ થયો તેવીજ ગુલા તેના આંગ ઉપર પડી બોલી. ખુદાએ મારી દાદ લીધી.

ઘેરે ઘેરે હવે એજ વાત ચાલી રેહી. ફલીભાઇ છુટી ગીયો, એ પારસીઓને મંન એક માહાભારત બનાવ હતો. સમજુ લોક એવો પટપટારો લેઇ બેઠાં, કે ફલીભાઇ નીરદોશ હતો તે છુટીજ જવો જોઇતો હતો, પણ ખરશેદ બરાસનો ખરો ખુની તેથી પકડાયો નહી. તેનુ કેમ.?

ન્યુસ પેપરવાલાઓનુ પણ એજ મત હતું. અને નીચલી આરટીકલ બીજે દીવસે મુંબઇ શમશેરમા છપાઇ હતી.

## દાદરવાળાં ખુનનુ સેવટ.

### સેશન્સમાથી ફુલીભાઇનુ છુટી જવું.

"લાંબી મુદતે મજાની ઇનતેજારીનુ ગઇ કાલે સેવટ આવ્યુ છે, અને મી૦ ફુલીભાઇ ખુનના વાંકમાથી જયુરીના એક મતે નીરદોશ ઠડી છુટી ગયો છે. હમો પેહલેથીજ એવુ મત બાંધી ચુકા હતા અને અંતે હમારૂ ધારેલૂં ખરૂ પડીયુ છે. કોરટમા ચાલેલી તપાસનો વીગતવાર હેવાલ હમારા વાંચનારાઓ માટે હમોએ આ પત્રના બીજા ભાગ ઉપર છાપીયો છે.

ફુલીભાઈ છુટી ગયો છે, પણ તીઆરે ખરેખર ખરાસનો ખરો ખુની કોણ છે એ સવાલ ઉઠતો રહે છે. મુંબઈ શેહરના ધોરી રસતા ઉપર આવું જખુન કામ કરનાર શખસ કોણ હતો? આ બોહોલી વસતીવાલા ગુલજાર શેહરમાં નીરદોશ અને ઇજતદાર આદમીઓના જીવ ખરેખર આવા બદ કરતુકી ખુનીઓથી જોખમમા રેહછે. પ્રજા આ બનાવથી ગભરાતમા પડી ગઇ છે. આપણુ સરવે ઇચ્છીશું કે જે અદલ ઇનસાફની બરકતથી મી૦ ફુલીભાઇ નીરદોશ ઠડી છુટી ગયો છે તેજ ઇનસાફની રૂએ આ પાપી ખુનીને તેના કરતુકને લાએક સજા થાએ. આ જોખમભરીઆં આદમીની પુઠ પુલીસે જલદી પકડવી ઘટે છે, સબબ વાઘના બચ્ચાને સપીવી પાલી મોટ્ડુ કીધા પછી જો માણસના લોહીનુ એકબી ટીપું તેના મોહોડાંને લાગે છે, તો તેનો સવાદ ચાખતાંજ તે પોતાની અસલ માંસહારી આદત ઉપર આવી જાએ છે. તેજ રીતે આ કરપીણ ખુની આવી રીતે આસાનીથી એક ખુન કરી છટકી જવા પામે તો તુરતજ તે બીજુ અને બીજાં પછી ત્રીજું ખુન કરવાને કાંઇબી આનાકાની કરે નહી.

~~~~~~~~

## પ્રકરણ ૧૮ મું.

### અનારકલી.

ચીંતાની ચીતા આદમીના બદનને ભીતરથી ખાલી ખાક કરે છે. મરદો કરતા ઓરતો જલદીથી તેને વશ થઇ જાએ છે. જે જે સંકટો અને જે જે વીપતીની વેહો મરદો જેટલી આસાનીથી કરે છે તેટલી ઓરતોથી તે વેહોની બરદાસ્ત થઇ શકતી નથી. એ ચીંતાની ચીતા પોતાની અગનીના તાપથી મરદો કરતાં ઓરતોના તનમન જલદી તાવી નાંખે છે.

ફુલીભાઈ આસાનીથી છુંટી ગયો, એટલે ગાંધીની ગુલાનાં સંકટનું સેવટ આવ્યું નહી. ફુલીની ઇનતેજારી, ફુલીના પ્યારની અગન, ફુલીની જીંદગીની ચીંતા, એ સરવે સંકટો વચ્ચે આ વફાદાર નાર પોતાના સાચ્ચા પ્યાર અને પ્રીતથી પોતાના વાહાલા ધણીના દુખમાં તેની સોડે સોડ અવલથી આખર સુધીક વલગી રેહી, અને જે દીવસે ફુલી સેશન્સમાંથી છુટી ગયો તેજ દીવસે રાતના ગુલાં "બ્રેનફીવર"થી પટકાઈ પડી. ડાકતર શામરાવ અને બીજા ડાકટરોના ચાંપતા ઇલાજો અને માહવજતથી જોકે બે મહીને ગુલાં માંદગીને બીછાનેથી ઉઠવા પામી હતી છતાં, બુખારની અસર તેના મગજ ઉપર રેહેલી કસર કમતી થઈ નહી.

ફુલીભાઇનો પણ તેવોજ હાલ હતો. ખુન જેવા બોહતાનમાંથી છુટી જવા છતાં તેની ખુશી ખુરમી નાબુદ થઇ ગઇ. સ્વભાવે તે કુજરો, બરીએલ અને એકમારગી થઇ ગયો. સોસાયટીથી તે દુર થવા લાગો, અને દોસ્ત આશનાવોની મીત્રાચારી જેમ બને તેમ તજી દેવાની તજવીજ કરવા લાગો. દેખાવમાં ખુબસુરત અને સોહામનો ફુલી, જે રસતે ચાલતા રસતો સોભી રેહતો, એવા આ જવાનમાં સેહજવારમાં કેટલો ફેરફાર. તેના કાલા ભંમર જેવા બાલ આવી ભર જવાન વયમાં નામોશી અને દલગીરીનાં દુખથી સફેદી ઉપર આવવા લાગા. તેના ચેહરાની રૂ
~~~~~~~~

પાલી સફાઈદાર ચામડીનુ તેજ તેની ઉદાસીથી ઝાંખુ થઈ જવા લાગ્યું. તેની ચામડી ઉપર કરચલી ચહડવા લાગી. જાણે ૨૫–૩૦ વરસનો આ જવાન ફકત ત્રણ માસમાં ૪૫ વરસની ઉમર જેવો દેખાવા લાગો.

અને ગરીબ બીચારી ગુલાં!! ફલીના એવા હાલથી તે વધારે દુઃખી થવા લાગી. “બ્રેનફીવર”ની બીમારીથી સાહાજી થઈ ઉઠી, તો ૨૫ વરસની આ રૂપસુંદરી જાણે ૩૫ વરસની ઉમરની એક ઓરત જેવી દેખાવા લાગી. એ સરવે મોહકાંન ચીતા અને ઉદાસીની હતી,

ચીંતાની છુપી બીમારી ભીતરથી આદમીનું માસ અને કાલજુ બેમાલુમ કોતરી ખાય છે. તબીબોથી એ રોગની પરીક્ષા થતી નથી અને કંચન મુસની દેહ સોહજબારમાં લપડી પડે છે. જગત મશહુર કેહવત ખરી છે કે :—

ચીંતા અએસી ડાકની કાટ કલેજે ખાએ,
તબીબ બીચારા કયા કરે કાંહાં કાંહાં દારૂ લગાએ.

“બ્રેનફીવર” ની બીમારીમાંથી ગુલાં સાહજી થઈ ઉઠતાંજ ગાંધીભાઈ તેનીને ડાકટર શામરાવની બલામનથી હવાના ફેરફાર માટે માથેરાંન ખાતે પોતાના બંગલામાં લેઈ ગયાં.

ગુલાંની બીમારી જેવી દુર થવા લાગી કે દીસેમબર માસની અધવચમાં ફલીભાઈ પણ તુરતજ પોતાના દોસત આશનાવોને છોડી એકાંતવાસમાં જઈ રૈહવા માથેરાન નીકલી ગયો.

માથેરાનમાં ફલીભાઈનો બંગલો “ઝરદાવર વીલ” નામે ઓલખાતો હતો, અને ગાંધીભાઈના બંગલાથી થોડેજ દુર “લુઈસા પોઈન્ટ”ના મુખડાની ઉતર તરફ આવેલો હતો. હીયાં ફલીભાઈ એકાંતવાસમા એખલો પોતાનાં દીલને રીઝવતો હતો. કદી તો તે પગે ચાલી “એલેકઝાનડ્રા પોઈન્ટ” તરફ જતો, તો કદી તે “એકો પોઈન્ટ” ઉપર જઈ ઉંડી ખીણના ડાચાં વકાસેલાં મોહોડામાં વાંકો વળી નજર કરી, જોઈ કુદરતનાં ગુણ ગાતો, અને કદી તો તે “બેરી પોઈન્ટ” ને છેક મથાલે જઈ આકાશ અને હવાની વચ્ચે દુર પોતાની નજર ફેંકી કાંઈ પણ વીચાર વગર ડોલા ફાડી સમાધીમાં બેસી રેહેતો.

એવી તેના તન અને મનની હાલત હતી. તેની સરવે ચીંતા અને દલગીરીમાં એકજ ચીતા અને એકજ દલગીરીથી તે આવી હાલતમાં રીબતો હતો. અને વારેઘડીએ તે ચીંતા માટે એક ઉંડી હાએનો દમ ભરી, “પેલી બકાવલીએ કેહેલા બેદને હજારો હજાર કદુવા દેતો હતો.” એજ તેનો મોહનામાં મોહટો સંટાપ અને એજ તેની મોહટામાં મોહટી દલગીરી હતી,

માથેરાનમાં ગુલાં નાતાલ ટાંકણે આવી રૈહી. ફલી તેને હમેશ સહવાર સાંજ મલવા જતો, અને પ્રીતના વલામાં વીટલાએલાં આ જવાન “વર વહુ” પોતાના પવીત્ર પ્યારના પાકીજેહ કલાંમથી નવેસર પોતાની જીંદગીના કરમાએલાં ગુલને ખીલવવા લાગાં.

ગુલાં ઉપર પોતાનો અનહદ પ્યાર હોવા છતાં, ફલીભાઈ ગાંધીભાઈ તરફ હવે હવે તીરસકારની નજરથી જોવા લાગો હતો. ગુલાંની કાકલુદી અને મીનતજારી છતાં ફલી ગાંધીભાઈને નજરે નજર મલવાના અખાડા કરવા લાગો.

તું બાવા સાથ ઉંચે મોહોડે છે ફલી. “ગુલે ગલામાં હાથ નાખી પુછીયું.”

કાંએ! ગાંડી છે ગાંડી!! “ફલીએ ઉડાવવાની વાત કીધી” પણ હું તુને એમ પુછું કે પેલી પંપાને તું તારી સાથે હીયાં કાંએ લાવી.

તુનેબી તે ગમતી નથી કે “ગુલ અસલ વાત ભુલી જઈ બોલી” બાવાબી ના પી હા થયા નહી ને—

અને મારૂબી મત તેવુંજ છે “ફલી બોલીયો” આવી એક નીચ રીજાડી પીજાડીને તુ તારી સાથ હીયા—

પણુ તેને તારો જીવ બચાવીયો ફુલી. "ગુલ જરી વલગી બોલી" ખીઆલ કર કે પંપા વગર તુ "એલીબી" કેમ પુરવાર કરતે. મારા જાંન, તારા જીવ સાથ એને મારો જીવ ઉગારીયો છે. આદમી ભુલને લાએક છે. એ આપરે તીયા રેહી શુધરી જસે. હુ જ્યારે બીમાર હતી તીયારે એને મારી ઘણી સારવાર કરી છે. હમના હમના વલી એ વાંચતાં લખતાં પણુ શીખી છે ફુલી.

જેમ તારી મરજી ગુલ. હું તો મારો વીચાર જણાવતો હતો. તું જેમા રાજી તેમા હું રાજી મારો ખુદા રાજી. લે આલ. હવે હું રજા લેઉંછ જીગર. મારો ઘોડો કેવારનો ઉભો રેહતા થાકી ગયો હશે. હું સાંજના જરૂર આવશ.

ફુલી ગુલના ટીકકા ગાલ ઉપર એક મીઠી "કીસ" લેઇ પોતાની "ઝરદાવર વીલ" તરફ નીકલી ગીયો, અને ગુલ ઉદાસીત થઇ તેના ઘોડાના પગલાંનો અવાજ જ્યાં સુધી તેને કાંને પડયો, તીયા સુધી તે સાંભલવા બાગમાંજ ઉભી રેહી, અને અંતે જ્યારે તે અવાજ સંભલાતો બંધ પડયો તીયારે તે બંગલા તરફ પાછી ફરી.

ફુલીની ઉદાસી કેટલી અને કેની હતી તેનુ માપ ગુલાં કાંઈબી કરી શકી નહી. તોપણુ તે એટલું તો નકકી જાણુતી હતી કે પેલી મરનાર બકાવલીએ ફુલીને કાંઇ એવી વાત કેહી હતી કે જેથી તેની તબીયત અને તનદરૂસતી ઉપર એવી બુરી અસર થઈ હતી કે ગુલાં તેની ફીકરમાં પડી હતી.

બંગલામાં જતાંજ પંપા દીવાનખાનામાં બેઠેલી તેની નજરે પડી અને ગુલાંએ તેને સવાલ કીધો. "પંપાં શું કરેછ એ શું વાંચેછ."

હાબીલનો કીસ્સો બાઇ ગુલબાનુ "પંપાએ તુરતજ જવાબ દીધો" એમાં હજરત નબી પએગમબરના લાખો વખાન કરી લખનારે હાબીલની મરેહજઆદી ખુલાસીથે કેવી રીતે બરબાદ કરી તેનું બયાન ઘણી સરસ રંગીલી ઇબારતમાં આપેલું છે.

મે એ કીસ્સો વાંચેલો છે પંપા "ગુલાં પાસેની એક ખુરસી પર બેસી બોલી" પણુ પંપા મને કાંઇ તુને પુછવું છે.

શું! બાઈ ગુલબાનુ "પંપા ચોપડી બંધ કરી બોલી" તમે એમ ધારોછ કે હું તમુને કાંઇબી વાત નહી કેહેવસ. તોબાહ ઇલાહી!! શું એટલી બધી નીમકહરામ તમે મને સમજોછ?

કેહ ત્યારે પંપા, ખરેખરૂ કેહ "ગુલાં સમજાવી પતાવી પુછવા લાગી" કે પેલી ઓરત જે કામાતીપુરામા મરી ગઇ અને ફુલી તને મલવા ગયો, તે કોણુ હતી?

મારી મમાઇ રમજાન અને હું બંનેજન એક દાહાડે રાતના ગ્રાંટરોડને રસતે આવતાં હતાં, ત્યાં હમોએ તેને એક નાટકશાલા આગલ છાકટી હાલતમાં બેધ્યાન પડેલી જોઈ.

નાટકશાલા આગલ છાકટી થઇ પડેલી હતી "ગુલાં અજબ થઇ બોલી" પછી—પછી.

રાતનાં અંધારામાં મારી મમાઇ રમજાને તેને ઓલખી કાહડી, તેની એવી હાલત ઉપર હાએ વીલાપ કરવા લાગી "પંપા બોલી" મેં તુરતજ એક વીકટોરીયા બોલાવી તેમા તેણુીને નાખી હમો હમારે ઘેર લેઇ ગયાં હતાં.

તારી મમાઈએ તેને ઓલખી તીઆરે તે તારી મમાઇની કાંઇ સગી હોવી જોઈએ.

તે હું નથી જાણુતી બાઇ ગુલબાનુ "પંપા બોલી" હમારે તીયા તે હમારી સાથેજ રેહતી હતી. પાછલથી તે ઘણી બીમાર પડવાથી મારી પાસ ખરશેદ ખરાશને તેણુીએ તેરાવીયો હતો.

અને તે આવ્યો હતો કે?

જી "પંપાએ તુરતજ જવાબ દીધો" આવતાને વાર તેની સાથે બકાવલીએ પંચાતી કીધી. અને જ્યારે ખસરૂ શેઠે બકાવલીની બીમારીની ખરી હકીકત જાણી તીઆરે તેને

તુરતજ ડાકટરને બોલાવવા મને મોકલી હતી. પણ ડાકટર શું કરે બાઇ. તીઆર પછી બાર કે પંદર દાહાડા તે જીવવા પામી, અને જે દાહાડે રાતના ફલી શેઠને તે મલી તેજ રાતનાં તે ગુજર પામી. શું કેહું બાઇ ગુલબાનુ બકાવલી ગોયા ફલી શેઠને મલવાજ જીવતી હતી.

તીયારે ખરશેદ ખરાસ તીયા અવારનવાર આવતો જતો હતો એ વાત ખરી કે?

હાજી. "પંપાએ જવાબ દીધો" પણ જેવો તે આવતો કે મને અને મારી મમાઇ રમજાનને ઓરડામાંથી બાહાર કાહાડી બકાવલી સાથ કાંઇ છુપી વાતચીત કરતો.

પણ તે છુપી વાતચીત કાંઇ તારા સાંભલવામાં આવી હશેની પંપા?

કાંઇ સેહજસાજ બાઇ "પંપાએ ડોકી નમાવી કેહું" એક દાહાડો મને ચટપટ થવાથી બારનાંની બાહાર ઉભી રેહી હું તે લોકની વાત સાંભલવા લાગી. ખસરૂ શેઠને બકાવલી પાસ કાંઇ કાગજો માંગતાં મેં સાંભલીયો, અને બકાવલીએ તે આપવા હુજત સાથ ના પાડી, ખસરૂ શેઠ ગુસ્સાથી છેડાઇ ગાલો દેવા લાગો અને બકાવલી બોલી કે તે કાગજો હુ મરી જાઉ તોબી આપુ નહી. પણ આખર ખસરૂ શેઠ તે કાગજો બકાવલી પાસથી જબરદસતીથી છીનવી પોતાં સાથ લેઇ ગીયો.

ખરશેદ ખરાશનું ખુન કાંઇ કીમતી કાગજીયાને લીધે થયું છે એવી જેહાંગીરશાહ ઇન્સપેકટરે કરેલી અટકલનુ ગુલાંને હવે ધ્યાન આયું.

પછી બીજું કાંઇ?

બકાવલીના બીછાના તળેથી એક લાંબુ કવર ખસરૂ શેઠે ખેંચી કાહાડીયું. "પંપાએ હકીકત આગલ ચલાવી." તે બારણાની ફાટમાંથી મેં જોયું. બલુ કાગજના મોહટાં કવરમાં તે કાગજો ખોસેલાં હતાં અને ઉપર લાલ સહીથી કાંઇ લખેલું હતું. ખસરૂ શેઠ તે જોઇ તપાસી પોતાના દગલાંની અંદરના ખીસામાં મુકી બોલીઓ, "તારી પાસથી એ ખોવાઇ જશે. મારી પાસે હું એ તપાસી રાખસ. હું હમેશા મારી પાસેજ એને રાખસ, અને મારો જીવ જસે તોપણ એ કાગજ હુ તેને આપનાર નથી.

પણ તેને તે કોણને પંપા?

તે હું શું જાણું બાઇ ગુલબાનુ "પંપાએ જવાબ દીધો."

અને ખરશેદના હાથમાં એ કાગજો કયારે ગીયાં પંપા?

ખસરૂ સેઠનુ ખુન થયું તેની આઠ દસ દીવસ આગમજ એ કાગજોને બકાવલી પાસથી તેને લીધાં હતાં. "પંપાએ વીચાર કરી જવાબ દીધો." કાગજ લેઇ ગયા પછી ખસરૂ શેઠ પાછો ફરીઓજ નહી. બકાવલી તેની રાહા જોતાં મરવા પડી. રાત અને દહાડો તે ખસરૂની ઇઆદમાં બકબકારો કરતી હતી.

અને તે શું બકબકારો કરતી હતી?

ખસરૂ, બેવફા ખસરૂ. "પંપા બકાવલીનાં બોલો ઇઆદ કરી બોલવા લાગી." તું મને મુકી ગીયો. તુંને મારી કાંઇ કદર નહી આવી. બેરેહમ દગલબાજ. પણ હું તુને જતો મુકનાર નથી. હું મરતી મરતીબી તુને મારી જવસ, અને મારૂં વેર લેવસ.. એમ બોલી તેને એક કાગજ જેમ તેમ કરી ફલી શેઠ ઉપર લખી મને આપીયું, અને હું તે ફલી શેઠની કલબમાં પોહોચાડી આવી હતી.

તે બધી વાત ખરી પંપા, પણ ફલી અને બકાવલી વચ્ચે શુ વાત થઇ વારૂ? તે વાત તેં સાંભલી હશેની?

હાજી. કાંઇ સેહજસાજ. "પંપા અચકાતી બોલી" ફલી શેઠને મોહડેથી મે એવું સાંભલીયું કે "તું દીવાની થઇ છે.—એમ બને નહી.—હું એ વાત કદી માનું નહી." બકાવલી ગુસ્સે થઇ બોલી. "ખુદાના કસમ એ ખરી વાત છે—ખરશેદ ખરાસ પાસ તેની સાબેતી મોજુદ છે" પછી વળી ફલી શેઠ હામે

મારી બોલીઆ "ગરીબ બીચારી ગુલ."

"ખફાવલી ફુલીશેઠને દલગીર જોઈ બોલી" હવે તું તેને પરણુશે કે? ફુલી ખરશેદને કદીબી ફાવી જવા દેતો ના."

ફુલીશેઠને તુરતજ કાંઈ ઇઆદ આવી અને તેજ વખતે તેને પુછીયું કે "તુ કોણ છે? અને તારૂં નામ શું?"

અને તેણીએ શું જવાબ દીધો પંપા?

અનારકલી! "પંપા બોલી."

તેજ વખતે ગુલાને કાને કાંઈ ખડખડાત પડીયો. તુરતજ તેણીએ પીઠ ફેરવી પાછલ નજર કરી એક જબરી ચીસ પાડી. પંપા પણ ગભરાઈ ગઈ.

ગુલાએ શું જોયું!

પાછું ફરી જોતાં ગુલાની પેહલી નજર ફુલી ઉપર પડી. અનારકલીનું નામ સાંભલતાજ તેના ચેહરાનો રંગ ઉડી ગયો, અને ગુલા તેની આવી હાલત જોઇ હેબતથી ચમકી ચીસ પાડી ઉઠી.

ચલાવ ચલાવ વાત બંધ પાડવાની કાંઈ જરૂર નથી "ફુલી તુરતજ દાંત કચકચાવી હોઠ પીસી બોલીયો."

બસ હું એટલુંજ જાણુછ. "પંપા બોલી."

કાંઇ ફીકર નહી. "ફુલી બોલીયો" તું જા પંપા, મારે ગુલ સાથ કાંઈ વાત કરવી છે.

પંપા તુરતજ હાબીલના કીસ્સાવાલી ચોપડી લેઈ દીવાનખાનામાંથી નીકલી ગેઈ, અને ગુલાંએ આગલ વધી પુછીયું "ફુલી તારો ઘોડો ઘણો દુર ગયા પછી હું પાછી ફરી, અને તું કયારે હીયા પાછો આયો. અને તુ પાછો કાંએ આયો મારા જાન.

"હું, આહાહાહા? ફુલી કારણ બતાવવાના બામાતામા કરતાં ડોલ ઘાલી હસી પડી બોલીયો" મારો રૂમાલ.—

રૂમાલ! તે તો તારા ગજવામાં———
અરે મારો બાબક!
ચાબક! તે તો તારા હાથમાં———
અરે ભુલીયો મમામારો———

ફુલી! ફુલી!! મારા જાન,!!! એ તુને શું થયું! "અરે ખુદા મારી ઉપર કંઈ રેહમ કર."———

## પ્રકરણ ૧૯ મું.

### ગાંધીભાઇની સ્ટીમર "અનારકલી."

ગુલ પેલી છોકરીને તું શું પુછતી હતી "ફુલીએ ઠંડે અવાજે પુછીયું"

ગુલા તુરતજ ફુલીના બેઉ હાથ પોતાના હાથમા પકડી તેની ચલકતી આંખોમાં ટીકીને બોલી "ફુલી તુ કાહાં છે! ફુલી તારો પ્યાર કાંહાં છે!" ફુલી તારો વીસવાસ કાંહાં છે!!! અરે જાન તુ મને કેમ ભુલી ગયો. તુ જાણેછ કે પ્યાર જયાં હોએ તીયા વેહમ હોએ નહી. પણ—તુ—ફુલી તું વેહમી થઈ ગયોછ. મારી પર તારો વીસવાસ કાંહા છે ફુલી!

"ગુલ તારો જીવ ચટપટીઓ છે તેથીજ તુ વીસવાસ મેલવવાના વલખાં મારેછ. અનારકલીનુ નામ તો તેં જાણી લીધું, પણ તે ઓરતે મરતી વખતે પોતાનો જે ભેદ મને જાહેર કીધો છે, તે જાણવાથી તુને કાંઈ પણ ફાએદો હાસલ થનાર નથી."

પણ તે વાત મારે લગતી છે કે નહી! "ગુલે બજીદ થઇ પુછીયુ."

હા છે. તારે લગતી છે ખરી "ફુલીએ ડોલા ચહડાવી જવાબ દીધો" પણ જયાંસુધી તે વાતથી તું અનજાની રેહશે તીયા સુધી તુને ફાએદો થશે. પણ ખુદા ન કરેને તેં જો તે વાત જાણી—તુને જો કોઇએ તે વાત કેહી—તો ગુલ, વાહાલી ગુલ તારૂ શું થશે. તારી જીવતી જીંદગી તુને કાતેલ જેહર સમાન કડવી થઈ પડવાની. કદમ કદમપર અને દમેદમ તું તારા જીવને કહુવાથી કાપી કટકા કરવાની. વાસતે સમજ, ગુલ, વાહાલી ગુલ હુજત ના કર. હુજતથી પ્યારાંમા પ્યારૂ માનસ જેહર સમાન કડવું થઇ પડેછે. હુજતથી સુંદર સોહામની સુરત દેવ અને રાકશ સમાન બીહામની લાગે

છે. હુજત પોતા તરફ બીજાનો ધીક્કાર ખેંચે છે. હુજત જયાં હોએ, તીયાંથી પ્યાર દુર નાહાસે છે. આહા! કોઈ નહી, પણ એક માનીતી તાબેદાર ઓરતજ પોતાના ધણી ઉપર રાજ ચલાવે છે. વાસતે નાદાન ગુલ, એ હુજતથી તું હાથ ઉઠાવ. ખરી વાત છે કે બકાવલીને નામે જાણીતી થએલી પેલી ઓરતનુ ખરૂ નામ અનારકલી છે,—ખરી વાત છે કે ખરશેદ ખરાસ તેની પાસથી કાંઇ કાગજો છીનવી લેઇ ગયો હતો અને એબી ખરી વાત છે કે તે કાગજોને લીધેજ તેનુ ખુન થયુ છે. પણ ગુલ એ બધી વાતનો ભેદ તુ જાણવાથી કદીબી ખુશી થનાર નથી. બેખબર, કેવી હઠીલી કેવી નાદાન છે. ગુલ હું જે ભરમ જાલવી રાખવા માગુછ તે તારા સુખ અને તારા ભલા માટે છે. તારી હઠ બેજા છે. એ હઠ ગુલ ઘણી ખરાબ છે. એવી હઠ એક ઓરતને નહી ઘટે. એ હઠ ખરાબી છે. કુલ આદમ જાતના પીતા "આદમ" ના અનંત સુખની ખરાબી "હવ" થી જે થઇ તે એજ હઠથી. બાગે ઇરમ જેવું ગુલજાર ગુલીસતાન તેઓને છોડવુ પડીયું તે એજ હઠને લીધે. તીઆરેજ "આદમે" ઇવને સમજાવી એ ફુલડાઇ ભરેલી હઠથી વલવા કેહ્યું હતુ કે;—

*રંગીલા સેક ફુલ જોઇ અગર પડશે તું તે પર મોહી
ઇરમના બાગને રોઇ સદાની બસ તુ દેસે ખોઇ.

ઇવે તેનુ કેહ્યું નહી માનીયું અને અંતે જે ફુલ ખાવાની "આદમે" તેને મના કરી હતી તે ફુલ તેણીએ હઠ કરી ખાધું અને જો, તેનું શેવટે શું થયું. પેલુ ગુલજાર ગુલીસતાન તેઓને તજી રખડતાં થવું પડયું. પોતાના પેદા કરનારના તેઓ ગુનાહગાર થયાં અને ઇબ્લીસના ફરેબથી ખુદાઈ કેહરના તેઓ ભોગ થઇ પડીયાં અને ઇરંમના ચમનથી સદાના બરતરફ થયાં. વાસતે ગુલ હાથે કરી એવી ખરાબી માથે ખેંચી ના લે.

* હાબીલ.

જેમ તારી મરજી "ગુલે એકદમ પોતાના વીચાર ફેરવી નાખીયા" મારા જાન તુ એટલો દુઃખી ના થા. હું ફરીથી એ વીશે તુને કાંઇબી પુછનાર નથી, હવે તો બસ.

ફલીએ તુરતજ ગુલને પકડી તેણીના કપાલ ઉપર "કીસ" કરી કેહ્યું "ગુલ તુ સીઆની છે. તું કેહાગરી છે. સાંભલ હું તુને કાંઇ વાત કેહુછ. મારો વીચાર મુંબઈ છોડી બાહારગામ જવાનો થયોછ.

કાંએ! કાંએ ફલી!!!

પણ સાંભલ તો ખરી "ફલીએ ધીરી પાડી કેહું", હું થોડો વખત જાપાન, અમેરીકા નહી તો યુરોપની સફરે જવા ધારૂછ. પણ વલી બીજો વીચાર કરતાજ મને એટલુ લાંબે જવા—અને તુને મુકી એખલુ જવા—મને ગમતું નથી. વાસતે તુ જો મારી સાથ આવે તો————

અને નહી કાંએ આઉ ફલી "ગુલ એકદમ બોલી ઉઠી" તારા વગર હું એખલી હીયા કેમ રેહવસ. બાવાનો સ્વભાવ હવડે હવડે ઘણોજ ફુજરો અને ખરીએલ થઇ ગયોછ, અને કાંઇ વીચાર વમાસનમાં કલાકના કલાકો એખલા બેસી રેહેછ, તીઆરે મને કેમ સોહવાએ તારા વગર. તુ જયા તીયાં હું. જંગલ જેહાનમાંબી જો તું મારી સાથ અને તુ મારી પાસે હોએ તો મારે મન તે જંગલ એક શેહર સમાન છે. મારો ખાવીંદ અને મારો ખુદા એકજ છે. અને તે તું છે.

શુકર તે બારેહકતલાના કે તારા જેવી સમજુ નારનો હું માલેક થવા પામીયોછ. "ફલી ગુલાંના કપાલ ઉપર હાથ ફેરવી બોલીઓ" પરણી જીંદગીનુ ખરૂ સુખ પઇસામાં નહી પણ પ્યારમાં સમાએલું છે. અને તે સુખ એક તરફના પ્યારમાં નહી પણ વરવહુના અરસપરસના પ્યારમાં વસેલું છે. પઇસા પર મરી ફીદી દેખતી આંખે આંધલા બની જે લોક વગર પ્યારે પોતાની જીંદ

ગીને લગનના ગાંઠથી જોડે છે તે લોક પોતાના ભવીશના સુખનુ પોતાને હાથેજ ખુન કરે છે.

ઓહો! કોણુ ફુલીબાઇ, "ગાંધીભાઇ એકાએક દીવાનખાનામાં દાખલ થયા, અને ફુલી ઉપર નજર પડતાજ બોલીયા."

કોણુ! ગાંધી શેઠ "ફુલી જરા મોહોડુ કુમલાવી બોલીઓ" કેમ છેઓ સાહેબ. પણુ ઠીક થયું કે તમે આવી લાગા. હમે હમના તમારીજ પાસે આવતાં હતાં.

તમારી મેહનત બચી ત્યારે તો "ગાંધીભાઇએ કેહયું" કેમ કાંઇ ફરમાસ.

ફરમાસ તો એ છે બાવાજી "ફુલી બોલીઓ" કે જેમ બને તેમ જલદી હું મારાં લગનનો દીવસ હવે નકકી કરવા માંગુછ. ગુલાંનો પણુ તેવોજ ;વીચાર છે, અને ફકત તમારી રજાનીજ હવે બોતી છે.

એમ બનશે નહી! "ગાંધીભાઇએ ટુકો જવાબ દીધો."

બનશે નહી! "ફુલી વીચારમાં પડી બોલ્યો." કાએ વારૂ? સબબ?

મારાથી ગુલ વગર કેમ રેહવાસે ફુલી. "ગાંધીભાઇ દલગીર થઇ બોલ્યા." મારી દીકરીબી એજ અને દીકરોબી એજ. પણુ એટલી ઉતાવલનુ કારણુ?

કારણુ એવન મુંબઇ છોડી લનડનની સફરે જવા ધારેછ, અને મને પોતા સાથ લેઇ જવાનો ઇરાદો રાખેછ. "ગુલે ખુલાસો કીસો."

લનડન! બાપરે!! "ગાંધીભાઇ મશકરીમાં બોલીયા" એ તીયાં કાંહા નજર પુગી ફુલીબાઇ. ભલાં માનસ, આપરા હીન્દુસ્થાનમાં એટલું બધું જોવાનુ પડીયુ છે તે મુકી લનડન કાંહા જાએછ. મારી છોકરીને હું કાંઇ મોકલનાર નથી ફુલીબાઇ.

મને ડાકટરોની સલાહ છે કે તબીયતના સુધારા કાજ દરીઆની સફર કરવી "ફુલીબાઇએ બોહુ બાહાનુ બતાવીયું."

કીયો તારો ડાકટર મુવોછ તેનુ નામ તો કેહ "ગાંધીભાઇએ પુછીયું." ડાકટરોનાજ ભેજાં કાંહા ઠેકાણે છે. એક કેહશે કે દરીઆની સફર કરો તો બીજો કેહસે કે રેલવેની સફર કરો. તુને ખબર હોસે ગુલાં કે ગીએજ અઠવાડીયે ગરગર કોલેજમાં ગુલબાઇ ગપીદાસની છાતી દુખી તે મુંબઇથી ડાકટર કએતાનને બોલાવીયો; તને કેહ્યુ કે સેરડીને ભુંજી ખવડાવો અને બીજો ડાકટર તીયાર પછી કોઇ આયો હશે તેને એમ કેહ્યુ કે સેરડી ભુંજેલી નહી પણુ આઇસમાં ઠંડી કરીને આપવી હતી. ડાકટરો તો એકમેકની ખામી કાહારવાનાજ, અને જો એમ એકની ખામી બીજો કાહારે નહી તો પછી તે લોકનુ ગાડુ ચાલે નહીની, પણુ ફુલીબાઇ દરીયાની સફરેજ જો જવાનો તારો વીચાર હોએ તો કરાંચી કાએ નહી જતો. પોકુકની વાત ઉપર આફ્રીકા લાઇનવાલાઓએ એક ઇસ્ટીમર બગડી જવાથી લીલાઉમાં વેચી નાખવા કાહાડી, તે મે ગએજ અઠવાડીએ ખંડી રાખી છે. તેનુ સમારકામ એક બે અઠવાડીયામાં પુરૂ થશે, એટલે તે પેહલી સફર કરાંચીની કરશે. તેમાં તમે બંને જન ફરી આવો તો પંદર વીસ દહાડા ઘણુા થયાં.

આફ્રીકા લાઇનની કેઇ ઇસ્ટીમર તમે ખરીદી છે ગાંધીશેઠ "ફુલીએ પુછીયું."

પેહલા "બ્રીટેનીયા"ને નામથી તે ઓલખાતી હતી "ગાંધીભાઇએ જવાબ દીધો" પણુ મે તે નામ બદલી નાખી "અનારકલી" રાખીયું છે.

અનારકલી!! "ગુલ અને ફુલી એકકી વખતે અજબ થઇ બોલી ઉઠીયાં અને ગાંધીભાઇ તેથી વીચારમાં પડી ગયા."

અનારકલીનું નામ સાંભલતાજ ગુલા અને ફુલી બેઉના ડોલી ફાટી ગયા! તેઓ બંને એકમેકને દીઘમુઢ થઇ જોતાં ઉભાં અને ગાંધીભાઇએ તે તુરતજ જોઇ લીધું.

અનારકલી! "ગુલાં મનમાંજ બબડી" પેલી કામાતીપુરામાં બકાવલીને નામે મશહુર થએલી ઓરત અનારકલી!!!

અનારકલી ! "ફુલી મનમાજ બોલીયો" ખરશેદ ખરાસે જેની પાસ જબરીથી પેલાં કાગજમાં છીનવી લીધા હતાં અને જેનીએ ગુલાને માટે મને પેલી વાત કેહી હતી તે અનારકલી, અને આ ગાંધીભાઈની ઇસતીમર અનારકલી એ બે નામો વચ્ચે શું સંબધ હશે.

ચાલો ચાલો ફુલીભઇ "ગાંધીભાઇ જેમ તેમ કરી હસવાનુ ડોલ ઘાલી બોલીયા" જમવાનો બખત થયો. તેબલ તઇયાર છે. ચાલો વીચારમાં શું ઉભાછ. ચાલ ગુલા આ બરા પરોણાઓ બોતી થતા હશે ! !

## પ્રકરણ ૨૦ મું.

### માથેરાનમાં નાતાલનું અધવાડીયું.

નાતાલનો હીંગામ હોવાથી માથેરાનની ટેકડી ખુબ ગાજી રેહી હતી. હોટેલો ચીકાર ભરાઇ ગયાં હતાં, અને સરવે "લાલ" અને "લીલા" એ રંગરાગથી ગાજી રેહા હતા. ખરૂ જોતાં માથેરાનનુ વેરાન જાણે રલીઆમનુ ગુલીસતાન બની હલમલી રેહું હતું. સહવાર સાંજની ત્રેનોમાં ઉતારૂઓની ધમાલ ચાલુજ હતી.

આ નવી મોસમના બાહારની મજાહ મેલવવા ગાંધીભાઇને મસકો લગાડી તેમના મેહમાન બનનારા માનીતા મીતરો માથેરાન ઉતરી પડવાને ભુલીયા નહી. એ માનીતા મીતરોનું મંડલ ગાંધીભાઇના કુસાદે બંગલામાજ નાતાલના તેહવાર ગુજારવા આવેલું હોવાથી દુલ્લા દીલના ગાંધીભાઇને તીઆની વસતીમાં વધારો થયો હતો, અને હાલ તે મીત્ર મંડલ ટેબલ ઉપર ગાંધીભાઇની વાત જોતું "બેહરામ ઇજદ" કરવા માટે ખોતી હતું.

એ મીત્રમંડલમાં પેલા જમાને આથકાર અધીપતી મી○ કાવસજી કરાકરી અને તેમનાં ટચાક ધણીઆની જરબાઇ જુહાક, ચાનજીભાઇ ચારીયા, બરજોર બકરાબાઉ અને તેમના મીસીસ ધનમાય ધાનસાખ ઉપરાંત ગયાજ મેહમાં બેરીસટર થઇ આવેલા ખરશેદજી માખમારૂ તથા ચોક પોઇન્ટ ઉપરના ગરગર વીલમા મુંબઇથી આવી રેહલી ગુલાની માનીતી બે સહીઓ "પીલામાઓ" અને "બટકમાએ" હતાં.

ગાંધીભાઇ સાથ ગુલા અને ફુલી "ડીનર હાલ"માં જેવા દાખલ થયા કે પેલા કટકટીયા અધીપતી મી○ કરાકરી પોતાના રંગીલા સ્વભાવ પરમાણે બોલી ઉઠીયા! હલ્લો "ફુલીભાઇ!!"

અધીપતી કરાકરી જેવુ ફુલીભાઇનુ નામ બોલીયા કે ટેબલ ઉપર બીરાજેલા સરવે જને પોતાની નજર ફુલીભાઇ તરફ ફેરવી અને તેજ વખતે જરબાઇ જુહાકે ટેબલની નીચે હાથ કરી પોતાના ધણી કાવસજી કરાકરીને અમરાલીને એક એવો તો "બખીઓ" ભરીયો કે આપણા અધીપતી સાહેબને જાણે શાઇના પલાસતરનો ઝટકો લાગો. પણ "ગલે ગાંઠ અને મોહડે ફુચો" તેમ જરી જુહાકની મતલબ સમજી તેવન ગુપચુપ મુવડ જેવા થઇ ગાયા.

શું થયું "જરીએ પોતાના ધનીના કાનમાં કેહુ" એટલો નાચેછ સાનો. કોઇ તો એટલુ બધું નથી બોલતુ ને તુ સાનો પટપટારો ટેબલપર કરેછ.

વાંચનાર વીચારશે કે એક અધીપતી સાહેબ જે બાહાર લોકના માનીતા અને જાણીતા તે ઘેરમા એમ બઇરીને હાથનો માર કેમ ખાએ ! પણ તેનો ખુલાસો સેહલ છે. કાવસજી કરાકરી આજ પાંચ વરસ થયા પરણું પરણુ કરી રેહા હતાં. પોતે અધીપતી અને કેટલીક વારતાના લખનાર એટલે એવનના મનમાં ભેજાંને બદલે ખુદા માલમ ભેજુ હોએ કે ભુસો, ત કાંઇ એવીજ હઠ લેઇ બેઠા કે દસ હજાર રૂપીયાની રીત લેઇ આવનાર છોકરી સાથેજ પરણું. અગર તેમ નહી તો કોઇ વીધવા ઓરત પાસ જો તેના ધણીનો "છાંદો" હોએ તો તેણીને કબુલ કરૂ. પણ પઇસા વગર પરણવું એ હેમકાઇ સમજી પોતાનો ઠેડાવ પકડી બેઠા. ઘણે ઘણે ઠેકાણેથી અને સારે સારે ઘેરના માંગા ના પાડીયા, અને અંતે જરબાઇ

જુહાક સાથ તેવન પાંચ હજાર રોકડા અને પાંચ હજારની કીમતના એક ખરખર મીલ કંપનીના શેરો લેઇ પરણી પોતાને નેહાલ થએલા સમજવા લાગા. પણ તેમાં તેવન જખરા ફસીયા હતા. જરબાઇ જુહાકના મા[illegible] અદરાવાની આગલજ પોતાની "ગરીબ ગાએ," જેવી (માથામાં આગલી ખુટે નહી તેવી!) દીકરીની તારીફ ઉપર તારીફ અને તેની ઉપરબી તારીફ કરી અધીપતીને આંજી નાખીયા, કે છોકરી તો "નીચેથી ઉંચું જોએ નહી" તેવી "ઘેર રાખે તેવી" "સાધી સીધી જાણનારી" અને "પાણી માગે તો દુધ લાવી આપે" તેવી નમાની કેહાગરી છે. પણ અધીપતી સાહેબ આટલી બધી ધાંધલ ધરપચના ધણી હોવા છતાં જરબાઇ જુહાકના માએના ચાતુરથી ભોલવાઇ, સાસુજીના શીસામા આસાનીથી ઉતરી ગીયા, અને જરબાઇ જુહાકના માતાજીએ પોતાની ચાલાકીથી દસ હજારની કીમતે આ અધીપતી ધનીને પોતાની બેટી જરી જુહાક માટે વેચાતો લીધો. ગરીબ બાચારો કરાકરી. પરણુયા પછીજ તેને માલમ પડીયું કે જરબાઇ જુહાક ખરેખર જુહાકના જેવીજ હતી. તે નીચેથી ઉંચુ જોતી તો રેહી, પણ ખરૂં પુછતાં તો "અકવાન દેવ" ના જેવી ઉલટી ખસલતની નીકલી. જો બેસવા કેહુ હોએ તો ઉભીજ રેહે અને હસવા કેહું હોએ તો રડીજ પડે એવી ઉંધી ખોપરીની હતી. જાતે હલકી અને અભણ એટલે અદેખીબી બેશુમાર. કરાકરી જો કોઇ બાનુઓ સાત જરા હસી વાત કરે તો જરી જુહાકનો દંમ નાખમા આવી [illegible] "નાચ નાચ લોકોની હુકતીઓ સાથ ના[illegible] ત રાંડોનેબી તેવુંજ જોઇએ અને તુનેબી તેવુ[illegible] જોઇએ. જો કાવસ તું એવી ચાલ ચલાવશે તો એક અરધી તારા હાથમાં હું આપનાર નથી. સારૂ થયું કે પેલા શેરો હજી મારા અને અને તારા બેઉના નામપર કીધાછ સમજીયો."

કાવસજી કરાકરીનો સંસાર આવી કબાંત જરબાઇ મલવાથી ખરેખર સંતાપ ભરેલો હતો, [illegible] " ઉપરૂપ [illegible]

વશ થઇ રેહવું પડે છે,—પઇસા લેઇ આવેલી "છછુદરો" કેવી "ફુંફાં" કરતી ફરેછ,—અને નાખના નશકોરાના ટીચકા ચહડાવી "ડોક ઉપર ડોક" રાખવા ના પાડે છે, એ સરવે બાબદનો અનુભવ હવેજ તેણે મલવા લાગો. હવેજ તેનો પગ એક જાતની બેડીમાં પડાઓ, અને પઇસા ખાતર પરણી, ખાવીંદ તરીકે ખરીદાઇ કેવી રીતે એક અપટ અને અભણ બાઇડીની વેઠ કરવી પડેછે, ત તેને જાણીયું.

પણ લાચાર! કાવસજી પોતાની બાઇડીને સુધારી શકાયો નહી, એટલે તેની તેને વેઠજ કરવી પડી, અને બાઇડીને સુધારતાં સુધારતાં આ સુધારાવાલા ધણી પોતેજ સુધરી ગયા. અરથાંત મી૦ કાવસજી કરાકરી બાઇડીના કેહા પરમાણે કેહાગરા, "બેસ કેહે તો બેસનારા અને ઉઠ કેહે તો ઉઠનારા થઇ ગયા."

પઇસાપર પરાણી ખરીદાએલા ખાવીંદની આવી બુરી હાલત ખુદા કોઇને રખે દેખાડે!!

"નો સૅરીમની જેંટલમેન નો સૅરીમની." ગાંધીભાઇ એટલું બોલી ટેબલને મથાલે બીરાજીયા, અને સરવે મેહમાનો ગાંધીભાઇની મેહમાનદારીના વખાણ ગાઇ ખાનાથી ફારેગ થઇ વચલાં દીવાનખાનામાં વાતચીત કરતાં જઇ બેઠાં.

* * *

બેરીસટર સાહેબ, તમે એક કોરપોરેટર તરીકે બાહાર પડો તો ઠીક "ચાનજી ચારીયાએ શરૂ કીધું."

મારા કરતા મી૦ કરાકરી કોરપોરેટર થવાને વધારે લાએક છે. "બેરીસટરે અધી[illegible] સાથ અથડાવવાની તજવીજ કરી" [illegible]ન પોતાની છતાદાર જબાનથી કોરપોરેશનમાં કાંઇ ઉથલ પાથલ કરે ખરાં.

દરીંચેશક "કરાકરીએ જવાબ આપીયો" પણ બેઅદબી માફ છે. મી૦ માખમાર, બેરીસટરો માટે મને કાંઇ ઉંચુ મત નથી. લનડનમાં સહુથી સેહલામા સેહલી [illegible]

વરસના અરસામાં વેલાત જઈ બેરીસ્ટર થઈ આવેછે.

કોરપોરેટર થવું કાંઈ મેશકેલ કામ નથી, "ફુલીભાઈ બોલીઓ" વોટ એકઠાં કરવામા કાંઈ મુશકેલ પડતી નથી. આજકાલ એવી ધુમ ઉડી છે કે "વોટ" હવે વેચાવા માંડીયાં છે. એમજ જો હોએ તો આજે કોઈપી સેહલાઈથી પોતા માટે મતો વેચાતાં લેઈ શકે.

એમાં કાંઈ મુંબઈનું દલદર ફીટુ નહી "ગાંધીભાઈએ જવાબ દીધો" મી० કરાકરી અને મી० માખમારૂ જેવા સાહેબો કોરપોરેશનમા જઈ બેસે તેમાં શેહરની દશા ફરે નહી. આજે કોરપોરેશનમાં ઘણા એવા સાહેબો છે કે જેઓ ખુરસી ઉપર બેસી રેહી ઝોકા ખાએ છે. મુંબઈ શેહરના ભલા માટે સ્વતંત્ર બોલનારાની ફક્ત કોરપોરેશનમાં જરૂર છે. ઈગ્રેજનુ મોહોડું રાખવા તેની દરખાસતને ટેકો આપવામાં શું ફાએદો?

તે તો ભેસનું પુછડું પકડવા બરોબર શયું "ચાનજીએ ચીંગારી મેલી" દરીઓ તરવી ખાડીમાં ડુબાડે તેવું છે.

પણ એમા શું વલીયું "બેરીસટર બોલયા" આ બાનુઓને કાંઈ ગમત પડે એવી એ બીના નથી. મી० કરાકરી તમે ગાયણના આં છેવો વાસતે કાંઈ લલકારો?

"હીયર!! હીયર!! મી० કાવસજી ફોર આ સોંગ."

આ દરખાસત મી० કાવસજી કરાકરીએ તુરતજ ઉપાડી લીધી, અને રખે "જરી જુલાક" છેરાઈ પડે તેની ફીકરથી અરધા થઈ તેવન તરફ હસતે મોહડે નજર કરી તેમની ઈચ્છા જાણી ગાવાની તઈઆરી કરી.

ગુલાંની સખી પીલાંમાએ અને બટકમાએ બને જન "પીઆના" ઉપર બેઠાં અને કરાકરીએ નીચલી ગજલ ગાંવા માંડી.

ગજલ.*

નામ દીલબરનું આ તનમેં મન બનાવા ચાહુંછુ
આસ નાસીપાસ કરે તો મન મનાવા ચાહુંછુ—૧
... કે તુપર જનો દાલથી થઈ ગયો ... ખબર
...ના ...રમાં ગુલશન બનાવા ચાહુંછુ—૨
દીનવસ હું દીલને મારા તુ વગર હું કેમ સનમ
તુજના કદમ તલે દામન બીછાવા ચાહુંછુ—૩
જલ બલીને રાખ છે ખાક તુજ કદમો તલે
માગો ચશ્મોમા તે ખાક અનતજન બનાવા ચાહુંછુ-૪

* હાબીલ.

"હીયર! હીયર!!" ફુલીભાઈએ ગાએન પુરૂ થતા ટાલી વગાડી શાબાસી આપી.

ખચીત, ખુદ ગાએનના કરતાં ગાએનની ભાશાનો મીઠાસ મને તો ઘનોજ પસંદ પડીઓ. "ગાંધીભાઈ બોલીયા" શું એના બનાવનારે પોતાના વીચારોને વાલી વાલી નાખેલા છે. "જેના નામને તે પોતાનુ મન બનાવવા ચાહેછે, અને જો નાસીપાસ કરે તો તે તેનુ મન મનાવવા ચાહે છે. જેના કદમ તલે તે પોતાની દામન બીછાવવા ચાહે છે. જેના કદમ તલે ખાક પણ જલ બલી રાખ થાએ છે અને તે રાખને આ લખનાર પોતાની આંખમાં સુરમાની કાની આંજવા ચાહેછે." ખચીત મને તો આ ગજલ ઘણીજ ગમે છે. એ કીયા નાટકની "ચીજ" છે કાવસજી બા.

નાટક ફાટકની એ ચીજ નથી ગાંધીશેઠ "કાવસજી કરાકરીએ જવાબ દીધો" એ તો હાબીલના કીસ્સા માહેલી એક ગજલ છે. ઈઝાઝીલના ફરેબથી ખુવાર થએલો પહરેજગાર હાબીલ, પોતાની એક પુરી દુશ્મલ બેટીને શયતાનના ભમાવીયાથી જંગલમાં તરછોડી જાય છે. હાબીલ રાહેરાસ્ત છોડી શયતાનનો ચેલો થાએ છે. આ બાકી દુન્યાની હાબીલે ગમાવેલી જાહોજલાલી ઈઝાઝીલ તેને પાછી સપુરદ કરી તેની વધુ ખુવારી કરવા એક નકલીયાત બાગે ઈરમ ઈઝાઝીલ હાબીલને બનાવી આપે છે. એ બાગમાં હાબીલની બેટી હીબીન ઈઝાઝીલ એક ખુબસુરત ગુલાબમાં બદલી નાખે છે. હાબીલ એ ફુલને તોડે છે અને નવજવાન હીબા તેમાંથી પેદા થાય છે. હીબીની ખુબસુરતી જોઈ બેખબર હાબીલ તેણીની ઉપર મોહીત પડે છે, અને તેનાં પ્યારમાં વલખા મારી ઉપલી ગજલ ગાએ છે.

ગજલ તો ખરેખર ગજલ છે "ચાનજીભાઈએ ટેકો આપીયો" નાટકના ગીતો કર-

તા આવાં ગીતો મને વધારે પસંદ પડે છે. નાટકનાં ગાએણામાં શું બરીયુંછ. ફલાની ફલાનાને જોઇને આશક પડી તેનુ ગાયણ-ફલાનો ફલાનીને જોઇ ગાંદો થઇ ગીયો તેનું ગાયણ. બધુંજ ગાયણ. રડવાનુંબી ગાયણ-હસવાનુંબી ગાયણ-મરવાંનું ગાયણ-ખાવાનું ગાયણ.-પીવાનું ગાયણ-ટુકમા બધુ ગાયણ ને ગાયણ, ગાયણ! "શીયર હમબગ."

ખરી વાત છે. "ખાંસાહેબ કરાકરીએ કેકયું" ગાયણની વાત જુદીજ છે. ગાયણ સાથ ચેડાં કાહડવાનો આપરા કેટલાક જવાનોને આજ કાલ શોખ થયોછ. નાટકના દસ પંદર "ઓરીજીનલ" ગાયણ ગાતા સીખીયા એટલે નબોદ ગાયાઓ ધરાવા ધરતાજ નથી. કેહેજે આ જમાનાના હમે ગવઇયા તાનસેનજ છઇએ, ગાંધીશેઠ મારે કેહેવું જોઇએ કે આપણ દેશી ગાયણ ઇંગરેજી ગાયણથી ઘણું મુશકેલ અને અઘરું છે. *"સર વીલીયમ જોન્સ" જેવા વીદવાને હીનદુસ્થાની ગાયણને ઇંગરેજીથી વધારે મુશકેલ કેહલું છે. પણ આજે તેની ખુબી કોણ પીછાણે છે. જેવી રીતે રેતીની જમીન ઉપરથી એક સાંપ ચાલી ગયા પછી તેની નીશાન તે જગા ઉપર રેહી જાય છે તેમ દેશી ગાયણની ફકત નીશાન આજે આપરા જોવામાં આવે છે.

ત્યારે આવા બેમુલ હુંનર અમલ કોણનો? હીન્દુનો કે મુસલમાનનો "ફલીએ પુછ્યું" કીયાં ગાનાર ઘણુ હુશીઆર કેહવાએ.

મુસલમાન ગાનારાઓની ઘણી તારીફ થાએ છે" "ગાંધીભાઇ બોલીયા."

દીલ્લી લાહોર અને અમરીતસર એ ત્રણ શેહરમાંથી અકસર કરી જેવાં ગાનારાંઓ મલી આવે છે, તેવાં હીન્દુસ્થાનના કોઇબીજા શેહરમાંથી મલવા મુશકેલ છે. "ચાનજી ભાઇએ જવાબ દીધો" તમુને ઇઆદ છે ગાંધીભાઇ તમારી દીકરી ગુલાંની નવજોત ઉપર તમે આપેલી નાચ પારટીમાં એક દીલ્લીવાન ગાનારીને તમે બોલાવી હતી?

હા હા "ગાંધીભાઇએ .ઉ- જવાબ દીધો" હોશે.

હોશે શું બરીયુછ! "ચાનજી ચટકીને ફફડીયો" તેના ગાએણની આખી મુંબઇમાં તે વખતે તારીફ થતી હતી. તમુને તો તેનુ ગાએણ ઘણુંજ પસંદ પડીયું હતું. તેનુ નામબી કાંઇ ઘનુજ મજેહનુ હતું હં. શું જો! હું ભુલી ગયો. અનારકલી અનારકલી—

અનારકલી!

અનારકલી!!

ગુલા અને ફલી એકાએક અનારકલીનુ નામ શાંભલી બોલી ઉઠીયાં, અને એ નામ સાંભલતાંજ ફલીભાઇને એક ટાહાડનું લખલખુ ભરાઇ આવી તેના કપાલ ઉપર ઠંડા પસીનાના ટીપાં ફુટી નીકલીયાં.

અનારકલીની વારતા આગલ ચાલી અને તેજ વખતે વાતનો રંગ બદલાતો જવાથી દીવાનખાનામાથી ગુલાં બીજી બાનુઓ સાથ ઉઠી "વરંનડા" ઉપર જઇ બેઠી.

અનારકલી "કરાકરી બોલીયો" આપરેતો ખરેખર કેથા કમનસીબ કે તેનુ ગાયણ સાંભલવાથી બેનસીબ રેહા.

અરે ગાંધીશેઠ તો તેના ગાયણ ઉપર ખુશ ખુશ થઇ ગયા હતા. "ચાનજીએ વાત આગલ ચલાવી" ઇઆદ છે કે ગાંધીશેઠ. એકતો હલક મધુર, અને વલી દેખાવે રૂપાલી તે જાણે નજર થડે નહી. નાચનારીબી જાંમરી. પાછલી રાતના "કેરબો"——

કેરબો! "કરાકરી મશકેરીના ચાનજીની નકલ કરી બોલીયો" કેરબો નહી કાકા "કાહારવો" બોલો "કાહારવો."

તે તો તમે ખાંસાહેબ લોક જાણોબા "ચાનજી બોલીયો" હમે તો સાંભલી જાણનારા.

ફલીએ અનારકલીની તમામ હકીકત આટલો વખત શુધી ધીયાનથી સાંભલી ગાંધીભાઇને બારી નજરે ટીકી, તેના ચેહરા ઉપર થતાં ફેરફારોની તપાસ કરી એક સવાલ કીધો.

પણ તેનુ શું થયું? હાલ તે કાંહાં છે ચાનજીભાઇ?

* જુવો એશીઆટીક રીસરચીસ. વાલમ બીજું.

[illegible] સાંભલી ગાંધીભાઈ જે અતીઆર સુધી ગાફેલીમાં પડી વીચાર કરતા હતાં તે અનારકલીની વાતનુ સેવટ લાવ-વાના ઇરાદાથી બોલીયા :—

તે દીલ્લી લાહોર તરફ નીકલી ગઇ હતી. પણ એ વાતમાં શું જીવ છે. ચલાવો કાવસજી બા, કાંઇ એક સારી જેવી ચીજ સંભરાવો.

અને તેમજ થયું. કાવસજી કરાકરીએ ગાંધીભાઈની ફરમાસ મુજબ ગાયણ ગાવા માંડીયું એટલે તેવનના સુરીલાં ગાયણના અ-વાજથી "પીલાંમાએ અને બટકમાંએ, જર-બાઈ જુહાક તથા મીસીસ ધાનસાખ વીગેરે બાનુઓ પાછાં આવી હોલમાં બેઠાં, અને અનારકલીની વાત બંધ પડી. ફલી તેથી મનોજ નારાજ થયો, સબબ તેની તમામ ઉમેદ બરબાદ થઇ. તુરતજ તે હાલમાંથી ઉઠી વરંનડા ઉપર ગુલાને મલી ઘોડેસવાર થઇ પોતાની "ઝરદાવર વીલ" તરફ એકદમ નીકલી ગયો.

~~~~~~~~

## પ્રકરણ ૨૧ મું.

### ફલીની ફરેલી વલાંન.

પણ તેની નીરાસીનો સુમાર નહી હતો. અનારકલી વીશે તેને આજે મલેલી નવી ખ-બરોથી તે જેમ તાજુબ થયો હતો, તેમ તે દલગીરબી થયો હતો. વલી અનારકલીના નામથી ગાંધીભાઈના ચેહરાપર અને મીજાનમાં થએલા ફેરફારો ફલીએ બારીકીથી તપાસી લેઇ પોતાની કાચી ખાતરીને પાકકી કરી લીધી હતી.

ખરેખર મારા જેવો મુરખ કોણ હશે ? "ફલી મનમાં બોલીયો" ગુલ હવે વધુ બીના નહી જાણે તો બેહતર. પણ હવે પેલાથી મારે દુર રેહવું જોઇએ. એવા એક આસામી સાથ બેલાતાં, ખાતાંપીતાં અને ફરતાં હરતાં કેમ પરવડે. મારૂં અંતકરણ મને તેમ કરવા દેતુ નથી. ખુદા ખેર કરે !!

"ઝરદાવર વીલ" આવી પુગી. ફલીનો ઘોડાવાલો તુરતજ ઘોડાનાં પગલાં સાંભલી કમપાઉનડમાં આવી ઉભો. ફલી પોતાનો ઘોડો તેને સવાધીન કરી વીચારમાં અટવાતો પોતાના મકાનમાં દાખલ થયો.

દીવાનખાનામાં દાખલ થતાંજ મુંબઇથી આવેલા "મેલ"ના કાગજો ટેબલ ઉપર પડેલાં તેની નજરે પડીયાં. કાગજો તો ઘણા હતાં, પણ તેમાં એક કાગજ લવજી સોલીસીટરનું ફલીએ તેના હરફ ઉપરથી તુરતજ પીછાની ઇનતેજારીથી ઉખેડી વાંચવા માંડીયું.

મુંબઇ—૨૮ મી દીસેંબર ૧૮

મારા વાહાલા ફલીભાઇ.

માથેરાનની સીતલ ટેકડીઉપર વખનાએલી "ઝરદા-વર વીલ" મા તુ અમન ચમનથી તારા દીવસો એકાં-તવાસમાં ગુજારી જયારે મજાહ મેલવે છે. તીઆરે હું મું-બઇમાં હાઇકોરટ અને ઇસમાલમાલ કોરટ તથા પુ-લીસ કોરટ વચ્ચે ધકકા ખાઉંછુ. ફલીભાઇ હું ઇચ્છું છે કે માથેરાનમાં હું તારી સાથે હતે, પણ ધંધાની જંજાલથી ફરાગત નહી મલે એટલે લાચાર. માથેરાનના કરતાં વધારે સારી જગા તનદરોસતીના બાબમાં બીજી એકે નથી એવો મારો વીચાર છે. મેહનતથી થાકેલાં મગજને અને ચીંતાથી બેજાર થએલાઓને માટે માથેરાનની ટેકડી જેવી ઉમદા જગા મલવી મુશકેલ છે; વધારે એટલા માટે કે મુંબઇથી તે ઘણી દુર નથી, એટલે ધંધાદારીઓ પોતાની સેહજ ફુરસદ દરમ્યાન પણ તેનો લાભ લેઇ શકે છે. મને આસા છે દોસ્ત ફલી કે તારી ચીંતા હવે દુર થયાથી માથેરા-નના એકાંતવાસથી તારી તબીયતમાં સુધારો થયો હશે.

હું જાણવા માગુછ દોસત ફલી કે શું હજી પેલી "અનારકલી" એ તુને કેહેલો ભેદ તું છુપાવવા માં-ગે છે? તું કાંહાં સુધી એ ભેદ છુપાવશે ? જો કે ખરશેદ બરાસના ખુનના આરોપમાંથી તું નીરદોશ ઠડી છુટી ગયો છે, પણ મેં તેના ખરા ખુનીને સોધી કાહાડવાનો નીશચય ઠેડાવ કીધો છે. ફલીભાઇ તુ, જોશે કે પેલી બકાવલીનુ ખરૂં નામ અનારકલી હતું એ મેં શોધી કાહાડીયું છે. અને એજ અનારકલીને લીધે ખરશેદ બરાસનું ખુન થએલું હોવાંથી મજકુર અનારકલીની આગલી જીંદગીની તવારીખ હું સોધી કાહાડવામાં આજ કાલ ગુંટાયો છેઉ. ખરશેદ બરા-સના ખુનનો ભેદ અને તેના ખુનના સબબથી તુ જાણીતો હોવા છતાં, તે તુ શા માટે છુપાવે છે તેની મને કાંઇ સમજ પડતી નથી.

મુંબઇથી તારા માથેરાન ગયા પછી લોક ચરચા એવી ચાલી કે દાદરવાલા ખુનના મુકદમાનું સેવટ આવીયુ, અને ખરશેદ બરાસનો ખરો ખુની કદી પણ હવે પકડાવાનો નથી. એ લોક મતને હું મલતો
~~~~~~~~

થયો નહી. મને ખુદરતી ચટપટ થઇ કે પેલી બકાવલી વીશે કાંઇ તલાશ કરવી. શરૂઆતમાં પેલા પેસતનજી પેમીતમ નામના પારસી જેને સેશન-સમા તારી વીરૂધ જબાની આપી હતી. તેનીથી મને ખબર મલી કે મજકુર બકાવલી ઉરફે અનારકલી ખરશેદ ખરાસ સાથ થોડુંકની વાત ઉપર સુરત આવી હતી. પેસ્તુ પેમીતમે મને જણાવયું કે અનારકલીના બાબમાં એથી વધુ તેને કાંઇબી ખબર નથી, અને તેટલા માટે મારે વધુ તલાશ કરવી નકામી છે. ખરશેદ ખરાસ સાથ અનારકલીને કેયો સંબંધ હતો તે હું કેહી શકતો નથી. પણ બારીક તલાશ કરતાં માલમ પડેછે કે મુંબઇમાં એ અનારકલી એક ગાયણકાર નાયકણ તરીકે જબબર મશહુર થઇ હતી, અને તેની બેહદ ખુબસુરતીના મેહકટો પુજારીઓએ તે ખુબસુરત ઓરતનું નામ બકાવલી કરી પાડેલુ હોવાથી, અનારકલી ફકત બકાવલીના નામથીજ મશહુર થઇ. કેહ છે કે તે વખતે મુંબઇમાં વસતા એક માતબર પારસીના આસરા હેઠલ આંગો વખત સુધી મજકુર અનારકલી રેહેલી હતી. પેસ્તુ પેમીતમના કેહવાથી ખસરૂ ખરાસ વીશે સુરતની પુલીસના વડાને પુછાવતાં માલમ પડીયું કે મરનાર ખસરૂ ખગાસનો બાપ સુરતની પડોસમાં આવેલા રાંદેર ગામનો મકતેદાર હતો. જેના મરણ બાદ ખસરૂએ લાલ વાવટો ઉડાવવા માંડયો હોવાથી તે મુંબઇ આવી લાગો હતો. અનારકલી મુંબઇમાં એ વખતે પોતાના ગાયણના હુનરથી હજારોના દીલ જીતી લેતી હતી. જો કે પેલા માતબર પારસીના આસરા હેઠલ તે તે વખતે રેહતી હતી. ખરશેદ ખરાસની અનારકલી સાથ ગાંઠ પડી અને પેલા તવંગર પારસીનો આસરો છોડી ખસરૂ ખરાસ સાથ તે સુરત તરફ નીકલી ગઇ. સુરતથી તેઓ બરોડા, અમદાવાદ, અજમેર, જેપોર, કાનપોર, આગરા વગેરે ફરી પોતાનો વખત એશ અશરતમાં ગુજારી, સેવટે ખસરૂના ખીસા ખાલી થવાથી તેઓ મુંબઇમાં આવી વસીયાં. અનારકલીને ખસરૂએ ભીંડીબજાર મધે એક કોટડી ભાડે અપાવી, પોતે દાડમખાગનું બોએ તલીયું પોતાના વપરાસ માટે ભાડે લીધું. અનારકલીને દારૂનો શોખ બેહદ લાગો હતો. દારૂ વગર તેને એક પલ પણ ચાલતુ નહી હતું. જરનુ જોર કમતી થવાથી ખરશેદ ખરાસ સાથ હવે અનારકલીને જબરી ખટપટ થવા લાગી, પણ કામાતીપુરાની બારમી ગલીમાં રેહતી પેલી બુઢીઆ રમજાનના ઘેરમાં તે, કેમ જઇ વસી તેની ખબર મને હજી પડતી નથી. પણ પંપાએ ઇનસપેકટર જેહાંગીરશાહ પાસ કેહયું છે, કે ગરાંટરોડની એકાદ નાટકશાલા પાસ તે છાકટી હાલતમાં પડેલી તેમને મલી આવી હતી. રમજાન અને પંપા તીયાથી અનારકલીને પોતાને ઘેર લેઇ ગયાં. ખસરૂએ અંત

અના...

તીયા તેને અનારકલીને બપબાત ...

દીઠી.

આટલું છતાં તેને અનારકલીનો પીછો છોડીયો નહી, અને અંતે એક દાહાડે રાતના વીકટોરીયામા તેનું ખુન થયું, અને તેજ રાતના અનારકલી પણ મરણ પામી. પણ મરવા આગમજ અનારકલીએ ફલીબાઇને મલવા માટે પારસી યુનીયન કલબમાં પંપાં પાસે પેગામ મોકલાવીયો. ફલીબાઇ તે રૂકાને માન આપી અનારકલીને મુકામે ગયો, અને અનારકલીએ ફલીબાઇને કાંઇ ભેદ ભરી વાત કેહી કે જે હજી ફલીબાઇ કેહવા ના પાડે છે.

હવે મારા વાહાલા દોસ્ત ફલી, આ કાગજ વાચીયાથી તારી ખાતરી થશે કે તારી મદદ વીના મેં દાદરવાલા ખુનની તમામ બીના મેલવી છે. અને હવે તુને તારા દીલનો ભેદ આ કાગજના જવાબમાં મને જણાવવાની ખાસ અરજ કરૂં છું. મારી ખાતરી છે કે તું જો પેલી અનારકલીએ કેહલી બીના જાહેર કરે તો ખરશેદ ખરાસનો ખરો ખુની બોલ બોલતાં પકડાએ. ઇનસાફને ખાતર-મુંબઇની આબરૂદાર વસતીની સલામતીને ખાતર અને તારા પોતા ખાતર એ વાતનો ભેદ તું જો જાહેર નહી કરશે, તો કોઇબી રીતે એ ભેદની બાતમી મેલવી હું જાહેરમાં મુકશ. વાહાલા ફલી. આ કાગજ ઘણું લાંબુ લખાયું છે અને તે વાંચતાં તુને ઘણો કંટાલો લાગે તો મને માફ કરજે. શુલાને મારી ઘણી ઘણી સલામ કેહજે અને તુ પણ કબુલ કરજે.

લા૦ તારો શુભઇચ્છક,

લવજી.

ફલીએ લવજીનું લંબાન કાગજ ઘણાજ ધીઆનથી વાંચી તે હાથમાં પકડી વીચારમાંને વીચારમાં બેસી રેહો. અંતે વીચાર કરતાં તે થાકી ગયો, અને સેવટે પોતાના કપાલપર હાથ ટેકવી બોલીયો. "હવે એનાથી છુપાવવામાં સાર નથી. એને લગભગ સઘલી બાતમી મેલવી છે. એ સરવે વાતનો ભેદ મેલવી જાહેર કરે તેના કરતાં એને આગમજથી સમજાવી કેહવામાંજ સાર છે. પણ અરેરે ગુલ! મારી ગુલ!! તારૂં શું થશે.——

## પ્રકરણ ૨૨ મું.

### હાર્ટદીઝીસ !

"કેમ કાવસ છેકજ બેહકેછ કે ? એમ મુર્ઇ નાચનોની સાથ ઠીઠીકાઠા કરવા તું માયેરાનમાં આવોછ કે મરેરે મુવાઓ એવું કરવા માયેરાનમાં આવતા દેખુ !"

... બસન
...ઇના બાગમાં આડને ઓથે ઉભાં હતાં.

"ના ના તુ જો એવો નાચ નાચવાનો હોએ તો આજને આજ ચાલ મુંબઇ."

પણ ડીયર જરાં, બાનુઓની તરફ જે ચાલાકી દેખાડવાની ગ્રહસ્થોની ફરજ——

ફરજ બરજ હું કાંઇ જાણુતી નથી. "જરીએ તોપ મુકી" પેલી એબલગામની રાંડ કુકડી પતી સાથ તુ કેટલો નહચીયો!

પણ તું શું એમ કેહવા માંગેછ જરાં, કે બીલાંને મે કાંઇ અપમાન કીધું છે.

પણ લોકોની પારકી ઢુકડીઓ સાથ એવો નાચ નાચવાની તુને શું સત્તા. એવું હતું તીઆરે શું મારું હેરવા પરણીયો!

તું મારૂ માથું હેરવેછ જરું "કાકડીએ ગુસ્સો જેમ તેમ ડાબી કેહેયુ" તુ જાતે અહેબી અને બમર કેલવાએલી એટલે "સોસા-એટી"ની "એટીકેટ" શું જાણે. અરેરે બરેબર બારાં ફુટેલા નશીબ કે તું મારે હાથ લાગી. તારી માએ જયારે તારૂ કાજ કરવા આવી હતી, અને ફાટી મુવો તારો સગો જે મને સમજાવવા આવતો હતો તે તો તારી સુપરે તોપલે વખાન ઉપર વખાન આંતાં, પણ હવે તો કેથું બધું સાતરે સાત જેવું માલમ પડેછ. દોહાડ ચતુરોથીબી તું ચહડતી કેથી પુરેપુરી પોનાબે મુવેલી છે. અફસોસ! કેલવણી વીનાની બાઇડીઓથી સંસારનું સુખ ધુલ મલે એમાં કાંઇ શક નથી. અરે તારા જેવી દુકટીઓના માએ બાપો પોતાને પેટ પડેલી પોરીઓને પાંચ સું પણ પંદર હજારબી આપવા તઇયાર થાએ તેમાં કાંઇ નવાઇ નહી.

જરબાઇ જુહાકનો એ ધુજારો પોતાના પૈસા ઉપર હતો. પણ ધીરજ બોઇ પરણુવાની ઉતાવલ અને તાનમા આવી છોકરીઓ લગનના મેદાનમાં જીપલાવેછે, અને છોકરીઓના માબાપો પોતાની છોકરીઓને જયાં ત્યાંથી ઠેકાણુ પાડી દેવા ઉતાવલમાં પડી જાય છે. ઘરડાં મકાઇ ડોસાં તો તુરતજ પોતાનો વીચાર આપશે કે "છોકરીની જાતને ઘરમાં રખાએ નહી જો માએ! જીભરૂ ઉમરની દાહાડે વારેની થઇ! હવે કાંઇ બેસી રેહવાએ!!" પણ જો છોકરીઓજ ધીરજ પકડે અને પોતાના ઉઠાવની ચીતામાં જો તેઓ નહી પડે, અને પેલી કેહવત પરમાણે "ચલીએ બરતા-તો આવે પગે પડતા" તેમ જો કરે તોજ છોકરીઓનું અને તેમના માબાપનુ દલદર ફીતે.

પણ કેવી મતલબી દુનીયા! કેવા એબલપેતાં દીકરીના માબાપો, કે જયારે એક હાથ ઉપર તેઓ છોકરાને રીત આપવા માટે ફરીઆદ કરે છે કે "ભીખ" માંગે છે તીયારે બીજા હાથ ઉપર તેજ માબાપોને પેત પરેલા છોકરાઓ જયારે પરણુવા નીકલે છે તીયારે તેઓ સવાલ કરે છે કે મારો દીકરો તો "બીએ"! (B. A.) છે, અને પસાર થયલો છે; આવતે વરસે પસાર થશે, અને પછે વરસે પસાર થશે, વાસતે છોકરીવાલા રીત કેટલી કરશે? બધું રોકડું, વસાવેલું નહી જોઇએ!"

ગરીબ બીચારી છોકરીઓ!! જાણુ છોકરી અવતરવામાં તેઓએ કાંઇ ગુનાહ કીધો હોએ, તેમ તેમના જનમના સમાચાર સાંભળી "બાવાજી" ઉપે માથે વીચારમાં પડે છે! તોપણ અજબ જેવું છે જમાઇજીને "ગાસડી ગાંસી" લગનને દાહાડે ગીતડાં ગાસે કે "બાવાજી એ કનીયાદાન દીધારે!" પણ એ કન્યાદાન તે જમાઇને "દે દાંન" કેટલુ.

જમાઇજીવાલા હરબાઇને પોતાની ડીંગમારસે "બાવારે બાવા હુ પરણીને આયો-, પચીસ હજારની ધરીઆણી લાયો"

જેઓ કોઇનુ કરજ કરવામાં હીણું સમજે છે—જેઓ પોતાની પીછાનવાલા પાસ પાંચ પચીસ હુછીના માંગતા લજવાએ છે—તેઓ સસરા સાસુ પાસ પાંચ પંદર હજાર લેવા વગર શરમે પાતલે ચહડી ઉભા રેહ છે!!

સરવે આબરૂ ઇજતવાલાઓમાં ખપનારાઓ—કાલર અને નેકટાઇ ઉપર ફુલારો કરનારાઓ—"એસ" અને "નો" બરાબર બોલનારાઓ—ઉંચા કટના ડગલા પાતલુન "પોમેતમ પાઉડર" ઉપર જીવનારા "હેન્ડ સમ

બુટો"—તખતા ઉપર જબાનદરાજ —
ચલાવનારાઓ—સરવે પોતાની શકતીની કીમત પરમાણે પાંચ દસ કે પંદર હજાર માંગવાને ચુકતા નથી, તો મી૦ કરાકરીએ કોણુનો બાપ મારીયો હતો કે તે આવી પાંચ પંદર હજાર મેલવવાની સોનેરી તક જતી મેલે.

"જરી હવે હું તારો એવો દોર વધુ વાર સાંખનાર નથી સમજી."

અને હુંબી તારી એવી બાલ સાંખનાર નથી સમજીયો "જરીએ છેરાઈ પડી જવાબ દીધો." લોકોની છોકરીઓ સાથ નાચવાનુ અને હસવાનુ મલે એટલે પોતીકી રાંડને વાપર વખાતી નાખે. તે દાહાડે પંચાતની વાડીમા ઈડાંચોરને તીયાના લગનમા પેલી ચાંદન ચાઇચાઈ સાથે એખલો બેસી કલાકના કલાક શું તાએલું કીધુંતું તે કેહની. અને પેલી ચુનામાખીવાલાની સુનઇ ઉપર કાગજો થાના લખેછ. અને આજેબી મુઈ પેલી બટકમાએ એને મરધીમાએ જવા નીકલી તેની "ઝૅકીન" શાની કીધી.

એ મોહોકાન કેથી અદેખાઈના બુરા આજારે વાલી દેખું "કરાકરીએ જવાબ દીધો" સોસાયટીના કાએદા પરમાણે રાંડ અપટ બાનુ મીતરોને અને પીછાનવાલાને શેકહેન્ડ કરવીજ જોઇએ, અને નહી કરીએ તો તે મોટુ અપમાન થાએ. બાનુઓની સગવડ ઉપર સહુથી પેલા ધીયાન આપવુ—બાનુઓને સહુથી વધારે માન આપવુ—બાનુઓને રાજી રાખવા બનતુ કરવુ એ દર એક કેલવાએલા ગ્રહસ્થની આઇન ફરજ છે. હું મારી ફરજથી વધારે કાંઇ કરતો નથી. કમલાની પીલી આંખોથી દર એક ચીજ જોતા પીલીજ દેખાય છે, તેમ બહુમાની બુરી દીઆનતવાલાઓ અને તારા જેવાં પરવારતાં નીંદાખોરો તથા અદેખાઈના અંગારથી જલતાં આદમીઓ એવી રીતભાતની નાલેશી અને નીંદા કરે તેની મને કાંઇ પરવા નથી. ઓ! ઓ! હવે એ બાબદ મને સખત બયાન કરવું પડશે. અરે પણ જરી! અખાડા [illegible]!! પેલો ફલી આંખેથી આવેછ. બાલ કરતાં તારો વધાર થશે.

અને ખરેખર તેમજ હતું. ફલીભાઈ પોતાનો ઘોડો દપતાવતો તુરતજ બાગના "ગેટ" માં દાખલ થયો. જરબાઈની વનવાગલાં જેવી રડતી સુરતે ફલીભાઈને આવકાર દીધો અને કાવશજી કરાકરી ફલીભાઈને લેઈ બંગલામાં સીધારીયા.

* * *

ગુલ હું તુને ખાસ મલવા કારણ આયોછ "ફલીએ વચલાં હાલમાં બેસી વાત કરવા માંડી." મારે કાંઇ કામના સબબ સર એકદમ મુંબઈ જવું પડેછ.

એમ કેમ ફલી? "ગુલે પુછીયું"

હા એમજ ગુલ "ફલીએ જવાબ દીધો."

હુ ધારૂંછ કે હમે લોકબી કાંઈ વધારે વખત હીયા રેહીશું નહી "ગુલે જણાવીયું" આવતે સોમવારે કદાચ બાવાબી મુંબઇ આવે.

"કારણ! એટલું જલદી!"

બાવાનુ ચીત હવે ઠેકાણે હોએ એમ મને લાગતું નથી "ગુલે બલાપો કીધો" એવનનો વીચારબી એકાએક લાંબી સફરે જવાનો થયોછ. આજે બપોરના એમ એવન બોલતાં હતાં. ખુદા માલુમ એવનને શું થાયછ. મને તેની કાંઇ સમજ પડતી નથી ફલી.

કેમ ફલીભાઈ કયારે પધારીયા "ગાંધીભાઈની નજર પડતાં તેવને સવાલ કીધો.

અરધો કલાક થયો હશે "ફલીએ ઠંડો જવાબ દીધો" આવતી કાલની સહવારની ટરેનમાં હું મુંબઈ જાઉછ. હું તમુને મલવા આયોછ.

સબબ સબબ વારૂં? "ગાંધીભાઈએ પુછીયું" ભલાં માણુસ થોડા દહાડા જરા આસાએસ લેવા હીઆજ રેહ તો વધારે સારૂ. મુંબઈની હવા કરતાં હીયાની હવા હજારગણુ વધારે સારી છે,

તોપણ ગુલ કેહ છે કે તમેબી આવતે સોમવારે મુંબઈ જનાર છેઓ, "ફલીએ ખબર કાહાડવા પુછીયું."

"ગાંધીભાઇ બોલીયા" પણ તમે ફુલી કાંઇ કામને સારૂ જાવાછ કે અમસથા!

કામનેજ સારૂ "ફુલીએ જવાબ દીધો" ખરી બીના તો એ છે કે લવજી સાથ મને કાંઇ કામ—

લવજી? "ગાંધીભાઇ વચમાં બોલી ઉઠીઆ" લવજી સાથ કાંઇ કામ હશે.

"હાજી."

ઘણો બાહોસ બેરીસટર "ગાંધીભાઇએ વખાણ કરી" બેરીસટર હોય તો એવાજ હોજો બેરીસટરોનો તુરો!! આવો આવો ડાકટર.

હલ્લો ડાકટર શામરાવ "ફુલીભાઇએ શેકહેન્ડ કરી પુછીયું" કેમ છો.

ઓ કવાઇત વેલ!! "શામરાવે જવાબ દીધો."

"હેવ આ ડુ મેં ઓર ટી?" "ગાંધીભાઇએ પુછીયું."

થેંકસ આઇ હેવ હેડ ટી.

હેવ આ પેગ ઓફ [illegible]ીગ ચુ[illegible]ાઇક.

ઓ આઇ ડોન્ટ માઇન્ડ ઇટ.

વેલ ડાકટર થીક થયું કે તમે આયા "ગાંધીભાઇ બોલીયા" આલો હવે મારી સાથે જરા ઉપર આવોતો?

ગાંધીભાઈ ડાકટર શામરાવને પોતાના રૂમમાં ઉપર લેઇ જઇ દરવાજાને અંદરથી બંધ કરી બોલીયા:—

"ડાકટર શામરાવ જરાં મારી છાતી તપાસો;" મને કાંઇ ચેન પડતું નથી.

છાતી! કાએ શું છે ગાંધીભાઇ?

હું ધારૂંછ કે મને "હાર્ટ દીઝીસ" થયું છે. "ગાંધીભાઇ ખુરસી ઉપર શામરાવ સાબે બેસી બોલીયા."

નૉનસૅન્સ "શામરાવે હસી કહાંડી કેહેયુ" ઘણાને એવો હમેશાં વેહમ રેહે છે કે લોગોને "હારત દીઝીસ" હોય છે. દસમાંથી નવ જનને એવો વેહમ હોએ છે.

મને કાંઇ તેવો વેહમ નથી ડાકટર. શામરાવ "ગાંધીએ જવાબ દીધો" કોઇ કોઇ વખત મને એકાએક મારી છાતીમાં ધાસતીનો ધસકો પડી આવે છે અને ડાબી બાજુના ખભામાં કોઇ કોઇ વખત મને "પેન" મારે છે. અને કોઇ વખત "શોર્ટ બ્રીધીંગના" જેવું લાગેછે.

જેઉ, બદાઆન કહાડી સદરો ઉંચો કરોની વારૂં."

શામરાવ ડાકટરે ગાંધીભાઇની છાતીની ઘણી બારીકીથી તપાસ કરી જવાબ દીધો.

છટ! છટ!! કાંઇબી નથી. કોણ કેહ છે કે હાર્ટ દીઝીસ છે. ફકત તમારૂં હાર્ટ જરા નબલુ પડીયું છે. બીજુ કાંઇ નથી.

કોણ છે—એ દરવાજો કોણ ઠોકે છે? ગાંધીભાઇ બદીઆન પેહેરતાં બોલીયા."

એ તો હું છેઉં બાવાજી. "ગુલાંએ બાહારથી જવાબ દીધો."

કેમ દીકરા.

મકુ જે ફુલી તમારી પાહા જોઇને સીધાવીયા "ગુલાએ કેહ્યું" ડાકટર શામરાવ? કેમ? મારા પંપાની તબીયત કેમ છે વારૂ.

કઇ નહી દીકરા ગુલ "ગાંધીભાઇ વચમાં બોલી પડીયા" હું સારી કાની છેઉ.

કાઇ નહી કાંઇ નહી ગુલબાનુ. "ડાકટરે ધીરજ આપી" તમારા પપા બીલકુલ સારી હાલે છે. ફકત ચીંતા ના કરો. શાંત રેહવો. વીચાર વમાસન ના કરો. એજ તમારી દવા બીજુ કાંઇ નહી.

ગાંધીભાઇને મેલી શામરાવ જેવો નીચે ઉતરીયો કે ગુલે વીજલીની માફક દોડી તેનો હાથ પકડી ઉભો રાખી પુછીયું.

કેમ કાંઇ ધાસતી જેવું છે? તમારા ચેહરા પરથી મને શક જાયછે ડાકટર?

નહી નહી કાંઇજ નહી. "ડાકટરે જવાબ દીધો."

નહી નહી ડાકટર "ગુલે બજીદ થઇ પુછીયું" કાંઇબી હોએ તે મને કેહી દો. મારે તે આગમજથી જાણવું જોઇએ.

ડાકટર શામરાવે ગુલાંના મોહોડાં તરફ ટીકી ટીકી જોઇ શેવટે ગંભીરપણે જવાબ દીધો. "બાઇ ગુલબાનું જે વાત મેં તમારા પપાને કેહી નથી તે હું તમુને કેહુ—

શું—

તેવનને હાર્ટ દીઝીસ [illegible]

તીયારે કેસ ડેન્જરસ કે [illegible]

ઘણોજ ડેન્જરસ કોઇ [illegible] ગોગવું પડશે.

[illegible] મારા બાપ—

## પ્રકરણ ૨૩ મું.

### દાદરવાલા ખુનની બાબદ જેહાંગીરશાહની નવી "થીઅરી"

માથેરાન.

ઝરદાવર વીલ.

**મારા વાહાલા લવજી,**

તમારા મુબારક હાથનું લંબાન કાગજ મને મલીયુ છે, અને તે વાંચી મે સરવે બીના મારા ધીયાનમા ઉતારી છે.

મને લાગેછ મારા વાહાલા લવજી કે તમો આજકાલ "ખરશેદ ખરાસ"ના ખુન ખુનીને સોધી કાહાડવા ખાઈ પીઈ મંડેલા છેઓ, અને મારી ખાતરી છે કે તમો જ્યા સુધી તે ખુનીને સોધી કાહાડશો નહી ત્યાં સુધી જંપો બેસનાર નથી. બાઈ લવજી. હું જાણુછ કે જે ચીજ તમે માથે લેવોછ તે પાર ઉતારવા વીના રેહતા નથી, અને તેટલાં માટેજ હું હવે મારા આગલા વીચારો ફેરવી તમુને સરવે બીનાથી જાણીતા કરવામાં ડાહાપણ સમજુછ. પણ ખોરાદર લવજી, જ્યારે તમે એ ભેદ છુપાવવાની મારી મતલબ જાણસો, ત્યારે તમ કદીપણ મને ઠપકો આપનાર નથી એમ હું ખાતરીથી માનુંછ. પણ તે આગમજ વાહાલા બીરાદર, તમે કદી પણ એમ વીચારતા ના કે મરનાર ખરશેદના ખરા ખુનીને હું પીછાંનુછ. હું બીલકુલ તેને પીછાનતો નથી, પણ મને એક શખસ ઉપર વેહેમ છે, અને તેણી મુસતકીમ વેહેમ છે. અર્થાત, જો અનારકલી પાતાનો ભેદ મને જણાવીયા વગર મરી જતે, તો ઘણુંજ બેઅંતર થતે. તોપણ લવજી, હું ખરી બીના તમારી આગલ કેહવસ, અને મારી હાલતનુ ખરૂ તોલ કરવાનુ હું તમારી મુનસફી ઉપર સોંપશ. ત્યારેજ તમે મારી હાલતનુ ખરૂ તોલ કરી શકસો—તીઆરેજ તમ જાણશો કે અનારકલીએ મને કેહલી બીના છુપાવવામા મેં મુરખાઈ કીધી હતી કે ડાહપણ અને એ સરવે બીનાથી વાકેફ થયા પછી હું જોવસ કે તમે મારી હાલત ઉપર કેવી નજરથી જુવોછ.

લી. તમારા વાહાલા

**ફલી.**

* * * *

**લવજી પોતાના દોસત ફલીનુ કાગજ વાંચવામાં એટલો તો ધીઆનથી રોકાયો હતો કે દરવાજે બાહારથી કેવારનો "કોઈ ચોકતુ** હતું તે તેને કાંને વદીક સંભલાયું નહી.

હમાલ "સેવટે લવજીએ તલાશ કીધી" એ કોણ હએ.

ખાનસાહેબ જેહાગીરશા.

કમ ઈન, ! કમ ઈન !! ખાનસાહેબ.

જેહાગીરશાહે તુરતજ હાથ લંબાવી લવજીને "શેક હેન્ડ" કરી ખુરસીપર બેસાડી વાત ચલાવી.

કાંઈ ખબર ખાનસાહેબ !!

જાણવા જેવી તો કાંઈ નહી મી. લવજી.

કાંઈજ નહી. તીયારે શુ તમે ઠંડુ પાણી રેડવા તઈયાર થયાછ કે !!

નહી તેમ તો નહીજ મી. લવજી પણ મને શક છે. મને મજબુત શક છે. અને મને એક વીચારબી છે.

વીચાર !! તમારા વીચાર ટોપલે ઢાંકો !! એવા વીચાર તો પેલા હનમંતરાવને પણ હતો. તમે જોયુ કે તેનુ શું સેવટ આયું ત. પણ જણાવો તો ખરા કે તમારો શક કોણ પર છે ?

પેલો "પેસ્ટ પોમેતમ !"

પેલો ઇસકી પોરીયો જેને સેશન્સમા જબાંની આપી હતી તે ?

હા. તેજ !!

તેને આ ખુન સાથ શું નીસબત !

હું કેહું. પેલો વીકટોરીયાવાલો ઈબરાહીમખાન કેહે છે કે જે માનસ મરનાર ખરશેદ ખરાસને લેઇ વીકટોરીયામા બેઠો હતો તેના જમના હાથની પેહલી આંગલીએ એક હીરાની વીટી હતી !

હીરાની વીટી !! આહાહાહા "લવજી આ વાતને નજીવી સમજી બેધડક હસી પડયો."

તેમજ શંકર રાઘુ નામનો બીજો વીકટોરીવાલો કેહ છે, કે રાણીના બાગ આગલથી તેની ગાડીમા બેસી ગરાંટરોડના પુલ નીચે ઉતરી પડેલા પારસીના જમના હાથની પેહલી આંગલીએબી વીટી હતી.

, તેથી શું થયું "લવજીએ જવાબ દીધો" મુંબઈ શેહેરમાં આજે એક નહી પણ એકસો આદમી એવા મલશે, કે જે લોક પોતાના જમના હાથની પેહલી આંગલીએ વીટી પેહરતા હશે. એ, તો ફક્ત એક "કોઈનસીડન્સ" છે જેહાંગીરશાહ. એજ મુદ્દા ઉપર જો તમે કાંઈ ગણતરી કરતા હોવો તો તેમાં તમે જબરી ઠાપ ખાસો. એક ઘણીજ નજીવી સાબેતી ઉપર તમે તમારી આસાનો કીલ્લો બાંધોછ.

પણ મી. લવજી "ટીપે ટીપે સરોવર ભરાએ—અને કાંકરે કાંકરે પાલ બંધાએ" એ વાત તમે ભુલી જાવોછ. એવી એક નહી પણ પંદર પચાસ નજીવી સાબેતી એકઠી મલે તોજ ગુન્હેગારો ફાંસી ચહડે!!

એ તમારી પુલીસની રીત છે "લવજી બોલીયો." કોઈબી આદમી પાસ ગુનાહનો એકરાર કરાવવો—કોઈબી આદમી પાસ હાનુ ના, અને નાનુ હા બોલવવુ એ મારા વીચાર પ્રમાણે પુલીસને જરાબી મુશ્કેલ પડતું નથી. પેસ્તુ પોમેતમે શું જબાની આપી. "તે ખરશેદને મલ્યો—તેઓ બંને છાકટાં થયા—ખરશેદ હોટેલમાંથી નીકલી ગયો અને પેસ્તુ પોમેતમ તેનો "ઓવર કોટ" લેઈ તેને આપવા તેની પાછલ ગીયો અને તે "ઓવર કોટ" કોઈએ તેના હાથમાંથી ઝુટાવી લીધો. સબબ તેના "ટાટીયાં કેરબો" લેતા હતા, અને તેની સુધ "પાણી ભરવા" ગઈ હતી."

બરાબર છે. બધી વાત બરાબર છે. "જેહાંગીરશાહે જવાબ દીધો" લવજી તમે એક બેરીસ્ટર હોવા છતા એવી ભુલ કેમ કરોછ!! પેસ્તુ પોમેતમ ખરશેદનો ડગલો તેને આપવા તેની પાછલ ગીયો—તેના "ટાંટીયા કેરબો" લેતા હતા અને તે તેની સુધીમા નહી હતો તથા કોઈ તેના હાથમાંથી ડગલો ઝુંટાવી ગીયુ એ બધી વાત પેસ્તુ પોતે કેહ છે. એ તો પેસ્તનુ કેહવુ છે. પણ સવાલ એ છે કે એ બધી વાત ખરી છે કે ખોટી! મારૂં ધ્યાન એમ પુગેછ. સાંભલો. પેસ્તુ પોમેતમ છાકટો થયો નથી. ખસરૂની પાછલ તે ડગલો લેઈ ગીયો - તે ડગલાનો કાંઈ તેને રસતો કીધો, અને ખસરૂને લેઇ તે વીકટોરીયામાં બેઠા.

ઓ ભાઈ! "લવજીએ જવાબ દીધો" એ તમારી "થીઅરી" છે! પણ તમારી તરફ ખરી હોએ જેહાંગીરશાહ તો સવાલ ઊઠે છે કે પેસ્તુને ખસરૂનુ ખુન કરવાનો શુ સબબ હતો?

"પેલાં કાગળો જે ખરશેદ અનારકલી પાસ છાનવી લીધા હતા તે.—

છટ! છટ!! પીંજે પીંજે ને રૂઉ અને રૂઉ "લવજી કંટાળી બોલ્યો" હનમંતરાવની "થીઅરી" પણ એજ હતી.

લવજી હવે જરા વીચારમાં પડી જેહાંગીરશાહ સાથ તપાસી તપાસી વાત કરવા લાગો. ખરી વાત તો એ હતી કે ફલીભાઈનુ કાગજ વાંચીયા પછી લવજી અનારકલી વાલો ભેદ ફલીને ખાતર એકદમ જાહેરમા લાવવા માંગતો હતો નહી, સબબ જ્યાં સુધી ફલી તરફથી તેને ખુલાસો મલે નહી ત્યાં સુધી લવજીએ અનારકલીની બાબદ વીશે વધુ તલાસ કરવી તકુબ રાખી હતી.

પણ જેહાંગીરશાહ, તમારૂં કેહવું ખરૂં હોએ તો પછી આગલ શું? ખરશેદનો "ઓવર કોટ" કાંહા છે. શુ તે પેસ્તુ પોમેતમ પાસે છે? "લવજીએ પુછીયુ."

તેમ કેમ બને? "જેહાંગીરશાહે તુરતજ જવાબ આપ્યો" તેની પાસે તે સબેજ કેમ? લવજી શેઠ, ખરશેદ ખરાસના ખુનીને તમે એટલો નાદાન અને બેવકુફ સમજોછ, એ જાણી મને ઘનુજ હસવુ આવેછ.

અંહ! ઈનસપેક્ટર જેહાંગીરશાહ તમે ઠાકી ટોકી પેસ્તને ખુની ઠેડવવા બેઠાછ "લવજી જરા વીચારમાં પડી બોલીયો" પણ મને તમારી ગણતરી ખોટી લાગેછ.

જોઈશુ. જોઈશુ. "જેહાંગીરશાહને એક નવી તદબીર સુજ પડવાથી મલકાઈ બોલીયો" લવજી સેઠ હું તમુને મારી ગણુતરીનો સરવાલો દેખાડી આપશ. ટેમપલ બારમાં જે ખરશેદ ખરાસ પેસુ પીમેતમ સાથ મોડી રાત વેર બેઠો હોએ, તો ખાતરીથી હું કેહું છ મી૦ લવજી કે મરનારનો પેલો ઓવર કોટ બી કોટમાંથીજ મલી આવવો જોઈએ.

"તીયારે તમો તમારૂ કામ કેમ સરૂ કરવા ધારોછ ?"

જુવો. જરા સાંભલી લેઓ "જેહાંગીરશાહે પોતાની ગણુતરી દેખાડી."

"ટેમપલ બાર"માંથી પેસુ પીમેતમે ખરાસની પુઠ પકડી. રાજાબાઈ ટાવર આગલના બાગમાં મરનારના "ઓવર કોટ "ને કોઈ ઠેકાણુ તેને સંતાડેલો હોવો જોઈએ, એ મારી પાક્કી અને પુરેપુરી ગણુતરી છે.

"તીઆરે પેસુ શું જાણુતો હતો કે રાજાબાઈ ટાવર આગલના "ફુટપાથ" ઉપર ખરશેદ ખરાસ પડેલો છે."

નહી. તેમ નહી. "જેહાંગીરશાહે લવજીને સમજ પાડી." ખરી વાત તો એમ હોવી જોઈએ કે પેસુ પીમેતમ કાંઈ ખુન કરવા તે રાતના જાણી જોઈ ખસરૂ ખરાસ પાછલ ભમતો નહી હતો, પણુ તે કોઈ તેવી તક માટે તઈયાર થઈ રેહલો હોવો જોઈએ. ઓવર કોટ આપવા તે મરનાર પાછલ જાએ છે અને તેટલાં તેની નજર હરથી ફુલીભાઈ અને ખરાસ ઉપર પડે છે. ફુલીભાઈ ખરાસને પડતો મેલી ચાલી જાએ છે, તેટલા વખતમાં પેસુ પેલો ઓવરકોટ બાગમાં કોઇ ઠેકાણુ નાખી સામી બાજુથી આવી ઉભો રેહ છે, અને વીકતોરીયાવાલો તેને કુદરતી રીતેજ ફુલીભાઈ તરીકે સમજવાની ભુલ કરે છે. એજ મારી ગણુતરી છે. અને એ ગણુતરીને આધારે હું મારૂં કામ હવે આગલ ચલાવસ.

એ તમારી ગણુતરી જેહાંગીરશાહ કાંનને ઠીક લાગે છે "લવજી બોલીયો" પણુ બનવા માહાલ છે. હવે તમે કેમ શરૂઆત કરવા ધારોછ વારૂ ?

રાજાબાઈ ટાવરવાલા બાગમાં પેહલાં હું મરનારના "ઓવર કોટ"ની શોધ કરસ. "જેહાંગીરશાહ જવાની તઈયારી કરી ઉઠતા ઉઠતા બોલીયો" પણુ ખરી વાત ! જે કામ સર હું આયો તે તો ભુલીજ ગયો. લવજીભાઈ પેલી બુઢીયા રમજાન તમુને મલવા તેડે છે.

"સબબ !"

"તે મરવા પડી છે !! અને મરતી વખતે તે કાંઈ તમુને કેહવા માગે છે."

અનારકલી વીશે તે કાંઈ કેહેવા માગતી હશે એમ હુ ધારૂંછુ. "લવજીએ અટકલ કીધી" ઠીક છે, આપન જઈશુ. જેહાંગીરશા તમે રાતના આંઠ વાગે મારે બંગલે આવો તે બેહેતર.

## પ્રકરણ ૨૪ મું.

### રમજાન કાંઇ નવી વાત કેહ છે !!

બરાબર આઠને સુમારે ઈન્સપેકટર જેહાંગીરશાહ એક ભાડેની વીકટોરીયામાં લવજીને બંગલે જઈ પુગો, અને તીયાથી લવજીને લઈ કામાટીપુરાની બારમી ગલી તરફ નીકલી ગીયો.

લવજીનુ બધું ધક ધીયાન અનારકલીની આગલી પાછલી જાણુવામાં ભરાયું હતું, અને હાલ ગાડીમાં પડીએ પડીયો પણુ એજ વીચાર તે કરતો હતો, કે અનારકલીએ મરતી વખતે પોતાનો હાલ રમજાનને જાહેર કીધેલો હોવાથી, હવે રમજાન પોતાની આખેરીએ તે જાહેર કરવા માગતી હશે. લવજીની આ અટકલ કેટલી ખરી છે તે તો તુરતજ માલમ પડશે, પણુ જેહાંગીરશાહે તો એમજ નક્કી કીધું કે જયાં છે તીયાં રમજાનને સરવે વાત છુપાવવા માટે શરૂઆતથીજ પઈસાની લાલચ મલવી જોઈએ. પણુ સેઠ અટકલ ખરેખર ખરીજ હતી, સબબ ખરેખર રમજાન હવે મરતી

વખતે પોતાની છાતી ખોલી કરવા તઈઆર થઈ છે.

જેહાંગીરશાહ જેવો કામાટીપુરાવાલા પેલાં કંગાલ મકાનમાં લવજીને લઈ દાખલ થયો તેવોજ લવજીએ સવાલ કીધો.

"મેહનત બરબાદ અને ગુનાહ લાજમ જેવી વાત તો નહી બને જેહાંગીરશાહ. રખેને ઘરડી ઢપી ગેઈ હોએ તો?"

પેલાં બઈરાં કેહ તેમ "ખોટું ખોબાય નહી અને ભુંડુ મરે નહી" તેને મોતની સાથ "કનત્રાકટ" કીધુ છે કે લવજીને મલીયા પછીજ મરવું.

એને શું થયું છે વારૂં?

"બજુ લાલચુની મોહકાન!! કકડતા ખેવડાની ધાર!!! બીજું વલી શું હોએ?"

એટલાં તો તેઓ રમજાનના ઓરડામાં દાખલ થયા. તીયાં પેલીજ કંગાળ ખાટલી ઉપર રમજાનને મરતી હાલતમાં તેઓએ પડેલી દીઠી. જેહાંગીરશાહ રમજાનની ખાટલી પાસે જઈ વાંકો વલી મોટેથી પુકાર કરી તેને ઉઠાડી પોતે લવજી પાસ જઈ પેલી ખખડી ગએલી ટેબલને અઢેલી ઉભો. રમજાન તુરતજ પોતાની બેધ્યાન હાલતમાંથી ઝપકી ઉઠી, ઓરડાની આસપાસ ડોલા ફાડી નજર કરી લવજીને જોઇ બોલી "કોન! તું કોન રે મુવા."

વકીલ હએ, રમજાન, વકીલ હએ. "જેહાંગીરશાહે લવજીને બદલે જવાબ દીધો" કલીફેડકા બચાનેવાલા વકીલ. "બાલીસ્ટર" સાહાબ હએ.

કયું. તેરેકો કયા કેહના હએ રમજાન. "લવજીએ પુછીયું" મુઝે કયુ બોલાને ભેજા.

રમજાને કોર મરડી ખાટલી નીચે પડેલું એક "ટીનપાત" કાહાડી તેમા એક કાલી ખાટલીમાંથી થોડો ખેવડો રેડી ગટાવી જઈ ખંખાર મારી બોલી.

ઇયા અલ્લાહ! ઇયા અલ્લાહ!! ઇયા અલ્લાહ!!! વકીલ સાહાબ. મયે મરતી હું. મેરી ખુતા માફ કરના. વકીલ સાહાબ આપ કુચ ખબર ઉસકે વાસતે પુછને આયે. અરે વોહ તો ગુઝર ગઇ!! જંનત મુકામ હુઇ, ઓર મયે ઉસકી પાસ અબ જાતી હું. અરેરે મેરી બેટી, મેરી બેટી.

બેટી!! જબ તુ કયા અનારકલીકી મા હએ!!! "લવજીએ અજાયબીમાં ગરક થઈ પુછીયું" અનારકલી તેરી બેટી!!!

હા. મેરી બેટી!! મેરી બેટી!!! "રમજાન ગુંગલાતે અવાજે બોલી" આપ કયા જાને. વકીલ સાહાબ, આપ અગર દસ પંદરા બરસપર બંબઈમે હોતે તો અનારકલીકુ અચ્છી તરેહસે પયછાન લેતે.

નહી. મય ઉસ વખ્ત બીલાયતકો થા. "લવજીએ જવાબ દીધો."

અનારકલી!! અમરીતસરકે અનારકી ખીલી હુઇ કલી. "રમજાન બકવા લાગી" અમરીતસરકા તારા—લાહોરકા સેતારા—મેરી હીનદુસતાનકી બેગમ!! વકીલ સાહાબ, જીસકે ગલેકી એક એક તાંનપર સો સો રૂપઈઓકી પડત મુજરેમે પડતીથી. અરે મેરી બેટી!! બેટી!!! જીસકે નામ પર સારા લાહોર મુલતાન ઓર અમરીતસર દીવાના થા. કમબખ્તી મેરી લગી જો ઉસકો મયે બંબઈમે લેકે આઇ. ઓર વોહ મુવે બદમાશને આખીરશ એ રાસતા દીખાયા. ઇયા અલ્લાહ!! અરે અલ્લાહ!!

વોહ બદમાસ! "જેહાંગીરશાહએ લવજીનો હાથ ડાબી રમજાનને પુછયું." કોણ બદમાસ?

વોહ! વોહ!! દુસરા કોન!!! 'રમજાને બેધ્યાનીમાં જવાબ દીધો" હીરે ઓર મોતીવાલા—ચાંદી ઓર સોનેવાલા—બાગ ઓર બગીચેવાલા.——

એ કોન સારૂ કેહ છે જેહાંગીરશાહ? "લવજીએ જેહાંગીરશાહને પુછીયું" ઉસકા નામ કયા રમજાન?

ગાંધીશેઠ ! ગાંધીશેઠ "રમજાને તુરતજ દબાતે અવાજે જવાબ દીધો."

ગાંધીશેઠ !! "લવજી આએ નામ સાંભળી ચમકી બોલ્યો અને જેહાંગીરશાહ તો દઘાઇજ ગીયો" ગુસતાદજી ગાંધીશેઠ ?

હા વોહી ! વોહી !! "રમજાને બોલવા માંડીયું" વોહ ખાનાખરાબને મેરા ખાના ખરખાદ કીયા—મેરી બેટીકી ઇઝતકી ખરબાદી કીઈ. ઉસ બીચારી ભોલી ભાલી કો સમજાકે ફુસલાઇ, ઔર પઇસેકી લાલુચસે ઉસકે ફંદભરે પ્રીતુરકી જાલમે ફસી. અરેરે અલ્લાહ ! અલ્લાહ !! વોહ દગલબાજને હમસે દગા કીયા—વોહ મતલબબાજને હમકો છોડ દીયે—હમકો છોડે, ઇતનાહી નહી પર વોહ બીચારી માસુમ લડકી.—

લડકી ! અનારકલીકી લડકી "જેહાંગીરશાહે ડોલા ફાડી પુછીયું" ઉસકા નામ.

પંપા "રમજાન મરતાં મરતાં રડતી બોલી." અનારકલીકી બેટી—મેરી બેટી અનારકલીકી લડકી પંપા. કયા પંપાકો તુમ પેછાનતે નહી. "ઇનીસપત્તર" સાહાબ "રમજાનનો અવાજ હવે ઘનોજ દબાઇ જતો હોવાથી ધીમે અવાજે બોલવા લાગી" પંપા ઓર ગાંધીશેઠકી બેટી ગુલબાઇકી કયા સગાઇ હએ વોહ આપ દરીઆફત કરો——

હું ધારૂંછ કે હવે આપરે હીયાથી નીકલી જઇએ "લવજીએ જેહાંગીરશાહને કાનમાં કેહું" આએ બુઢીએ એવો એક ભરમ ખોલીયોછ, કે તેથી મારી અક્કલ હેરાન છે. જવાનીના વખતમાં, જવાનીના જોર સાથ તાંબાના તાપથી જોકે એવી નાલાએક ચાલ ગાંધીભાઇએ ચલાવેલી સાબેત થઇ છે, તો પણ તેનો તેને પાછલથી પસતાવો પણ તેવોજ જબુન થવો જોઇએ. આપણ સરવે ભુલને લાએક છેઇએ. નીતીનો સવાલ ધ્યાનમાં લેતાં આપણુંને વીચારવાનું છે કે કાચના ઘરમાં બેસી બાહાર પથ્થર ફેંકનારાઓએ પોતાની ખરી હાલતનો પુખ્ત વીચાર કરવો જોઇએ. એટલાં માટે ગાંધીભાઇની એવી ચાલ ઉપર કાંઈ પણ વીચાર કરવા આગમજ આ કંગાલ મકાન આપણ જેમ બને તેમ જલદી છોડી જઇએ. દેખીતું છે કે આ બુઢી રાત ભાગ્યેજ કાહાડે.

જરા સબર મને એકજ બાબદ જાણવી છે "જેહાંગીરશાહે જવાબ દીધો" રમજાન ગાંધી શેઠ પંપાકો પએછાનતા હએ.

પએછાનતા હએ ! નહી. પંપાકો વોહ નહીં પએછાનતા. વોહ મર ગઇ અએસા ઉનકો ખયાલ હએ!! "બુઢી બોલી" અપને બચેકો નહી કોન પએછાને. પર ઉસને એ બાત છુપાનેકે વાસતે મુજે પઇસે દીએ!' મેરી ખુશામદ કીઇ. એક હજાર એક વખ્ત—એક હજાર છસો દુસરી વખ્ત—સાતસો એક વખ્ત—તીન હજાર દો વખ્ત—ફેર દો હજાર—ફેર તીન હજાર દીએ. ઓર જબ—પર અરે મેરી છાતીમે—મેરી છાતીમે—ઓ કોઇ આવ—મેરી પંપા—મેરી બેટી—અનાર—અનાર—કલી—ઓ ઓ—

હું ધારૂંછ કે એ મરેછ. "લવજીએ કેહયું."

એમજ છે. "જેહાંગીરશાહે જવાબ દીધો" એનો દમ રૂંઢાઇ ગએલો લાગેછ. સીહા રાતની અનધારી વચ્ચે વાદલ ફાટી સુરજ નીકલી આવવાથી તેની રોશની જોઇ જેટલો હું અજબ પતે, તેટલોજ આ રમજાનની વારતાથી હું અજબ થયોછ.

બેશક, "લવજીએ જવાબ દીધો." કલીએ ફાસીને સવાધીન પોતાની ગરદન કરવાનો તો આ ભેદ હતો !! તેની હુજતને હું તે વખત ધીક્કારતો હતો, પણ આ ખરી બીનાનો ભેદ જાણીયા પછી હું તેની હીમત ઉપર આફરીન કરૂંછ.

જેહાંગીરશાહ તુરતજ લવજીને પોતાસાથ લેઇ રમજાનના મકાનમાંથી નીકલી પડીયો, અને વીકટોરીયામાં બેસી પોતપોતાને મકાને નીકલી ગીયા.

## પ્રકરણ ૨૫ મું.
## માથેરાનથી મુંબઇ.

"આજનુ કામ કાલપર રાખવામાં સાર નથી." ફલીભાઇને માથેરાનથી નીકલી મુંબઇ આવયાને આજ આઠ દીવસ થયા પણ હજી તે લવજીને મલવા ગીયો નહી. આજે જવસ, કાલે જવસ, સહવારે જવસ, સાંજે જવસ, એમ ધીલ કરી તેને એક અઠવાડીયુ ગાલી કાહાડીયું.

ગોવાલીયા તલાવ ઉપર આવેલા પોતાના મકાનમાં હાલ તે પોતાના વીસવાસુ બટલર ભાંમલા સાથ માથેરાનથી આવી ઉતરીયો છે. તેનો આગલો રંગીલો સ્વભાવ અને મોજીલો ખવાસ, એ સઘલુ તજી તે હવે મુંબઇમાંથી એકાંત રેહવાની તજવીજ કરે છે, કલબમાં આગલ માફક તે જતો નથી. પોતાના માનીતા અતલગના મીતરોને હવે તે મલતો નથી અને કોઇ જો તેની મુલાકાતે આવે છે તો પોતે બંગલામાં હોવા છતાં "શેઠ ઘેરમાં નથી" એમ જણાવવાનો હુકમ ભામલાને આપે છે.

ગોવાલીયા તલાવ તરફની એકાંટ જગા છોડી કદીબી તે કોટ કે ઇંગરેજ બજાર તરફ કે ઍપોલો કે બેન્ડ સ્ટેન્ડ તરફ ફડકતો નથી. સમી સાંજના દીવા લાગા પછી તે હમેશા નવતરૂ થવા બાદ પગે ચાલતો તે કોઇ વખત એકાંત રસતા ઉપર ફરી પોતાનુ મન રીજવી બદનને જોઇતી કસરતની હાજત પુરી પાડે છે, અને તેની આવી બદલાએલી હાલત જોઇ તેનો વીસવાસુ ભામલો મનમાં ને મનમાંજ મુઆયા કરે છે.

ભામલા, જો હું જરા કામમાં રોકાઉછ. આજે સનવાર છે એટલે કોઇ જરૂર ઓરીયા ખાંપરીયા આવસેજ. વાસતે કોઇબી આવે તો કેહજે કે શેઠ હમનાજ બાહાર ગીયાછ. જો તે થબવા માગે તો જણાવજે કે રાતના મોડેથી આવવા કેહી ગયાછ, "ફલી ભામલાને પાઠ શીખવી પોતાના ઓરડામાં એક નાવેલ લેઇ દરવાજો બંધ કરી વાંચવા બેઠો."

અરધો કલાક કે પોનો કલાક નહી થયો હશે તેટલાં ફલીભાઇનાં ઓરડાનો દરવાજો ભામલાએ ઠોકીયો. ફલીભાઇએ ઘણીજ આનાકાનીથી બારનુ ઉઘાડી તકાદાથી પુછીયુ "શું છે ?"

આ એક કાગજ છે છાબ. "ભામલાએ સહવારના પોસ્ટની પેહલી ડીલીવરીમાં આવેલું એક કાગજ દેખાડી કેહયું."

લાવ જોઉ "ફલીએ તે કાગજ ભામલાના હાથમાંથી લેઇ પાછા દરવાજા બંધ કીધા."

ઓહો ! "પરબીડાંપરના હરફ ઓલખી બોલયો" આતો મારી ગુલના દસકત છે.

કાગજ ઉઘેડી સરવેથી પેહલાં તેણે તે હરફોને પોતાની આંખોમાં દાબી ચુમબન કરી વાંચવા માંડીયું.

માહીમ,

તા૦ ૮મી જાનેવારી ૧૮—

"ગુલવીલ"

મારા વાહાલા ફલી,

બાવાજી અને હું આજે સહવારની ગાડીમા માથેરાનથી આવી પુગાં છેઇએ. મારી તબીયત બીલકુલ ખુશ છે, અને હું આસા રાખુચ કે તુ વાહાલાની તનદરોસતીબી સારી હશે. આજે રાતના આપાણ સાથે ખાનું લેઇશુ, વાસતે જરૂર આવવાને ભુલવુ નહી. નહો આવી મને નીરાસ ના કરતો કલો. તારા દીદારના દરશન વગર અધીરી પડેલી.

તારી તાબેદાર

ગુલ ગાંધી.

અંહ ! "ફલી પાછો વીચારમાં આ કાગજ વાંચી ગરક થયો" તીયારે હવે માથેરાનથી તે પાછો મુંબઇબી આયો. અને મને તેની સાથે પાછુ ખેલાવું, રોડાવું, ખાવું, પીવું અને હસવું બોલવું પડશે. એ સઘલું કોણને ખાતર. મારા પ્યારને ખાતર—મારી સાચી અને ખરી પીતને ખાતર—મારી ગુલને ખાતર. તેનેજ ખાતર. તેનેજ લીધે આએ મારી હાલતને વશ થઇ પડવુ પડેછ. જે સંકટ સમે મારી સોડસોક

ઉભી રેહી મારા દુઃખની દાજથી દીવાની થઇ, તેને હવે હું તજી તરછોડી જાઉં, તો મારા જેવો એખલપેટો અને મારા જેવો હીચકારો બીજો કોઇબી નહી. પણ અરેરે ગુલ ! તારૂં શેવટે શું થશે!!

અને બનાવ તેવાજ બનીયા હતા. નાતાલની મોસમ હવે પુરી થઇ હતી. માથેરાનવાલી પોતાની "ઝરદાવર વીલ" પોતાના કારભારીયોને સવાધીન કરી ફલીભાઇના મુંબઇ નીકલી આવવા બાદ, માથેરાન આસતે આસતે ખાલી થવા લાગ્યું. "ગરગર વીલ" વાલાં પીલાંમાય તથા બટકમાએ—ગુલાનાં સોબતીઓ—પણ મુંબઇ નીકલી ગીયાં, એટલે કાવસજી કરાકરીના સુરીલાં ગાએન સાંભલનારાઓની સંખયા ઓછી થઇ. જરબાઇ જુહાકનુંબી દીલ ઉચલ પડીયું, અને એટલામાં પેલી "નામાકીત" નાટક મંડલીના "ગ્રી કવારટર" માલેક મી૦ અરદેસર અરભંગે મી૦ કરાકરીને પોતાનો કરૂણારસીક નાટક પુરો કરી આપવાની કાકલુદી સાથ અરજ કરનારો એક કાગજ લખવાથી તેવન પણ તરતજ પોતાના "લાએકોસીટી" ભરીયા મીસીસ સાથ મુંબઇ આવી લાગા. ડાકટર શામરાવ પણ તેજ દીવસે બીજા મીતરો સાથ માથેરાનથી હેઠલ ઉતરીયો, અને એ રીતે માથેરાન જાનેવારી માસના પેહલા અઠવાડીયાની આખેરી આગમજ ખાલી થઇ જવા પછી, ૮મી તારીખે ગાંધીભાઇ પોતાની લાડકી દીકરી ગુલાં સાથ પાછા મેહમ ખાતે આવેલા પોતાના નહાના પણ સુંદર "ગુલ વીલ" વાલા મકાનમાં જઇ વસીયા.

ગુલાંની તબીયત સુધરતી જતી હોવાથી ગેઇ ગુજરીનો હવે તે ઘણો ખીઆલ કરતી નહી હતી. "દાદરવાલા ખુન"ને આજકાલ કરતા તન મહીનાં હવે થઇ જવા આવ્યા હતા. અને રફતે રફતે હવે ખરશેદ ખરાસના ખુનવાલી બીના ઉપર "ટાઢુ પાણી" પડતુ જવાથી લોક તે બીના ભુલી જવા લાગું હતું. એમ કેહીશું તો માલશે કે લોક તે વાત હવે ભુલી ગયું હતું. ખુદ પુલીસે પણ એ બીના પર હવે ટાઢુ પાણી રેડવાની પેરવી કીધી હતી.

તોપણ મુંબઇમાં ફકત બેજ ખંતીલા માણસો એ કરપીણ કામના કરનારને શોધી કાહાડવા ખંતથી કામ કરતા હતા. એ બેજન કોઇ નહી પણ ખાનસાહેબ જેહાંગીર શાહ ઇન્સપેકટર અને લવજી બેરીમટર હતા. બંને જરથોસ્તી હતા, એટલે કોમની દાજ અને હવે પછીની તેમના જાન માલની સલામતીનુ હીત હઇડે ધરી, ખરશેદ ખરાસના ખરા ખુનીને સોધી કાહાડવા વગર સવારથે અને વગર હાસલે મેહનત કરતા હતા.

જેહાંગીરશાહ તો પેસુ પેમેતમ પાછલ ખાઇ પીઇને શકની નજરથી જોતો હતો, પણ લવજીના ધ્યાનમાં એ વાત ઉતરતી નહી હતી, તો જોકે રમજાનના મરતી વખતના ભેદ ભરીયા ખુલાસાથી નવીજ વાત તેને માલમ પડી હતી. એટલું છતાં આ બાહોશ બારીસ્ટર એકાએક કાઇબી નક્કી ઠેડાવ ઉપર આવવા ઘણીજ આનાકાની કરી મનમાં બોલીદો "પણ ફલીને અનારકલીએ શું કેહું છે તે જયા સુધી હુ જાણુ નહી, ત્યાં સુધી ખરશેદ ખરાસના ખરા ખુનીને સોધી કાહડવાનો ખરો રસતો મને મલનાર નથી."

લવજી જ્યારે ફલીનુ "કનફેસાંઉ" જાણવા ખાતી થતો હતો, ત્યારે ઇન્સપેકટર જેહાંગીરશાહ ઘણીજ સાહુચેતીથી પેસુ પેમેતમ વીરૂધ જબાની એકથી કરવામા ગુંટાયો હતો.

એવી રીતનો આસપાસનો મામલો હતો.

ગુલનુ કાગજ વાંચી ફલીએ સાંજની તરેનમા મેહમ જવાનો ઠેડાવ કીધો. ગાંધી ભાઇ તરફ તેના વીચારો બદલાયલા હોવા છતાં તે ગુલ તરફ પોતાના પાક્કા પ્યારની "મેકનાટીસ"થી ભરેલી અસરથી ખેંચાઇ જતો હતો.

મારે જવુંજ જોઇએ. "ફલી મનમાં બોલ્યો" બીજા સાથ મને શું કામ છે. મને

મારી પ્યારી સાથ કામ છે. મારી ગુલ સાથ કામ છે. તેને મારે માટે ઘણું ખમેલું છે. તેને મારે માટે ઘણું વેઠેલું છે. હું તેને દલગીર નહી કરસ. હુ જવસ. હુ ખચીત જવસ. હું તેને મલસ. પણ હું તેના બાપને મલવા માગતો નથી વાસતે બેહતર છે કે સાંજની તરૈનમા જલદીથી જમી લેઇ મેહમ નીકલી જવસ. પણ હુ તેની સાથ ખાનુ તો કદી લેનાર નથી. બેશક ગુલ તેથી નારાજ થશે. મારી વાત જોતાં સરવે જમવા ખોટી થશે. પણ કાઇ ફીકર નહી. હુ આઠ વાગા પછીની કોઇબી તરૈનમા જવસ એટલે એ લોક જમી રહેલાં હશે.

## પ્રકરણ ૨૬ મું.

### એ ભુલ કોણુની? ગુલની કે ગાંધીની?

પતંગીયાનો જીવ જેમ ચેરાગ ઉપર કુરબાન છે—મચ્છીનો જીવ જેમ પાણી વગર તલમલે છે—ચકોરનો પ્રાણ જેમ ચદ્ર ઉપર મરે છે—તેમ ગાંધીની ગુલાનો જીવ ફૂલીની પ્રીતની અગનમા બલતો હતો. સાંજ પડી એટલે ફૂલીને એસતકબાલ લેવાના હેતુથી ગુલ વીલના "ગેટ" આગલ ગુલ જઇ ઉભી. પાચ થયા—સાડા પાચ—છ—સાડા છ. શું થયું! કાગજ મલ્યું હશે કે નહી ?! "ગુલ ઉદાસ દીલે સ્તેશન તરફના રસતા ઉપર દુર નજર ફેંકી મનમા બબડતી" કાગજ મલે તો આવવોજ જોઇએ, અને જો નહી આવે તો કાગજ નથી મલ્યું એમાં તો ફૂજરાબી શક નહી. હવે એ નહી આવે. સાત થયા. કદાચ સાડા સાતની ગાડીમાં આવે તો આવે, અને નહી તો—

ગુલના દીલનો આવો ગભરાટ હતો. એ ગભરાટ ફૂલી તરફ તેના ખાલેસ પ્યારનો હતો. એ ગભરાટ; તેની મીઠી પણ વફાદાર મોહબતનો હતો. સાડા સાતની તરૈનની રાહ જોઇ અંતે ગુલ બંગલા તરફ પાછી ફરી, અને આંઠ વાગે પોતાની ટેબલ બીછાવવાનો તેને હુકમ કીધો.

ગાંધીભાઇ મુંબઇ ગીયા હતા, એટલે ગુલ પંપા સાથ ઘરમાં એખલીજ હતી. ટેબલ તો બીછાવી, પણ ભુખ તે કયાંથી લાગે. ગુલની ભુખ ગુમ થઇ ગઇ હતી. ખાધું નહી ખાધું એ તેને મન સરખુંજ હતું. સબબ તેનો જીવ બેચેન બની ગયો હતો.

ટેબલપરથી ઉઠી ઘડીઆલ તરફ નજર કરી જોતા તેને માલમ પડીયું કે સાડા આઠ થયા હતા

વરંનડા ઉપર જઇ બાગમા નજર કરતાં તેને આસપાસનો દેખાવ ઘણોજ મનપસંદ લાગો. રાત ખુદ રલીઆમણી હતી, સબબ પુનમનો ચાંદ કેવારનો ઉગી ચુકી બાગને પોતાના રૂપેરી કીરણોથી સીગારી નાખ્યો હતો. ગુલ ધીમે કદમે પોતાના બેચેન જીવને રીજવવા બાગમા ઝાડોની ઘટા વચ્ચે બનાવેલી બેઠક ઉપર જઇ બેઠી——

"ફૂલી. ફૂલી. તું કેમ નહી!! તુને કાગજ મલ્યૂ નહી, તેથીજ તું નહી આયો!!"

પણ તેટલાં ગેટના દરવાજાની સાકલ ખખડી અને ગુલ તે અવાજ સાભલી પોતાની બેચેન હાલતમાંથી જાગરૂત થઇ. તુરતજ તેણી ઉઠી દરવાજા તરફ પોતાની ડોક ઊંચી કરી નજર કીધી તો તેનીએ કાલા દગલાવાલા એક પારસીને હાથમા પાઘડી લેઇ બાગમાં દાખલ થતા જોયો. ગુલ-તેને તુરતજ પીછાણી તેની પાછલ હરખભરીએ દીલે દોડી બોલી. "ફૂલી! ઓ તું આયો કે. કેમ! એટલું મોડું કેમ થયુ ડીયર!!

હું કાંઈ ફૂલી નથી ગુલ. તું છેતરાઇ દીકરા. "ગાંધીભાઇએ તુરતજ ગુલને બોલતા સાંભલી જવાબ દીધો, અને ગુલ પોતાની ભુલ ઉપર મુઝાવા લાગી."

કોણ બાવાજી!! "ગુલ અજબ થઇ બોલી" ઓ માઇ! હું તો તમુને ફૂલીજ સમજી!!

નહી કાએ સમજે "ગાંધીએ જવાબ દીધો" "કાલાં કાલાં બધાંજ જાંબુર કે ગુલ."

હા! મને તો તેમજ લાગુ બાવાજી. "ગુલે ગાંધીભાઈની કેહવતને તોડવાની તજવીજ

કીધી" ખરેખર, મારા સમ! ચાંદનામાં પાછલથી જોતાં તમારામાં અને ફલીભાઇમાં સેહજબી ફરક નથી પડતો. કદમા અને દેખાવમાં તમને કોઇબી આએ દગલામાં ફલીભાઇ તરીકે સમજે એમાં નવાઇ નથી. હું પોતે છેતરાઇ તે જોયું નહી ?

તું નહી કાએ છેતરાએ. "ગાંધીએ વાંકા ટીકા જવાબ દીધા" આજકાલ તારૂ ધીઆન ઠેકાણે હોએ તો કે! જરા સુધ ઠેકાને રાખ !! જરા ધીઆન રાખ છોકરી !"

ગાંધીભાઇને એકાએક એ શું થયું ? એમ બોલતાં બોલતાં ગુસ્સે થઇ તેવન ગુલને મુકી બંગલામાં ચાલી ગીયા, અને ગુલ આવી રીતનો મામલો જોઇ દઘાઇજ ગેઇ. પણ ગાંધીભાઇની આવી ચાલથી તે ઘણી અજબ થઇ નહીં. આજકાલ તેવનનો સ્વભાવજ બગડી ગએલો છે, એટલે ગુલ ગાંધીભાઇને દરેક રાતે તપાસી લેતી હતી.

વીચારના વમલમા વીટલાએલી ગુલ, ગાંધીભાઇના આ એકાએક ગુસ્સાનું કારણ કાંઇબી સોધી કાહાડે તે આગમજ ફરીથી બાગના "ગેટ"ની સાંકલ ખખડી. ગુલે ફરીથી પોતાની નજર "ગેટ" તરફ ફેરવી અને તુરતજ ફલી તેની સાબે આવી ઉભો.

કોણ ! ફલી!" "એટલું બોલતાંજ ગુલ તેને ભેટી પડી.

હા. ફલી નહી તો બીજુ કોણ !! "ફલીએ ભેટી પડતાં જવાબ દીધો" કેમ છે ડીયર.

પણ તું કાંહાંથી આયો "ગુલ તેનો ચેહરો તપાસી જોઇ બોલી." અને આટલો મોડો કાએ આયો. મારી ચીઠી તુને કયારે મલી—ટ્રેન "મીસ" કીધી કે શું ડીયર?

અરે પણ ધીરી થા—જરા ધીરી તો થા "ફલીએ હસતાં કેહલું" એકદમ કેટલા બધા સવાલ ઉપર સવાલ કરેછ! મારૂ એક મોહડું એકકી વખતે તારા આટલા બધા સવાલના એકદમ તે કેમ જવાબ આપે!!

વારૂ ચાલ જાન, હું તુને એકબી સવાલ હવે નથી કરતી. "ગુલ ફલીનો હાથ પકડી બોલી" તુ આયો એટલે બસ. હું સાંજની પાંચ વાગતાથી તે હજી સુધી તારી રાહ જોતી હતી. પણ ફલી, હમના એક એવી હસવા જેવી મારાથી ભુલ થઇ ગઇછ કે શું કહું! બાવા મુંબઇથી હમનાજ આયા, તેવનને ભુલમાં ફલી સમજી, મેં પાછલથી તેવનનો દગલો પકડીયો——

ખરેખર ! "ફલી ગુલનો ચેહરો જોઇ બોલયો" એ શું બોલેછ ડીયર !!

મારા સમ ફલી! "ગુલે ફલીને મનાવવાની હુજત કીધી" તારા જેવોજ કોટ અને તારીજ કાની પાઘડી હાથમાં પકડેલી, તે હું તો તુનેજ સમજી.

ગુલ બોલી રેહી, પણ ફલીએ કાંઇ જવાબ દીધો નહી. ફલી ગુલના સખુનો સાંભલી એક ઠંડી ટાહાડનુ લખલખુ ભરાઇ આયું હોએ, તેમ કમકમી વીચારમાં પડીયો. તેને લાગું કે ગાંધીભાઇ વીશે તેનો શક રફતે રફતે ખરો પડતો જાએ છે, સબબ તેજ વખતે તેને પોતાની આગલી હાલતનો ખ્યાલ આયો. અને મનમાં બોલ્યો "જે શખ્સ ખરશેદ ખરાસને લેઇ રાજાબાઇ ટાવર આગલથી વીકટોરીયામાં બેઠા હતો, તે મારાજ જેવા કદનો ઉંચો અને પતલો હોવાથી, પુલીસે તેને બદલે ભુલમાં મને ખુની તરીકે પકડેલો હતો. ત્યારે શું તે શખસ ગાંધીભાઇ તો—છટ છટ ! એમ બનેજ નહી !!"

ફલી જ્યારે ઉપલા વીચારની વમાસનમાં પડેલો હતો, ત્યારે ગુલ તરેહવાર રીતની વાતોનો પટપટારો કરાઆજ કરતી હતી. ખરી વાત તો એ હતી કે ગુલના બોલવા ઉપર ફલીનુ ધ્યાન હતુંજ નહી; તે તો ખરશેદ ખરાસનાં ખરા ખુનીની અને પોતાના બદનના બાંધા અને કદની ઉંચાઇ સાથે ગાંધીભાઇના શરીરની રચના અને બાંધાને સરખાવી લાંબી લાંબી ગણતરીઓ કરતો હતો.

તારૂં ધ્યાન કાંહાં છે ફ્લી "ગુલ ચીરકાઇને બોલી" શું કલબનો કાંઇ વીચાર કરેછ કે ડીયર !

મારી કલબ તું છે ગુલ "ફ્લીએ ગુલ-ના માથા ઉપર હાથ ફેરવી કેહયું "મારો દોસ્ત આ દુનીયામા ફક્ત એકજ છે, અને તે તુજ છે. મારી ગમત. મારી રમુજ એ સરવે તું છે ગુલ. મને માફ કર, હું જરા "એબસંટ" હતો. પણ હવે બાગમાં તું કાંહાં સુધી મને ઉભી રાખેછ. ચાલ બંગલામાં જઇએ.

ગુલ ફ્લીનો હાથ પકડી તેને બંગલાના પાછલા દીવાનખાનામાં લઇ ગઇ, અને પોતે તેની આગલ બેસી વાત કરવા લાગી. પણ ફ્લી પાછો વચમાં બોલી ઉઠીયો :—

જરા સબર ડીયર. તું જ્યારે તારા બાવાને તારો ફ્લી સમજી, ત્યારે તેવન કંઇ બોલ્યા હશેની ! તેવને શું કહયું ગુલ?

તેવન એકાએક કાંઇ ગુસ્સે થઇ ગીયા. "ગુલે જવાબ દીધો" પણ એવનનો સ્વભાવ આજકાલ બગડી ગયો છે ફ્લી. ડાકટર શા-મરાવે માથેરાનમાં મને કેહયું હતું કે એવનને "હારટ દીઝીસ" થયું છે.

આ વાત ચાલતી હતી તેટલાં બાહાર-થી એક પારસીએ "ગેટ"ની સાંકલ ખખ-ડાવી અને રામોસીએ તુરતજ દરવાજો ઉઘા-ડી પુછીયું.

"કોન હુએ સાહાબ?"

"ગાંધી શેઠ કો જરૂરકે કામકે વાસતે મીલના હએ. દરવાજા ખોલો."

રામોસીએ દરવાજો ખોલીઓ, અને આ મોડી રાતે મલવા આવનાર પારસી લાગલો ગાંધીભાઇને મલવા પેહલે માળે ચડી ગયો. ફ્લી અને ગુલ પાછલા દીવાનખાનામાં બે-ઠેલાં હોવાથી આ મોડી રાતના મલવા આવે-લા પારસી ઉપર તેમની નજર પડી નહી, પણ "બટલર ક્રએટાન" જ્યારે ગાંધીભાઇને સરેસતા ધરમાને રાતના "કાફીનુ કપ" આપી નીચે ઉતરીયો, ત્યારે તેને ગુલબાનુને જણા-વીયું કે શેઠ કોઇ પારસી સાથ ઉપર વાતે બેઠા છે.

વખત વેહવા લાગો. ફ્લીને રીજવવા ગુલ તરેહવાર વાતો કરતી, પણ ફ્લીનુ ધ્યાન જુદે જુદે ઠેકાને ભમતું હોવાથી ગુલની વાત સાંભલે નહી સાંભલે તોબી ડોકી ધુનાવી હ-સવાનું અને રાજી થવાનું તે ડોલ ઘાલતો. પણ તે કાંઇ ગુલ તરફ બેવફા નહી હતો! તેથી કાંઇ ફ્લી ગુલને નહી ચાહતો હતો એવું સાબેત નહી થતું હતું! કે નહી તે ગુલ તરફ બેદરકાર હતો !! તેનુ ધ્યાન ગાંધીભાઇએ ગુલને આજે રાતે બાગમાં જે ભુલ ખવડાવી હતી તે વાતમાં રોકાયું હતું.

પણ એ ભુલ કાંઇ ગાંધીભાઇએ જાણી જોઇ ગુલને ખવડાવી નહી હતી. ગુલની આ એક ભુલ હતી, અને તે એક નજરની ભુલ હતી. ગુલની નજરે ભુલાવો ખાધો એટલે તે ભુલ ગુલે પોતે કરી હતી, અને ગાંધી-ભાઇ તે ભુલનુ કારણ થઇ પડીયો હતો.

વાત વાતમાં જીવ નહી, પણ નવા પ્યારની વાતો કદી પુરી થતીજ નથી. વાત કરે કરે ને તેનો છેડોજ નહી. વખત જ્યારે ઘણો વહી જાએ, ત્યારે તેઓને અજબ જેવું લાગે. "મરેરે ! એટલા વારમાં એક કલાક થયો !! ફ્લી મને તો જાણુ પંદર વીસ મીનીટ થઇ હોએ એમ લાગેછ. !!!"

પણ તેટલાં પેહલે માળથી ગાંધીભાઇના ઓર-ડામાંથી એક ચીસ આવતી ગુલને કાંને પડી. રાત નવરી અને વખત એકાંત હોવાથી ગુલે તેમજ ફ્લીએ તે ચીસ પરગટ સાંભલી. ગુલે તે ચીસ પોતાના બાપની છે એમ નક્કી પી-છાનતાજ ડાકટર શામરાવે કરેલી આગાહી તેણીને તુરતજ ઇઆદ આવી, અને તેજ વ-ખતે તે ફ્લીને મુકી પેહલે માળે ગાંધીભાઇના ઓરડા તરફ દોડી ગઇ, અને ફ્લી નીચે "હૉલ" માં દાદર આગલ ઇનતેજાર ઉભો રેહો.

બાવાજી બાવાજી "ગુલે બાહારથી દર-વાજો ઠોકી પુછીયું."

એ કોણ છે? "ગાંધીબાઈએ તુરતજ અં-દરથી પુછીયું."

"કોઈ નહી એ તો હું છેઉ બાવા ?"

"કંઈ નહી. કંઈ નહી મામે. હું સારી કાંની છેઉ *દીકરા. તું જા મામે, હું હમના નીચેજ આઉછ."

ગુલની આ સઘીઆરાથી ખાતરી થઈ નહી. પણ લાચાર. તેણીને પાછુ નીચે જવુંજ પડીયું.

કેમ શું છે ? " ફુલીએ ગુલને પુછીયું."

એવન કાંઈ બોલતા નથી. " ગુલે જ-વાબ દીધો " પણ મને લાગેછ કે એવન કાંઈ ચમકીયા હશે ! ત્યાં સુધી એમ ઘુમ પાડી ઉઠે નહી. એવનની મને મોટી ફીકર છે ફુલી. ડાકટર શામરાવે મને કેહયુંછ કે કોઈ વખત બોલતાં બોલતાં——

ગુલની આંખમાં આ સખુનો બોલતાં પાણી આવી ગયાં, અને ફુલી તેને ધીરજના સખુનથી મનાવી વરનડા ઉપર લેઈ જઈ એક ખુનામાં બેસી તેનુ દીલ રીજવવા લાગો.

પણ તેવામાં ગાંધીબાઈની મુલાકાતે આ-વેલો પેલો પારસી ઉપરથી ઉતરી આવી રામોસી પાસ દરવાજો ઉંઘડાવવા માટે વરનડા ઉપર ઉભો રેહી આસપાસ નજર કરવા લાગો. ફુલીએ વરનડાના ખુનામાંથી વાંકી નજર કરી આ મોડી રાતે મુલાકાત લેનાર પારસીનો ચેહરો જોવાની તજવીજ કીધી. ફુલીએ તેને તુરતજ ઓલખીયો, અને પોતાની પક્કી ખા-તરી કરવા ખંતી થઈ દુરથી ટીકી ટીકી તેનો ચેહરો જોવા લાગો.

એ કોણ પારસી છે ડીયર? "ગુલે ધી-મેથી પુછીયું."

જરા સબર કર ! "ફુલીએ કાનમાજ જવાબ દીધો" હું એને ઓલખુંછ !!

પેલો પારસી તેટલાં વરનડા ઉપરથી નીચે ઉતરવા લાગો, અને પોતાને કોઈ ઓ-લખી નહી કાહડે તેટલાં માટે એક લાબ્બો ઉનનો ગલેબંધ તેણે પોતાને ગલે વીટાલી તેમાં પોતાનું અરધું મોહડું ઢાંકી નાખીયું પણ તેજ વખતે ફુલી બતીના ઉજાસ વચ્ચે તેનો ચેહરો ઓલખી કાહાડી બોલ્યો " પેસુ પોમેતમ !! "

પેસુ પોમેતમ ! "ગુલ આએ નામ સાં-ભલી ચમકી, અને તુરતજ ફુલીની ખાંધ ઉપર હાથ નાંખી પુછીયું" પેસુ પોમેતમ ! ખરશેદ ખરાસનો દોસત !!

"હા તેજ. ખરાસનો દોસ્ત, જેને મારી વીરૂધ "સેશન્સ"માં શાખસી આપી હતી !!"

## પ્રકરણ ૨૭ મું.

### ખુશી અને બેકરારીની અદલા બદલી.

પેસુ પોમેતમ ગીયો ખરો, પણ સાથે લાગો ફુલીને કાંઈ ભેટ આપી ગયો ! તે એક ચીજ ફુલીને ભેટ આપી ગયો અને બીજી ચીજ લેઈ ગયો.

એ વલી નવી શું બીના છે !"

પેસુ પોમેતમ જેવો ગીયો તેવોજ ફુલીને જબરી ચટપટ આપી ગયો એ એક ચીજ હતી, અને ફુલીની ખુશાલી લુટી ગયો એ બીજી ચીજ હતી.

પેસુના ગયા પછી ખરેખર ફુલીને જ-બરી ચટપટ પેદા થઈ. ગુલાં સાથ જે થોડી ઘણી વાતચીત તે હસી બોલી કરતો હતો, તે તેનું હસવું બોલવું ઉડી ગયું અને નીરાસી સાથ પેસુના ગયા પછી, ફુલી ગુલવીલના વ-રંડા ઉપર લગભગ એક કલાક સુધી વીચારના વમલમાં પડી રેહો. ગરીબ બીચારી ગુલ. ફુલીની આ નવી બદલાએલી હાલતનો તેને કાંઈબી ખ્યાલ નહી હતો.

ફુલી ! ડીયર !! એ વલી તુને શું વાત ઈયાદ આવી? બોલની !! "ગુલ ફુલીનું મોહડું

પોતાના નાજુક હાથના આંગલા વચ્ચે પકડી સમજાવવા લાગી" મારી ગમ જાની ડીયર.

પણ ફુલી-હુજતીયો ફુલી-કાંઇ જોતો નથી. ફુલી કાંઇ સમજતો નથી.

હવે હું જાઉછ ગુલ "એકાએક ફુલી ઉઠીને બોલ્યો" તરેન જો "મીસ" કરસ તો વીકટોરીયામાં

પણ ત્યારે આજની રાત—

હીયા રેહું !! "ફુલી આંખ મુંચી કરી જોરમાં બોલ્યો, અને ગુલ કાંઇબી તેના બોલ-વાનો ભેદ સમજી નહી" હીયાં રેહુ ! તારા બં-ગલામાં ' નહી નહી, હું જાઉછ. હું ફરીથી જ્યારે આવસ તીયારે સાંજથી આવસ.

પણ એક દાહાડા સવારથી આવની ફુલી "ગુલે કેહયુ " આપણુ સાથે જમસું. કેટલું થયું આપરે સાથે જમીયાં નથી.

ઠીક ઠીક "ફુલીએ દરકાર વગર અન-મનીયો જવાબ દીધો " કાહા દાહાડા નાહાસી ગીયાછ. જનમ જ્યારે સાથે સેવાનો —જનમજ જ્યારે સાથે કાહડવાનો તીયારે સાથે જમશુ નહી તો શુ કરશું. પણ ચાલ, હુ તારી રજા લેઉછ. સાહેબજી ગુલ. મીઠી ગુલ સાહેબજી.

---

## પ્રકરણ ૨૮ મું.

### ભેદ ઉપર અજવાળું.

ફુલીની આખી રાત બેકરારીમાં ગઇ.

ગુલ તરફનો પચાર, ગુલ તરફનુ હેત, ગુલ તરફની તેની ફરજ, એ સરવેનુ તેને કાંઇ પણ ધયાન રેહયું નહી. તે ખુદ પોતાને ભુલી ગયો હોએ તેમ ગુલથી છુટો પડતાં હમેશના જેવી આનાકાની—હમેશના જેવા મીઠા વચનો —હમેશના જેવી મોહબત એ સરવે ભુલી ગયો. એટલુંજ નહી, પણ હમેશ માફક એક મીઠી "કીસ" કે એક મીઠી બગલગીરી તો રેહી પણ ગુલને "શેકહેન્ડ" કરવાનીબી તે ભુલી ગયો, અને ફકત સાહેબજી કહી સટેશન તરફ ની-કલી ગયો !!

ગરીબ બીચારી ગુલ !! ફુલીની આવી હાલત–અને એ એકાએક બદલાએલી હાલત—ની તેને જરાબી સમજ પડી નહી. પોતાની છાતી માહેલા ગમના નહી વરણવી શકાએ એવા ઉભરા જે હજારો બોલોથી અને હજારો આંસુની નીરમલ ધારથી ગરીબ ગુલ કોઇને કેહી શકે, તેને બદલે તે સંતોશી વફાદાર અને સદગુની નાર ફકત "ફુલી, ખુદા તારો ગમ દુર કરે" એટલુ બોલી એક ઉંડી હાએનો દંમ ભરી પોતાને બીછાને ગેઇ.

પણ ફુલીની તે રાત કલપની હતી. તેને પરી ખરમા તો હતીજ નહી, પણ જેની કાંઇ ચોરી થાની હતી તે પેસુ પોમેતમને જોયા પછી નાબુદ થઇ હતી. સારી રાત તેને બેકરારીમાં અને હજારો વીચાર વમાસનમાં કાહાડી.

"એ શું કામ ગાંધીભાઇને મલવા આયો હશે ! અને તેબી આવી મોડી રાતે !' ગાંધી-ભાઇ સાથ એને કીએ દાહાડેની ઓલખાન ! આટલા વરસમાં મેં એકબી વખત એને આવતા જતા જોએલો નહી ને આજે—અને તેબી આવી મોડી રાતે—મુંબઇથી મેહમ વર તેની મુલાકાતે ! હશે ' મારે તેનુ શુ !! કદાચ કાંઇ નાનાની તંગીમા આવી પડવાથી કાંઇ માંગવા કરવા આયો હશે !! છટ ' છટ !' પાછો હું ભુલ કરૂછ ' તયારે ગાંધીભાઇને ચમકી એકાએક બુમ પાડવાનુ શું કારણ હશે !! એને કાંઇ એવું કેહયુ હશે કે જેથી ગાંધીભા-ઇએ અજબ થઇ બુમ પાડી !! વલી ગુલાં જયારે તલાશ કરવા ઉપર ગેઇ, તીઆરે દરવાજો અંદરથી બંધ કરેલો હતો ! કાંઇ એવી મત-લબ ગાંધીભાઇનીબી હોવી જોઇએ કે પેસુ પોમેતમને કોઇ જોએ નહી ! એમજ. બગીત એમજ. અને એમજ જો હોએ તો પેસુ પોમેતમ આવી મોડી રાતરે મુંબઇથી મેહમ "એપોઇન્ટમેંટ" કરી આવવો જોઇએ. અને તે "એપોઇન્ટમેંટ" ગાંધીભાઇએ કબુલ કરેલું હોવું જોઇએ ! કાંઇ અગતની બાબદ ઉપર તેઓ વાત કરવા હોવાથીજ દરવાજા અંદરથી બંધ કરેલા હતા. તેને કાંઇ ભેદ ભર્યો

વાતનો ખુલાસો કીધો હશે અને તેથીજ ગાંધીભાઇએ અજબ થઇ ચમકી ચીસ પાડી હશે. થઇ ચુકું. "ફલી હવે સરવે વીચારો કરી સુવટપર આવી ખબડયો." હવે એનુ છટકવું માહાલ છે. ગુલ. મારી ગુલ. અફસોસ— પેલી પંપા વીશે તુને થોડીજ ખબર છે કે તારા બાપની————

* * *

બીજે દીવસે બપોરના પોસ્ટની પેહલી દીલીવરીમાં ગુલ તરફથી ફલીને નીચલું કાગજ મલયું.

ગુલવીલ.

મારા વાહાલા ફલી.

કાંઇ સમજ પડતી નથી કે બાવાને શું દખું છે. ગેઇ રાતના પેલા પિસ્તુ પામીનમના આવી જવા પછી એવણ ઓરડામાંથી બાહાર નીકલીયાજ નથી. બારનું અંદરથી બંધ કરી કાંઇ કલાકના કલાક ગયાં લખીયાજ કરેછ. મને એવનનો મગજ ધાસતી લાગેછ. વાહાલા ફલી, તાગથી મને તો આજે જરૂર આવજે. મને લાગેછ કે પેલા "પામેતમની" એ બધી માહકાન છે, સબબ તેના આવી જવા પછીજ એવનની હાલતમાં આવો ન ધારેલો ફેરફાર થઇ ગયોછે.

લા૦ તારી તાબેદાર

ગુલ.

મેં જે ધારીયું તેજ થયું. "ફલી કાગજ વાંચી વીચારમાં પડીયો" હવે જો તે જીવપર આવી આપઘાટ કરે તો તેમાં નવાઇ જેવું કાંઇજ નહી. અને તેમ જો કરે તો વધારે સારૂ. હું તો તેને કદીબી તેમ કરતાં અટકાઉ નહી. નામ અને ઇજત, દોલત અને હુરમતના ઉંચામાં ઉંચા બુરજ ઉપર ચહડી. જગને જાણીતા થવા પછી, એકદમ બેહુરમતી અને નામોસીના ઉંડા ગારમાં ગબડી પડી જગની બતરીસીએ ચહડી આગલી કીરતીને કલંક લાગવા દેવાના કરતાં, એકદમ સોભામાં મરવું વધારે માન ભરીયું છે. ઘણાકો તેમ મરી ગયા છે. ઘણાકો એવી રીત મરીબી ગયા હશે. વાસતે એવીજ કીસમનુ મોત ગાંધીભાઇને સુખી કરશે. હું ઇચ્છુછ કે એજ મોતે ગાંધીભાઇ મરે તો સરવે વાત ઉપર ઉપર ઢાંકનું વલે.

આવી કીસમના વીચારમાં ફલી મશગુલ હતો તેટલાં લવજી બેરીસટર તેની સામને આવી ઉભો. ફલી તેને જોતાંજ જરા ચમકી ઉઠી લવજીને ભેટી પડી બોલયો.

હલ્લો! લવજી! કેમ છો!!

વેલ, ફલી તું કાહા વસેછ! તું મુંબઇમાં છે કે? "લવજીએ જવાબ દેવાને બદલે સવાલ કીધો" હું તો સમજતો હતો કે હજી માથેરાનમાંજ હશે!!

નહી લવજી "ફલી શરમાઇ બોલયો" મને આવીયાને આજે આઠ દીવસ થયા પણ——

પણ શું? "લવજી વચમાં બોલી ઉઠીયો" બોલની બોલની અચકાએછ કેમ.

કાંઇ નહી લવજી "ફલીએ કેહયુ" તમારે ગમે તે ધારો.

એ બધુ ધારીયું અને વમાસયું "લવજી પોતાની રીત પરમાણે માફ સાફ ખુરસીપર અઢેલાઇ બોલવા લાગો" તું નહી આયો તોબી મે તો બધી વાત અવલથી આખર તુલીક જાણી. હવે નવું કાંઇ બીજું જાણવા જેવું રેહયું નથી ફલી.

ખચીત!! "ફલી જરા ડોલા ફાડી લવજીનું મોહોડું જોવા લાગો."

હા. ખચીતજ! "લવજીએ તાનો મારી કેહયુ" તું શું મશકેરી સમજેછ કે! જો સાંભલ પેલી————પણ સબર તું જાણેછ ' દીવાલને પણ કાંન હોએ છે!!

નહી. હીઆં તેવું કાંઇ નથી "ફલીએ સધીઆરો આપ્યો."

"સાંભલ પેલી બુઢીયા રમજાન મરણ પામી."

ખરેખર!! "ફલી ઘણુંજ અજબ થઇ બોલીઓ."

મરવા અશક્ત તેનીએ અને તેશાવીપો હતો. ખાનસાહેબ જેહાંગીરશાહ સાથે હું કાબાલીપુરામાં આવેલાં તેના મકાનમાં ગીયો હતો. તેનીએ કેહ્યું કે——

અનારકલી તેની દીકરી થાએ છે "ફુલી એ કહી દીધું, અને લવજીએ વધારીયું."

અને પેલી પંપા અનારકલીની દીકરી થાએ છે.

અને તે પંપાનો બાપ ? "ફુલી ઘણુંજ ધીમે અવાજે બોલયો."

ગાંધીભાઇ !!

અફસોસ ! "ફુલીએ એક ઉંડી હાએ મારી."

એથી વધારે તું કાંઈ જાણુછ ફુલી ? "લવજીએ પુછીયું."

નહી નહી——"ફુલી કાંઇ બોલવા જતાં અચકાઇ જઇ બોલયો" બીજુ શું, એજ.

નહી. તયારે તું કાંઇ વધારે હજી જાણુતો હોએ એમ મને લાગેછ. "લવજી બોલ્યો" બોલ. ફુલી બોલ. મારી અંદર તારો વીસવાસ મુક અને જેબી કેહવું હોએ તે સુખેથી કેહ. તેમાં તુને ફાએદોજ થશે.

તીયારે લવજી સાંભલો. ગાંધીભાઇની આએ બેશરમ ચાલનો છેડો હીઆજ આયો હતે, તો તેને વધારે વજન આપવા જેવું કાંઇ નહી હતું. લવજી, હું જાણુછ તે પ્રમાણે કેટલાક મોટી મોટી સોસાએટીમાં ફરનારા, બબે ઘોડાની ગાડીઓમાં બેસનારા અને બડેખાઓમાં નામ ખપાવનારા, કોમની ઇજતને માટે લડનારા, પોતાની જવાનીના બાહારમા પોતાના જરના જોરે એક નહી પણુ એકસો એવા અપરાધો કરવાની લાલચને આધીન થયા હશે. માણુસ કાંઇ ફરેશતો નથી, એટલે તે ભુલને પાત્ર છે. આપણુ સરવે ભુલ કરીએછ. વાસતે લવજી કાચના ઘરમાં બેસી પોતાને સલામત વીચારી, બાહારના લોકને પથરા મારવામાં પોતાની સલામતી નથી. પણુ ગાંધીભાઇની ભુલ સાધારણુ નથી. જેનો સુમાર અને વીચાર આપણુ કરી શકીએ નાહી તેવી તે ભુલ છે.

અને તે ભુલ !! "લવજી ઘણુંજ ઇનતેજાર થઇ બોલયો" ફુલી તે ભુલ !!

અનારકલી બેહદ ખુબસુરત હતી. સોમાં તો શું પણુ હજારમાંથી એક તેવી ખુબસુરત નાર નહી હશે "ફુલીએ ચલાવીયુ" ગાંધીભાઈ તેની પ્રીતમાં ફસ્યો, તે જાણી હું અજબ નહી થયો; સબબ મેં જયારે અનારકલીને તેની મરતી હાલતમાં જોઇ, તીયારે જો કે તે અઘોર ઉમરની અને બઇના બુરા રોગથી ખવાઇ ગએલી હોવા છતાં, મારી અકકલ તેની ખુબસુરતીથી હેરત રેહી હતી. અનારકલીને પેહલ વેહલી ગાંધીભાઇએ પોતાની દીકરી ગુલાંની નવજોતને ટાંકને આપેલી નાચ પારટીમાં ગાવા બોલાવી હતી. અનારકલી તે વખતે અમરીતસરથી તુરતની મુંબઇ આવેલી હતી. તેણીની ઉછરતી જવાની અને ખુબસુરતીનો બાહાર જોઇ ગાંધીભાઇ છક થઈ ગયો, અને તે દીવસથી બેહદ જરની લાલચે રમજાનને બોટા બોટા ભરૂસા આપી અનારકલીને તેણે પોતાના આસરા હેઠલ લીધી.

વારૂ પછી. "લવજી બોલ્યો" હીયા સુધી તો સાધારણુ જીંદગીમા બનતા બનાવો કરતા વધારે કાંઇ બનીયું નથી.

પણુ હવે પછી જે બને છે તેજ અસાધારણુ બને છે "ફુલીએ જવાબ દીધો" ગાંધીભાઇ અનારકલી ઉપર દીલથી ફીદા થયો. તેની પ્રીતમા તે બેહદ ફસતો ગયો. અને લવજી, સેવટે પંપાનો જનમ થયો.

"પછી પછી !! પછી શું !! તું પુરૂં કેમ કરતો નથી ફુલી !!! હું ધારૂંછ કે ગાંધીભાઇએ કરેલી ભુલ હવે હું સમજતો જાઉછ."

પંપાનો જનમ થતાજ રમજાને એ બાલકના ભરણુ પોશન માટે ગાંધીભાઇ પાસ

મોટી રકમ પડાવી. "ફુલીએ આગલ વાત ચ-લાવી" રમજાન રફતે રફતે તેને ઉઘાડો પાડ-વાની ધમકી આપી નાના કહડાવતી ગઈ, અને સેવટે અનારકલીની ખાએશથી ગાંધીભાઇએ એક વકીલ મારફતે એક એવું પાકકું ખ-ત અનારકલીને કરી આપ્યું કે ગાંધી-ના મરણ પછી અનારકલી તથા પંપાને પોતાની દોલતનો મોટો ભાગ મલે. એ લખતની રૂએ પંપા ગાંધીભાઇની દીકરી છે એ વાત તે દીનથી રમજાનને છુપાવી રાખી.

પણ એ બધી બીના સાથ ખરશેદ ખ-રાસના ખુનને શું નીસબત છે! "લવજીએ પુછીયું."

તે વાત ઉપર હું આવુછ "ફુલીએ આ-ગલ ચલાવ્યું."

## પ્રકરણ ૨૯ મું.

### ખરો ખુની તો એ '

હજારો લાડ અને સુખ વચ્ચે અનાર-કલીને પંપાના જનમ પછી ગાંધીભાઇનો આ-સરો કડવો જેહર સમાન લાગો. બંગલામાં નોકર નફરો ઉપર હુકમ કરનારી બનવા છતા તે રોનકદાર મકાન અનારકલીને એક બંદીખાના સમાન લાગ્યું. અંતે અનારકલીની દસા પડતી આવી. ખરશેદ ખરાસ તુરતનો સુરતથી આ-વી મુંબઈમા રંગ ઉડાવતો હતો. અંતે એક દીવસે અનારકલી મુંબઈમાં રેહતા કંટાલી ગએલી હોવાથી ખરશેદ ખરાસ જેવા પંચીની નવી પ્રીતમાં પડી અને ખરશેદ ખરાસ તેને મુંબઈથી એક દીવસે નહસાડી સુરત લેઈ ગીયો. તીયાથી તે તેણીને આખા હીન્દુસ્તા-નમાં લેઇ ફરીયો અને લામબી મુદત સુધી તેઓ લખનોમા "સીવીલ લાઈન્સ" મધે એક મકાનમા સાથે રેહાં.

જરના જોરપર જવાનીના બાહરમાં ગાંધી જેવોજ ભાગ, હવે ખસરૂ ખરાસ બ-જાવે છે, તે જુવો લવજી. પણ અંતે ખસરૂ-ની ખરચી ખુટી. અનારકલીની આગલી હા-લતથી અને તેના ગાંધીભાઈ સાથના સંબં-ધથી ખસરૂ ખરાસ જાણીતો થએલો હોવાથી હવે તે ગાંધીભાઇ પાસ પઈસા કહડાવવાની નીચ મતલબે બાદ મુદતે અનારકલીને લેઇ મું-બઈ આવે છે. અનારકલીને ગાંધીભાઇએ કરી આપેલુ પેલું લખત ખસરૂ જબરીથી એક દાહાડો અનારકલી પાસથી છીનવી લેઇ ગયો. એ કાગજ ખસરૂ પોતા સાથ હમેશ લેઇ ફ-રતો હતો, અને જે રાતે તેનુ વીકટોરીયામા ખુન થયુ તે રાતે તે કાગજ તેના ગજવા-માજ હતું.

એમ! "લવજી એકાએક બેટેલો ચમ-કીને ઉભો થયો" તીયારે શું એ કાગજ જેને કામનું હતું તેને ખસરૂનુ ખુન કીધુ'! અને તે કોણ!! ફુલી!! તે ખુની કોણ!!!

ગાંધીભાઇ પોતે !! મારી ગુલનો બાપ !!?

## પ્રકરણ ૩૦ મું.

### ગુલાંએ મોકલેલો ટેલીગ્રામ !

પાચ મીનીટ વેર તો લવજીની અક્કલે કાંઇબી કામ કીધું નહી. ગાંધીભાઇનુ નામ સાંભલી, અને તેબી ખરશેદ ખરાસના ખુની તરીકે તેવનનુ નામ સાંભલી જાણે લવજી હેબત અને અજાયબીનો મારીઓ સ્તબ્ધ થઈ ગયો, અને જ્યારે પોતાના મગજ ઉપર તે કાબુ ચલાવી શકીયો ત્યારે ફરીથી તેને સવાલ કીધો :—

ગાંધીભાઇ ! ફુલી એ તું શું બોલેછ !

હા, ગાંધીભાઈ!! મારી ગુલનો બાપ !! ગાંધીભાઇ !' "ફુલીએ ફરીથી બોલી ખાતરી કીધી" તેજ ગાંધીભાઇ ! લવજી, તેજ ગાંધી-ભાઇ '!

"અને એ બધું તેં કયારે જાણીયું ફુલી? જયારે તમે ગુલની સાથે જેલમાં મને મલવા આયા હતા ત્યારે. "ફુલીએ જવાબ દીધો" ખરશેદના ખુની વીશે મને શક હતો, પણ જ્યારે તમે એમ કહયું કે ખરાસનુ ખુન કોઇ કીમતી કાગજોને લીધે થયું છે, ત્યારેજ મે

જાણીતુ કે તે કાગજ કીયાં હતાં. અને જેને કામના હતાં તેનેજ એ ખુન કીધુંછ, અને તે ખુની કોઇજ નહીં પણ ગાંધીભાઇ છે. ગાંધીભાઇએ અનારકલીને લખી આપેલાં કાગજનો કબજો લેઇ લેવા અને તે કાગજની હસતી નાબુદ કરવા માટેજ તેને ખરશેદ ખરાસનુ ખુન કીધું છે.

બેશક. હવે મને ધારે ધીરે બધી સમજ પડતી જાએ છે "લવજીએ વીચાર કરી કેહ્યું" તીઆરે ખરશેદ ખરાસ સાથ ગુલને પરણાવવાનો ગાંધીભાઇનો જે વીચાર થયો હતો તેનુ એજ કારણ !! ગુલને ખરશેદ સાથ પરણાવી તેનુ મોહડું બંધ કરવાનો તેમનો વીચાર હતો. ગાંધીભાઇ તે રાતના ખરશેદ ખરાસની પુઠે મેહુમથી છેક કોટમાં ગીયા, અને તેની છાકટી હાલતમાં તેને લેઇને પોતે વીક્ટોરીયામાં બેઠા, તથા કલોરોફારમથી તેનુ ખુન કીધા બાદ પેલું કાગજ તેના ખીસામાંથી કાહાડી લીધું.

એ બધી ગણત્રી લવજી તમે કરીઆજ કરો પણ સેવટે આવીને હીઆંજ અટકશો. "ફલી બોલ્યો" એમાં કાંઇ ફેર પડવાનોજ નથી. લવજી એજ વીચારોથી મારી જીંદગીનુ સુખ અને મારી જીંદગીની હસતી મને કડવી જેહર જેવી થઇ પડી છે. હુ જાણુંછ કે એ ખુની છે. હું જાણુંછ કે તેને ખુન કીધું છે, છતાં મને તેની સાથ એક ટેબલ ઉપર બેસી ખાવું પડેછ, તેના હાથ સાથ હાથ મેલવી "શેકહેન્ડ" કરવી પડે છે, અને તેને રાજી રાખવા કોઇ વખત હસીને તેની સાથ વાતો પણ કરવી પડે છે. પણ તે સરવે કોણને ખાતર! લવજી એ સઘલુ મારી ગુલને ખાતર! લવજી એ સઘલું મારી ગુલને ખાતર!! તેનેજ ખાતર! તેનેજ લીધે!

તીઆરે સેવટ તો આવું આવું? દાહર વાલાં ખુનમાં ગુસતાદજી ગાંધી જેવા માતબર પારસીની સામેલગીરી દેખું! પારસીમાં જાણીતો, લોકોનો માનીતો અને મોટે આબરે વગ ધરાવતો આ નામી શખ્સ આવું કરપીણુ કામ કરે નહી, એ માનવા જેવું લાગે છે!! પણ જ્યારે આપણુ બનેલી બીનાઓ ઉપર વીચાર પુગાડીએ છેઇએ ત્યારે માનવા વગર ચાલતુ નથી કે એ કરપીણુ કામનો કરનાર કોઇ નહી પણ ગુસતાદજી ગાંધી પોતેજ છે!!

હોએ! એ બને તવું છે, એટલે એમ બી જો બને કે ગાંધીભાઇએ ખરશેદ ખરાસનુ ખુન કીધું તો તેમાં નવાઇ જેવું નથી. આદમી કાંઇ ફીરેસ્તો નથી. તે ભુલને પાત્ર છે, એટલે ભુલ તેનાથી થવીજ જાઇએ. ગાંધીભાઇએ ખરાસનુ ખુન કીધું એ જો તેની ભુલથી થએલી બીજી નાદાનીયત ભુલોના જેવી નહી માફ થાએ એવી એક ભુલ હોએ તો તે ભુલને માટે તને જેપી ખમવું પડે તે થોડું છે.

એ રાતે ગાંધીભાઇની આગલી જીંદગીનો હેવાલ ફલાને મોહડેથી લવજીએ ધ્યાનથી સાંભલ્યો. પણ તેમાં થોડો થોડો ફરક હતો. પણ એ થોડો થોડો ફરક એકઠો મલી ઘણો ફરક થતો હતો. રમજનથી લવજીને મલેલી હકીકત અને અનારકલીથી ફલીને મલેલી હકીકત બંનેને સાથે સરખાવતાં કાંઇ સેહજ ફરક પડતો હતો ખરો, પણ સેવટે સરવાલો તો એકજ આવતો હતો.

આ નવી અને નહી ધારેલી હકીકતનો ખુલાસો સાંભલી લવજી પોતાના વીચારમાં ફલી સાથે બેઠો હતો, તેવામાં બહારથી ભામલાએ દરવાજો ઠોકીયો, અને ફલીએ તે તુરતજ ખોલીયો.

"આએ તેલીગ્રામ આવેલો છાબ!!"

ફલી તે તુરતજ ઉઘેડી વાચવા લાગ્યો.

"બાવા ગેઇ રાતના એકાએક ગુજરીયા છે. લવજીને કેહવકાવજો અને બને તો સાથે લેતા આવજો."

લવજી આ ન ધારેલી નવી ખબર સાંભલી ઉભતી ગયો, અને ફલી ખુરસી ઉપર ફસડઇ પડી બોલ્યો. "જેવી ખુદાની મરજી."

## પ્રકરણ ૩૧ મું.

### પુરાંના પાપનો ખરો ખુલાસો.

અનારકલી સાથ ગુમતાદજી ગાંધીને જબરી ગાંઠ પડી હતી એમા કાંઇબી શકજ નહી હતો.

### અનારકલી એક ખુબસુરત નાએકણ.

અનારકલી અસલ અમરીતસરની વતન દાર હતી. તે એક પેહલા નંબરની મધુર અને મીઠા બુલબુલ જેવા અવાજવાલી ગાનારી નાએકણ હતી. તેનાં ગલાંમાથી નીકલતા સરોદમાં એટલો તો મીઠાસ હતો કે પોતાના સાંભલનારાઓ ઉપર તે કાંઇ અજાએબ જેવી એજમતી અસર કરતી હતી.

અનારકલી દેખાવમાં રૂપવંતી અને રંગે સાંવલી હતી. તેના કાલા લાંબા બાલોની ગુંદેલી લડ તેની કંમરથી નીચે લટકતી હતી, અને તેજ બાલોમાથી ખેંચી કાહાડેલાં બે પેચદાર જુલફા તેના કપાલ ઉપર લટકી તેની દીલહરણ કરનાર ખુબસુરતીમા બેવરો ઉમેરો કરતાં હતાં. ઉમરમાં આ જોબનવંતી નાર ઘણી જવાન હતી, અને કદ અને કામદમાં તે કોઇબી આદમીને માટે તે જોખમ ભરી ઓરત હતી.

એવી રૂપાલી રૂપવંતી એક નારનો ગુમતાદજી ગાંધી પુંજારી બની ગયો હતો. પોતાના નાજ નખરાં અને અદા અંદાજથી અનારકલી પોતાના દરએક વખાનનારાઓને એક લેહજામા વશ કરી લેતી હતી. ચામડીના રંગ કરતાં ચેહરાનો ઘાટ ખુબસુરતીને વધારનારૂ ફકત એખલું સાધન હોવાથી, ખુદરતે અનારકલીનો ઘાટ ઘડવામા કાંઇબી કસુર કરી નહી હતી. એવા વગર ખામીવાલા ચેહરાના ઘાટ ઉપર, અને તેની આંખોના ઇશારાથી, મુંબઇના ભલા ભલા ભપકાદાર માતબરો ઘેલા દીવાના થઇ ગયા હતા.

### અમરીતસરથી મુંબઇ.

મુંબઇની તારીફ સાંભલી અનારકલી પોતાનુ વતન અમરીતસર મેલી જર મેલવવાની ખાએશથી પોતાની મા રમજાન સાથ તે મુંબઇ આવી હતી.

"રાંડોના નાચ"ની ઉપર શેઠીઆઓની વાડીમાં હમેશા ધમધુકાર ધમાલ ચાલતી. કોઇને તીયા "સકીના" તો કોઇને તીયાં "અમીના" કોઇને તીયાં "નુરજેહાન" અને "બેગમજાન" તો કોઇને તીઆ "તારા અને ચંપા" વગેરે ઉપર હોડાહોડ થતી. એવે વખતે અનારકલીનુ મુંબઇમાં આવવું થયું, અને કાંઇ અચાનક સંજોગ વચ્ચે નાએગાંમ અને દાદર વચ્ચે આવેલી "ગાંધી શેઠ"ની વાડી-ચોપટબાગમાં-એક ગાનાર નાએકણ તરીકે, અનારકલીએ પોતાનો પેહલો દેખાવ દીધો.

પેહલી નજરે જોતાંજ ગાંધી ભાઇ અનારકલી ઉપર મોહી પડીયો. પોતે ભ્રમીત થયો. ચીત ચકોર જેવું થયું-મન બેચેન રેહ્યુ-દીલ બેકરાર થયું અને તેની ભુખ અને ઉંઘ બને ઉડી ગયાં. એવી રીતની પોતાની હાલત જોઇને મનમા મુઝાઇ, પોતાના દીલને ધીરજ આપવા ધીમા ગાયનના સરોદે તે નીચલો દુહો બોલતો :—

*ચંદ્ર સમ દરશન દીધાં,
ચશ્મોથી અરકો ગરે,
લુટી ગઇ સબરો કરાર,
આ દીલ તો તગફડી મરે.

પોતાના તરફડતાં દીલની અંગન અંતે ગાંધીભાઇએ બુજવી, અને અનારકલીને તેને પોતાના આસરા હેઠલ પોતાના જરના જોરે લીધી. રમજાનની મેહરબાની મેલવવાની ખાસ મતલબથી ચોપટબાગમાં હવે ફકત અનારકલીનાજ નાચો થવા લાગા, અને જ્યાં મહીને કે બે માહીને એકાદ નાંચ થતો હતો, તેને બદલે દર આંઠ દસ દીવસને આંતરે નાચો થવા લાગા, અને તેબી ગાંધીભાઇ પોતે પોતાના ખરચે નાંચ કરાવવા લાગો. ગુલાંની નવજેત જ્યારે બેહદ

* હાબીલ.

ધામધુમથી ગાંધીભાઈએ કીધી ત્યારે અ-નારકલીને નવાજી નેહાલ કરવા ગાંધીભાઈ ભુલી ગયો નહી.

## જવાંનીની જાહેલી.

જવાંનીની જાહેલીનુ સેવટે શું પરી-નામ આવશે, તેનો કાંઈ પણ દુરઅંદે-સીથી ગાંધીભાઈએ જરાબી વીચાર કીધો નહી. પોતાનાં જરના જોર ઉપર તે એટલો તો મુસતાક હતો, કે કોઈનીબી તે પરવા કે દરકાર કરતો હતો નહીં.

એ રીતે જરની જાહોઝલાલી ઉપર મલકાતા જાહેલ ગાંધીભાઈએ પોતાની જ-વાંનીના દીવસો અનારકલીની સંગતમા ગુજા-રીયા. ઘરનું સુખ તેને કડવું જેહર સમાંન લાગું, અને રાત દીવસ તે બાહાંના કા-ઢાડી વાડીએજ પડી રેહવા લાગો.

અનારકલીની સંગત ગાંધીભાઈને મન આએ દુનીઆંમાં એક સ્વપનું હતું. અનાર કલીની પ્રીત મેલવવામાં તે અંતે જરના જોરે ફાવ્યો. તેની મા રમજાનને જરની લાલચે ગુમરાહ બનાવી અનારકલીને પોતાના આ-સરા હેઠલ લાખો લાડ અને હજારો સુખ વચ્ચે ગાંધીભાઈ રાખવા લાગો.

અનારકલીની પ્રોતમા તે એટલો તો "છાકટ" થઈ ગયો કે તેને કોઈની પણ દરકાર કરી નહી. તોપણ અનારકલી સાથનો પોતાનો આ સંબંધ તેને અંતની ઘડી સુધી બીલકુલ ગુપ્ત રાખ્યો. અનારકલીનો પ્યાર, અનારકલીની સંગત અને મોહોબત તેને મંન આ દુનીયાનુ સરવે સુખ લાગ્યું. તે પ્યાર તેને મંન અંતવીનાનો અને તે સગત ક-દીબી નહી તુટે તેવી તેને અંમર લાગી, સબબ અનારકલી હમેશ નીચલી "શેરો" "ગાંધીભાઈને પોતાના સુરીલા અવાજે ગાઈ સંભલાવતી:—

સંગત કરીએ એસોકી જયસો કેલકો પાત.
કાટ કાટ ટુકડા ભયો કબુ ન છોડે સાત.
સંગત કરીએ એસોકી જયસો તકન ખાર.
આપ જલે પર રીજાવે ભાગા સાંધે હાર.
સંગત કરીએ સાધુકી કે અગમ બતાવે બાત.
સંગત કરીએ ગધેકી કે ઉડ ઉડ મારે લાત.
સંગત કરીએ એસોકી જયસો સીરકો બાલ.
કટે કટાવે ફેર આવે કબુ ન છોડે ખ્યાલ.
હંસ સગત હએ ખોટી કે ઔર સરોવર જાએ.
સાચી સ ગત કમલકી કે દોનો સાથ સુકાએ.
સંગત કરીએ એસોકી કે જેસો ફુલ કપાસ.
જીતે જી છાતી લગ રહે મુવે જનાજે સાથ.
સંગત કરીએ ઓહાંગકી દો પાતીઓ દુઃખ.
ખીજ ચાટે પાઉકો ઔર રીજા ચાટે મુખ.

દીન જતે અનારકલીના ગાએણ અને ખુબસુરતીની તારીફ મુંબઈની "કલબે કલબ" અને "વાડીએ વાડી" થવા લાગી. મહીનો અને બબે મહીના આગમજથી "નાચ"ને માટે અનારકલીને રોકવા માટે તેડાં જતાં હતાં, પણ અનારકલી ગાંધી ભાઈના આસરા હેઠલ રેહતી હોવાથી, પોતે રોકાએલી છે એમ જણાવી તે તેડાં કબુલ કરતી નહી હતી.

## અનારકલીની બેદીલી.

ગાએણના સાંભલનારા, સમજનારા અને વખાણનારા અનારકલીનું ગાએણ સાંભ-લવા તલબગાર થઈ રેહા, અને તેણીની મોહીની સુરત ઉપર મરનારા તેણીને જોવા, તેણીને મલવા અને તેણીની સાથ બે વાત કરવા ઇનતેજાર બની રેહા. જેમ જેમ તેણીના હુંનરની વખાણ થતી ગઈ, તેમ તેમ અના-રકલીના જલસાની કીમત વધતી ગઈ. અનારકલીની સીફત જેમજેમ શેહરમા ફેલાતી ગઈ, તેમ તેમ ગાધીભાઈ વધારે અને વધારે અદેખાઈથી જલવા લાગો. આવા હીગામ વચ્ચે બબાદા કોઈ "છેલ" અનારકલીને ઉડાવી લેઈ જાએ, એ મુખ્ય નેમ પોતાના ધ્યાનમા રાખી અનારકલી ઉપર ગાંધીભાઈ હવે સખત જાપતો રીખવા લાગો, અને પરીણામમા અનારકલી બેદીલ અને બેજાર થવા લાગી.

## અનારકલીનુ ન્હાસી જવું

આદમીનો સહુથી બુરો દુશમન તેની બુરી ખાસીયત અને તેનો જાતી ખવાસ છે. હકીકત છે કે નજીસાત અને ગલીચીમાં પરવરસ થએલાં એક પંખી—કાગડા—ની કમજાતીની પીછાણ કીધા વગર, એક બેખબર ગુણીવંતીએ તેને પકડી, પ્યાર અને પ્રીતથી પાલી લાખો લાડથી ઉધારી, સોનાના એક નમુનેદાર ખાસ પીંજરામા બેસાડી, નવી નવી કીસમના રોજ સ્વાદીષ્ટ પકવાનો ખવડાવ્યા. પણ તેનુ સેવટ શું આવ્યું ! ! એજ, કે એક દીવસ તે સોનેરી પીંજરાનો દરવાજો ગફલતથી ખુલ્લો રેહો, એટલે પેલુ પંખી તુરતજ પીજરૂ છોડી ગયું અને વેરાનમા જઈ સેવટે પોતાના જાતી ખવાસ માફક મુવેલાં જાનવરોનું સરેલું માસ ખાઈ મજાહ મેલવી ખુશ થવા લાગું.

એવોજ બનાવ અનારકલીના બાબમાં બનીયો, અને અંતે એક દીવસે તક મલતાંજ ગાંધીભાઈને તજી તે ન્હાસી ગઈ.

## અનારકલીના મરણની ખબર.

ગાંધીભાઈની સુધ ત્યારેજ ઠેકાણે આવી. અનારકલીના ન્હાસી ગયા પછીજ પોતાની ભુલ ગાંધીભાઈને માલમ પડી. પણ હવે ઘણું મોડું થયું હતું, સબબ અનારકલી ગાંધીભાઈને મુકી ગઈ તે આગમજ તો તે એક ખુબસુરત બેટીની માદર થઈ ચુકી હતી, અને કાએદાની નજરથી જોતાં ગાધીભાઈ તેનો બાપ ઠડી ચુકો હતો.

પોતાંની જાહેલીથી આવેલાં આવી કીસમના સેવટના પરીનાંમથી ગાધી હવે ગભરાટમાં પડીયો હતોજ, તેટલાં અનારકલી પોતાને તજી બીજા સાથ ન્હાસી ગએલી માલમ પડતાંજ તેની છાતી ઉપરથી એક પાહાડના જેટલો ભારી બોજો ઉંચકાઈ ગયો હોએ, એમ તેને લાગ્યું.

અનારકલી ગઈ. પાક મોહોબતને અપવીત્ર કરવા, બદનામ કરવા, અપમાન કરવા, લાંબા અને બોટા વચનો આપ્યા બાદ ગાંધીને તજી ગઈ. પણ પેલી બાલકીનુ શું થયું ! તેનુ તે શું કરી ગઈ, તેની કાંઈબી ખબર ગાંધીભાઈને પડી નહી. આવા સંજોગ વચ્ચે ગાંધીભાઈ ઘણોજ વીચાર અને વમાસનમાં પડેલો હતો, તેવામા એક દીવસ તેને ખબર મલી કે અનારકલી કલકત્તામાં મરણ પાંમી છે. એ ખબર મલતાંજ તેના જીવને નીરાત થઈ.

અનારકલીની મીઠી દીલ બેહલાવનારી સંગતને રફતે રફતે ભુલી જઈ ગાંધીભાઈ તેને હવે સીતંમ ભરી સંગત સમજવા લાગો. તેને ઠેડાવ કીધો કે પોતાની બાકીની જીંદગી એકાંતમાં હવે નીરાંતે ગુજારવી.

## ગાંધીને સતાવનારા.

પણ માણસ ધારે છે શું અને ખુદા કરે છે શું. તેમ ગાંધીભાઈ પોતાની ધારણામા ધારીયા પ્રમાણે પાર પડીયો નહી. ખરશેદ ખરાસ બાદ મુદતે જમીનમાંથી ભુત મીસાલ એવી ખબર લેઈ નીકલી આવ્યો, કે અનારકલી મરી ગઇ નહી હતી પણ હજી જીવે છે, માટે અનારકલીના તેમજ તેની બેટાના ભરન પોશન માટે ગાંધીએ તણીને કરી આપેલાં લખતની સરત પ્રમાણે તેમની સરવે હાજતો પુરી પાડવી. હવેજ ગાધીભાઈએ પોતાની કમબખ્તીની દરાંમની શીકલ પોતાની નજર સાંમે પોતે જોઈ. ખુશરૂ ખરાસને તે પોતાના જીવનો જમ અને મોતનો દુત સમજવા લાગો. પણ ખસરૂ ખરાસના ખુન થવા બાદ ગાંધીના ગભરાએલા દીલને રાહત થઈ. તે મનમાં સમજીયો કે ખુશરૂ ખરાસના મુવાથી એક પાપ પતીયુ, પણ તેમાં તે ઠગાયો. એક પાપ પતીયું ખરૂં, પણ તેજ વખતે તેનું બીજુ પાપ તેની સામે પ્રગટી નીકલ્યું. પેસુ પોમેતમે અરધી રાતના ગાંધીની મુલાકાત તેના મેહમ ખાતે આવેલાં મકાનમા લઈ તેને ફરીથી હેબતાવી બીલકુલ અધમુવો કરી નાખીયો, અને જે કાંમ ખશરૂથી નહી, તે પોમેતમે કીધું. જે

કાંમ ખશરૂએ અધુરૂં રાખ્યું હતું તે હવે પેમેતમે પુરૂ કીધું હતું.

આએ નવા સીતમની નવી ખબરે સાંભલી, ગાધીભાઈની દીન અને રાતની ઉંઘ ભુખ નાબુદ થયા. તેને વાજબી ગણતરી કરી, કે મરનાર ખરશેદ ખરાસનો દોસ્ત પેસુ પેમેતમ તેનો હવે જરૂર જમ થઈ લાગશે, અને કદી પણ તે તેની પુઠ હવે છોડનાર નથી, તથા અનારકલી અને પોતાની વચ્ચેનાં સંબંધની સરવે બીના જે આજસુધી છાંની રેહી હતી, તે હવે પેસુ પેમેતમ જાહેર કરી તેની ઈજ્જત અને હોરમતનો નાશ કરશે.

**ઉંચે ચઢીને નીચે પડવાની ધાસતી.**

માલ દોલતની તેને પરવા હતી નહી, સબબ જીવતી જીંદગી દરમ્યાન કદીબી તે પૈસાને પૈસો કરી ગણતો નહી. પણ પરવા તેને પૈસા કરતા ઈજતની વધારે હતી. પરવા તેને પોતાના નામની હતી. પરવા તેને પોતાની હોરમતને બેઈજ્જતીનો કલંક લાગે તેની હતી.

ગાધીભાઈ પોતાની જાતી મેહનતથી વધેલો એક શખસ હતો. પોતાની કલા અને કુન્હેથી નસીબના દોરે વેપાર વનજમાં બેહદ જર મેલવી માતબર માલદાર થયો હતો. ઉદયોગી અને ચંચલ બુદ્ધી ઉપરાંત મલતાવડા સ્વભાવનો મીલનસાર હોવાથી સરવેમાં તે માનીતો થઈ પડયો હતો. ઈજતદારોની સંફમાં તે સરવેથી પેહલો ગણાતો હતો. ઉદાર દીલની પોતાની ન્હાની ન્હાની છુપી બક્ષેસોથી તે સેંકડો ગરીબ પારસીઓના છુપા આશીસ લેતો હતો, અને તવંગર કે માતબર બંનેને મોહડે તેના ભલા ભોલા અને ઊદાર ખવાસની વખાણ થતી હતી. આવા આવા ઉમદા ગુણોથી ઈજ્જત અને હુરમતનો સાહેબ થયા પછી આવી રીતની નામોસી અને બેજાલતમા જીવતા જીવત આવી પકડવાની ધાસતી અને ફીકરમાં તે આવી પડીયો.

એ તેની મોટાંમા મોટી ફીકર હતી. એ તેની ફીકર ઘણીજ જબુન હતી. એ તેની ફીકર તેનું કાલજું ભીતરથી છુપી રીતે કોરી ખાવા લાગી, અને તેના દાલને જખમી કરી તેની દેહની ખરાબી કરવા લાગી. પોતાના નામને કલંક અને નામોસીનો કાઘ લાગવાની ધાસતીથી તે બેધ્યાન થવા લાગો. એટલુંજ નહી પણ જીવતા જીવત સાથ મુવા પછીબી તેવીજ નામોસીમાં તે આવી પડવાનો એવી તેને પોતાની ખાતરી કીધી. પોતાની આવી ઉંચી ઈજ્જતદારી, ઇમાનદારી અને ઉદારતાને માટે મુંબઈમા મશહુર થવા બાદ જીવતાં જીવત તેમજ મુવા પછી આવી બેહોરમતી અને બેઈજ્જતીનો કલંક પોતાના નામને કેમ કરી તે લાગવા દીએ ?

## પ્રકરણ ૩૨ મું.

### અંત:કરણમાં અગન.

આ તો તેની ઉપર એક આફતનો પાહાડ આવી પડયો એમ તેને લાગ્યું.

પણ એવામાં જો તે મરી જાએ તો? ત્યારે તો જીવતાજીવતની બદનામીમાથી તે મોકલો થઈ જાએ અને ફકત મુવા પછી તેનાં નામને બેજાલત લાગેલી ચાલુ રેહે. તેનોબી ઈલાજ તેને સોધી કાહાડીયો. મુવાં પછી પોતાની ઈજ્જત અને પોતાના નામને કોઈબી બુરૂં નાહી બોલે એવુ કરવા પોતે પોતાની આગલી તમામ જીંદગીનો હેવાલ, અને અનારકલીની સંગતનુ સમપુરણ વીગતનુ સાચે સાચું "કનફેસાઉ" અવલથી આખર સુધીનું લખી કાહડવાના ઠેડાવ ઉપર તે આવ્યો.

તુરતજ તે પોતાની ચાલ ચલન અને જીંદગીનું બારીક બયાન લખવામાં ગુંટાયો. તેને પોતાની તમામ વીગત કાંઈબી આનાકાની વગર કાગજ ઉપર બોલેબોલ લખવા માંડી તથા તે મધે પોતાની જવાનીની જાહુલી અને મુરખાઈથી થએલી ભુલ ખુલાસાવાર ચીતારવા લાગો.

આખો દાહાડો તેને લખવામાંજ કાહડીયો. એ આખો દાહાડો તેને બંધ બારણે પોતાના ઓરડામાં લખીઆજ કીધું. સહવારનો નાસ્તો કે બપોરનુ ખાનું ખાવા પણ ઓરડામાથી બાહાર તે નીકળ્યો નહી. તે દીવસે સાંજના છ વાગે તેને પોતાંનુ લખાન પુરૂ કીધું. લખાનમાં થએલી ભુલ સુધારવા માટે ફરીથી તે સરવે લખાન વાંચી ગયો, અને પોતાની ખાતરી પુરવક લખાએલું છે એવી તેને પોતાની ખાતરી કરી તે કાગજોને નંબર પ્રમાણે ગોઠવી ઘડી વાલી તેના મથાલાં ઉપર મોટે હરફે **"મારૂં કનફેશન"** કરી લખી પોતાની ટેબલના ખાનામા મુકી ચાવીથી તેને બંધ કરી લીધું.

* * * *

પપા તમો આખો દાહાડો આજે રૂમમાં શુ કરીયા કરતા હતા "ગુલે પોતાના બાપને ઓરડામાથી બાહાર નીકલતાજ પુછ્યું."

કાંઇ લખવાનુ હતું દીકરા. "ગાંધીએ ટુંકમાજ જવાબ દીધો."

હું સમજી કે તમારા જીવને ઠીક નહી હશે? "ગુલે બોલાપો કીધો" પણ પપા, એ પેલો પારસી કોણ આયોતો ?

તે તો મારો એક દોસ્ત હતો "ગાંધીએ આનાકાંનીથી જવાબ દીધો."

"પેસુપોમેતમ તમારો દોસ્ત !! બાવાજી :—"

"તેં કેમ જાણીયુ કે તે પેસુ પોમેતમ હતો ?"

"ફલીએ તેને તુરતજ ઓલખ્યો !"

હા. હા. તે પેસુ પોમેતમ પોતે હતો. "ગાંધીએ વીચાર કરી જવાબ દીધો" બીચારો કાંઇ તંગીમાં આવી પડવાથી મારી મદદ માંગવા આયો હતો. બેહેસ્તી ખશરૂનો તે અતલગનો દોસ્ત હતો.

આવું હડહડતુ જુઠું બોલતાં ખરેખર ગાંધીભાઇ દીલથી કમકમ્યો. પણ લાચાર! ખરી વાત તેનાથી કેહવાએ તેમ નહી હતી, એટલે જુઠું બોલવાની તેની ફરજ હતી.

"કનફેસાંઉ" લખી કાહાડીયા પછી ગાંધીભાઇને કુદરતીજ નીરાંત થઇ. તેના દીલનો ગમ અને ફીકર ચીંતા નાબુદ થઇ ગયાં અને હવે ખુલ્લાં દીલે તે સરવે સાથ વાત ચીત કરવા લાગો. ગાંધીભાઇની આવી રીતની એકાએક ફેરવાએલી હાલત જોઇ ગુલાં તેમજ પંપા (જે હજી ગુલાં સાથેજ ગુલવીલમાં વસે છે) હેરત પયાં, અને નોકર નફરો ગાંધીભાઇનો બદલાએલો સ્વભાવ જોઇ તરેહવાર અટકલ કરવા પડયાં. કાંઇ બી હોએ! પણ ગાંધીભાઇએ પોતાના દરદની દવા પોતેજ કરી હતી.

પંપા ગુલની સાથે ગુલવીલમાંજ રેહતી હતી. પણ એ બંને વચ્ચે જે સંબંધ અને સગાઇનો ગાંઠ, તે બાંહારના લોક શું જાણે !

અને લોક તે કયાથી જાણે ? જો ગુલને તેની કાંઇબી ખબર નહી, પંપાને તેનો સેહજબી ખ્યાલ નહી, તો લોકને શું ખબર ? પણ જે લોક ગાંધીભાઇના ભેદને પોહોચી ચુકા હતા, તેઓ સીવાએ બીજા સરવે એ બીનાથી બીલકુલ બેખબર હતા. એ ભેદ જાણનારા ફકત ફલીભાઇ, લવજી બેરીસ્ટર અને ખાનસાહેબ જેહાંગીરશાહ હતા.

પણ તેમ હતું નહી. જો એ ભેદ આજે એ ત્રણ જણજ જાણતા હતે, તો ગાંધીભાઇને તેઓ સરવે નામોશીમાથી બચાવી શકતે. પણ એક ચોહો શખ્સ એ સરવે બીનાથી વાકેફગાર હતો. તે કોઇ નહી પણ પેસુપોમેતમ હતો, જે કોઇબી વખતે ગાંધીભાઇનુ ભોપાલું ફોડી દેઇ તેને રૂસવા કરે એ બનવા જોગ હતું.

ગરીબ બીચારો ગાંધીભાઇ !! તેની હાલત હવે ખરેખર દયા કરવા જોગ થઇ

પડી હતી. ગુલને તે પોતાના જાન કરતા વધારે ચાહાતો હતો, પણ તેને થોડી ખબર છે કે જ્યારે તેની એક દીકરી ગુલ–પોતાના બાપના લાખો લાડ અને પ્રીત વચ્ચે ઉછરે છે, ત્યારે તેના પોતાનાજ માસ અને લોહીમાથી પેદા પડેલી તેની બીજી દીકરી–પંપા–પોતાના બાપની નજર સામે તેનાજ છાપરા તલે તેની સાથ વસે છે. નાતો દીકરી પોતાના બાપને પીછાનતી, કે નાતો બાપ પોતાની દીકરીને પીછાનતો. એ ભુલાવો ખુદરતના એક કરામતી ખેલ મીસાલ હતો. પંપાને ગાંધીભાઈ, અનારકલીની દીકરી છે એમ બીલકુલ પીછાનતોજ નથી, તેમજ પંપા પણ પોતાના માબાપની હસતીથી આજ સુધી બેખબર છે. જેમ પંપા અને ગાંધીભાઈ આ ભુલથી ભોરવાયા છે તેમજ ગુલ પણ પંપાથી બેખબર છે, સબબ પંપા અનારકલીનુ ફરજંદ છે એમ ગુલ બીલકુલ જાણુતી નહી હતી.

આટલું છતાં પોતાના બાપના લોહી તરફ ગુલનુ ખુદરતી ખેચાન થતુ હતું. એ ખેચાંન તે એક બ્હેન તરીકેના ખરા પ્યારનું હતું. એ ખેચાંનની અસરથીજ પંપાને તે પોતાની પાસે અને હમેશ સાથેજ રાખતી હતી, અને એક બ્હેન કરતા વધારે વ્હાલથી ચાહી આજે તેને પોતાની બરોબરની બનાવી દીધી છે.

## પ્રકરણ ૩૩ મું.

### “બલુ પરબીડાંવાલું પેકેટ.”

એકજ બાપની આ બંને બેટીઓ એકમેકને બીલકુલ પીછાણુતી નથી, જો કે તેઓ બંને જન એકજ ઘરમા સાથે રેહેછે, અને એકજ ટેબલ ઉપર સાથે ખાએ છે. ગાંધીભાઈ સાથે આજ સુધી કાંઈ સેંકડો વખત પંપાને વાતચીત થઈ છે, પણ તે શું જાણે કે પંપા–તેનું પોતાનુ ફરજંદ–અનારકલીની બેટી છે. એ ભેદ ગાંધીભાઈ જાણુતો નહી હતો, એટલુજ નહી, પણ જે લોક એ ભેદ જાણુતા હતા તેઓ તેને જાણીતો પણ કરતા નહી હતા.

“કનફેસાંઉ” લખી કાહડીયા પછી ગાંધીભાઈની તબીયત બીલકુલ સુધરી ગઈ, અને તેનો જીવ હલકો પડી ગયાથી, તે દીવસે રાતના ખાના ઉપરથી ફારેગ થઈ હસી બોલી વ્હેલો ઉંઘાવા ગયો. ગાંધીભાઈના આ નવા સ્વભાવની નવી ચાલ હતી, અને એ ફેરવાએલી નવી ચાલચલનથી ઘરમાં સરવે ખુશ થવા લાગા. ગાંધીભાઈ તે દીવસે વ્હેલો બીછાને જવાથી પંપા અને ગુલ વચલાં દીવાનખાનામાં વાતે બેઠાં. તેઓ પોતાનો વખત હસી બોલી ગાલવા લાગાં અને એમ કરતાં લગભગ દસનો અંમલ થયો.

પણ તેવામાં પંપાને કાંને કાંઈ અવાજ પડીયો. એ અવાજ ગુલે પણ સાંભલીઓ. તેઓ બંને જરા ચમકીયાં, અને પાછલ ફરી નજર કરતાં તેઓએ ગાંધીભાઈને ઉઘાડે પગે સદરા ઉપર ઘણુજ ધીમે કદમે માલ પરથી નીચે ઉતરતા જોયો.

બાઈજી! ગુલબાનુ!! શેઠ!! એ તો શેઠ છે!! “પંપાએ ધીમે અવાજે ગુલના કાનમાં ગાંધીભાઈ સાભલે નહી તેમ કેહયું.”

પણ છેક દસ વાગે એવન હેઠલ કેમ આયા!! કોઈ દાહાડો નહીને આજે!! “ગુલે અજબ થઈ પંપાને પુછીયું” પણ પંપા એવનના હાથમાં શું છે!!

ગરબડ ના કરો બાઈ!! “પંપાએ સમજી જઈ ધીમેથી કેહયુ” એવન ઉંઘમાં હોય એમ લાગેછ. મબાદા જાગી ઉઠશે.

અને વાત ખરેખર તેમજ હતી. ગાંધીભાઈ ઉંઘમાં ચાલતો • ચાલતો નીચે ઉતરી આવ્યા હતો. તેના હાથમાં એક કાગજનું “પેકેટ” હતું, અને પોતે જાણે કેટ-

લીક સાવચેતીથી ચાલતો હોએ‘ તેમ તે હૉલ માહેલી ટેબલ આગલ જઈ ઉભો. દીવાનખાનાના એક ખુનામા ગાંધીભાઈની પીઠ પાછલ ગુલને પંપા હાથ પકડી ઘસડી ગઈ, અને ગાંધીભાઈની હીલચાલને આ બને જણીઓ તેની પીઠ પાછલથી તપાસવા લાગી.

જેવું ગાંધીભાઈએ પોતાના હાથ માહેલું "પેકેટ" ટેબલ ઉપર મુકયું કે પંપાએ તે "પેકેટ" તુરતજ પીછાણીયું. પંપા તે "પેકેટ"ને પીછાણતી હતી. તેણીએ અગાઉ એક વખત એજ "પેકેટ" જોયુ હતું. એજ "પેકેટ" અનારકલી પાસથી ખરશેદ ખરાસને જબરીથી છીનવી લેઈ જતા પંપાએ રમજાનના મકાનમા દરવાજાની ફાટકમાથી ચીમાઈ જોઈ લીધું હતું. તે તેજ "પેકેટ" હતું, કે જે બહુ મોટા પરબીડામા બીડી તે ઉપર કાંઈ લાલ હરફ લખેલા હતા. પંપાએ તે "પેકેટ" જોતાંજ પીછાણીયુ. અનારકલીની એ મત્તા જે ખશરૂ ખરાસ પાસ હતી તે હવે ગાંધીભાઈ પાસ જોઈ પંપા તરેહવાર વીચારોમા પડી.

એમાં કહાંની ભેદ છે "પંપા મનમા બોલી" એ "પેકેટ" તો ખશરૂ પાસે હતુ !!

ગાંધીભાઈ પોતાની સમાધીમાજ હતો. મગજ ઉપર પડી રેહલી બીનાના છાપ, અને અંતકરણના દુ:ખથી દબના આ પારસીને પોતાની હાલતનુ કાંઈબી ધ્યાન કે ફીકર હતાજ નહી. હાલ તે શુ કરતો હતો તેનુ કાંઈ પણ ભાન તેને હતુજ નહી, અને પોતાની હીલચાલનુ સ્મરણ મસુલગુ ભુલીજ ગયો હતો. તેનુ મગજ જાણે કે ઘણીજ બખશકીથી પોતાનુ કામ કરતું હતું, પણ તેની નીગાહ બીલકુલ ગાફેલ બની હતી

ગાંધીભાઈએ તે "પેકેટ" ખોલી તેમાથી એક દસતાવેજ બાહાર ખેંચી કાહાડી તેને ઝાંખાડી બતીના ઉજાસ હેઠલ ટેબલ ઉપર મુકીયું. ગુલે ગાંધીભાઈની પીઠ પાછલથી ટીંગાઈને તે દસતાવેજમા શું લખાન હતું તે જોવાની અને જાણવાની કાંઈ તજવીજ કીધી, પણ તેવામા પકકી પંપાએ તેનો હાથ ખેંચી પાછી ઘસડી લીધી.

પણ તેટલા ઘણું અસ્સરૂં થયું હતું. પંપા ગુલને ઘસડે તે આગમજ બહુ મોડું થયું હતું. ગુલને ઘસડી પંપા પાછલ ખેંચે તે આગમજ ગુલની નજર પેલા દસતાવેજ ઉપર પડી ચુકી હતી. તે આગમજ તો તે દસતાવેજના મથાલા ઉપર મોટા કાલા હરફે લખેલા નીચલા થોડા શબ્દો ગુલે વાચી લીધા હતા.

**"હુ ગુસતાદજી ગાંધી મારી વ્હાલી અનારકલીને આ લખતથી બંધાઉછુ કે-**

ગુલાની નજરે આટલા શબદો પડે તેટલા પંપાએ તેને પાછલથી ખેંચી. ગુલ વીજલી જેવી ઝડપે એક પલ અંદર બધું સમજી ગઈ. અનારકલી સાથનો પોતાના બાપનો સબંધ—ખશરૂ ખરાસે અનારકલી પાસથી લીધેલા કાગળો—ખશરૂનું તે કાગજ બાબદ ખુન થવુ અને પોતાના બાપની બેકરારી એ સરવે ભેદનો ભરમ તે પામી ગઈ. તેનુ મગજ ફરવા લાગ્યું, તેની છાતી એકાએક દબાઈ ગેઈ, અને તેની આખે અંધારા આવી કાન બેહરા થઈ ગયા. તુરતજ તેના ગલામાથી એક ગુગલાતી ઉંડી ચીસ નીકલી, અને તેજ વખતે ગુલ ગાંધીભાઈના પગ ઉપર પટકાઈ બેહોશ થઈ પડી.

ગાંધીભાઈની સમાધીમાં ખલલ થઈ. તેના શાંત મગજ ઉપર ગુલની ચીસનો અવાજ પડતાજ તે સમાધીમાથી ઝપકી જાગી ઉઠીયો. પોતાની હાલતથી તે પુરો વાકેફ થાએ તે આગમજ તો ધાસતીની હેબતથી હેબતી તેને એક જબરો લપેરો ખાધો, અને પોતાના હાથ લંબાવી કાંઈ પકડવાના ફાંફા મારવા લાગો, અને તે કાંઈબી પકડે, કાંઈબી પકડવાનુ તેના હાથમા આવ તે

આગમજનો તે ગુલની પાસે ગુંગળાતો, ડ-ચકાં ખાતો જમીન ઉપર તુટી પડીયો.

બાહોશ પંપાએ પુરતી હીમત રાખી કાંઇબી શોર મચાવી ઘરના નોકરોને બુલાવવા આગમજ પેહલાં પેલો દસતાવેજ ટેબલ ઉપરથી કબ્જો કરી નાખ્યો.

એકાએક એ શું થયું! બોલ બોલતાં એ શું બનાવ બની ગયો!!

ગાંધીભાઇ ગુજરી ગયા!! તેવનને "હારત દીઝીસ" હતુ!!! ડાકટર શામરાવે પેહલેથીજ ગુલબાનુને જણાવીયું હતું કે "કોઇ વખત એવન બોલતાં બોલતાં :—"

## પ્રકરણ ૩૪ મું.

### "બ્રેન ફીવર"

ગાંધીભાઇની ખબરનો "ટેલીગ્રામ" મલતાંજ ફલીભાઇ અને લવજી તેનને વખત હોવાથી મારતી વીકટોરીઆએ મેહમ "ગુલવીલ" તરફ નીકલી પડીયા.

ગાંધીભાઇના એકાએક થએલા મરણની ગમભરી ખબર તેમના ઓલખાન પીછાણુવાલાંઓને મુંબઇમાં પોહોચાડી, સુરત, ભરૂચ, અમદાવાદ અને નવસારી મધે રેહતા ગાધી ખાનદાનવાલાંઓને તાર મારફતે એ ખબર મોકલવામાં આવી.

ગાંધીભાઇની પાએદસ્ત વખતે તેમને છેલ્લુ માન આપવા ખાતર એક ગંજાવર મીજલસ મેહમ ખાતે મલી. મુંબઇથી મરનારના દોસ્ત આશનાવો ઉપરાંત તેમના ઉદાર દીલની છુપી અને છાની સખાવતને આધારે રેહતાં સેંહકડો ગરીબ પારસીઓ, આંસુથી ભીનાએલી આંખે પાએદસ્તની મીજલશમાં સામેલ થવા આવી લાગાં, અને અમદાવાદની મેલ ટ્રેનમાં સહવારને પોહોર બાહાર ગામથી ગાંધીખાનદાનવાલાંઓ તથા મરનારના સુરતી, ભરૂચી અને અમદાવાદી દોસ્તો આવી પુગા.

* * *

અને એ રીતે જવાનીની જાહેલી અને નાદાનીયતમા, જરના જોર ઉપર મુસતાક રેહી કરેલી ભુલથી અંતકરણના ડંખે રીબતા ગુસતાદજી ગાંધીનું ગમ ભરીયું સેવટ આવ્યું.

* * *

પણ ગુલાંના મગજ ઉપર થએલી અસર ગઇ નહી. ગાંધીભાઇનું રવાન જ્યાં સુધી ઘરમા હતું ત્યાં સુધી ગુલાંએ હીમત રાખી પોતાના ઘરની તપાસ અને દેખરેખ રાખી. ઘેરમા રવાન થયું એટલે જરથોસતી દીનના કાએદા પરમાણે સરવે દુરવંદો, નોકરો નફરોને ઘરમાંથી બાહાર કાહાડીયાં, અને પંપાને પણ તે ફરમાન પરમાણે ઘરમાથી નોકરો સાથ બાહાર જવું પડીયું. લાચાર! પારસીઓના રેવાજ પરમાણે પંપાને તેટલો વખત ઘરમાથી જવાની ફરજ પડી હતી!! પણ ગાંધીભાઇની પાએદસ્ત કાહાડીયા પછી ગુલની છાતીમા છુપાએલો ગંમ, અને તેના નાજુક મગજ ઉપર પેલાં દસતાવેજ માહેલા હરફો વાંચીયાથી થએલી અસરથી તેને પાછી "બ્રેનફીવર" લાગું પડી, અને સાંજ પડે તેટલા તો મોટા મોટા ડાકટરોની માહાવજત છતાં તાપ ૧૦૬ ડીગરી સુધી ચહડી ગઇ.

ગાંધીભાઇના મરણની સરવે ઘટીટ કીરીઆ અગીઆરીમાં કરવા પંથકીને હુકમ કાધો, જેથી "મકાઇ ડોસાં અને ભીખામાએના" ધારીયા પરમાણે "ચાહારમના બોના" તથા "દસમા અને માસીસાની મીઠાઇના ખુમચા" વેહચાવાનું બંધ પડ્યું. ડાકટર શામરાવ ઇનતેજારથી ગુલાંની દવા કરવા લાગો, અને પંપા તુરતજ પાછી ઘરમા આવી રાત દીન ગુલાંની સારવાર કરવામા રોકાઇ.

* * *

કેમ ડાકટર? "ફલીએ ઘણુંજ ધીમે અવાજે પુછીયું".

બ્રેનફીવર "ડાકટરે મોહોડું કુમલાવી જવાબ દીધો" સાડા પાંચ ડીગરી "ટેમ્પરેચર" છે. કાંઇ કેહવાઇ શકાતું નહી કે "કેસ" કેવી "ટર્ન" લેશે. મને "અનફેવરએબલ પ્રોગનોસીસ" લાગે છે.

શામરાવ!! તમે શું બોલોછો!!! "ફુલી છાતી ફાટી જતી હોએ તેમ ગુંગલાઈને બોલ્યો" "અનફેવરેબલ !" અરે લવ—લવજી —મારી ગુલ—મારી ગુલ મરેછે!

લવજીએ તુરતજ ફુલીનુ માથુ પકડી પોતાની છાતીમાં ડાબી કેહયું:—ફુલી, ફુલી એમ નાદાન કેમ બનેછ હીમત રાખ. શામરાવ, શું કેસ એટલો બધો બગરી ગયોછ ?

મારો છેલ્લો ઇલાજ કરી તમુને હું જણાવવા આવેલો છેઉ "શામરાવે જવાબ દીધો" બે તન કલાકમાં તાપ ઉતરે ઇયા તો ચહડે. જો ચહડે તો કેસ બગડીયો. પણ એક કે દોહોડ કલાકમાં આપણને માલમ પડશે કે તાપ ઉતરેછ કે ચહડેછ. પંપા તેની પાસેજ બેઠીછ, અને "નર્સ"ને મે "થરમોમીટર" આપી દરએક અરધા કલાકે તાપ તપાસવાની તાકીદ કરીછ.

ડાકટર શામરાવ અને ફુલીભાઈ વચ્ચે વાતચીત ચાલતી હતી તેટલા માલ ઉપરથી "નર્સ" એકદમ ઉતરી આવી ડાકટર શામરાવના હાથમાં "થરમોમીટર" મુકયું, અને ફુલીએ ધ્રુજતે અવાજે ઇનતેજારીથી પુછીયું:—

કેમ ડૉકટર!!

હલ્લો! એક સો!! એટલી બધી તાપ ઉતરી ગઇછ!! "શામરાવ "થરમોમીટર" વાંચી બોલ્યો" ખુશી થાઓ ફુલીભાઈ. *હવે તો હું ખાતરીથી કેહુંછ કે તમારી ગુલાંને હું એક વખત ઉથાડસ. તમે જરા મને રજા આપો તો હું પોતે ઉપર જઈ આઉં.

શામરાવ ગુલની હાલત તપાસવા ઉપર ગયો, અને ફુલી તેની ફાગને ડોલે રાહા જોતો લવજીના પાસાંમા ગુપચુપ બેહો.

ફુલી તું એમ દલગીર ના થા. "લવજીએ આખર સધીઆરો આપવા વાત છેડી" ખુદા ફજલ કરશે અને તારી ગુલ સાજી થશે.

એ લવ "ફુલી પોતાનું કપાલ પોતાના બને હાથની હથેલીમાં નાખી ધીમે અવાજે બોલ્યો" તમે મારી હાલત બીલકુલ જાણુતા નથી. આ જીંદગીના તમામ સુખનો આધાર મે જેની ઉપર બાંધીયો, અને જેના સુખને ખાતર મારા જીવની દરકાર છોડી હું ફાસીને લાકડે ચહડવા મુગે મોહોડે તઇયાર થયો, તેને હવે હું કેમ મરતી જોઈ શકું! લવ, લવજી, ગુલને ખાતરજ હું જીવતો હતો! આએ દમમા લેવાની હવાના દરેક દમમા હું તેની ઇઆદ કરતો હતો! મારા દુઃખના પાહાડ જેવા ભારી બોજાનો વજન હું મારી છાતી ઉપર લેઇ ગુલને માટે આસાનીથી ફરતો હતો, અને તે ગુલ—હવે તે ગુ-લ હવે-હ-વે-તે ગુ—

ફુલીથી વધારે બોલાયું નહી અને તેની છાતી દબાવા લાગી. લવજી તેનુ માથુ પકડી પીઠ પસવારી ધીરજ આપતો હતો તેટલાં ડાકટર શામરાવ હશતે મોહોડે આવી બોલ્યો:—

કેવો અજાએબ ફેરફાર! હાલ તાપ બીલકુલ ઉતરી ગઈ છે, અને ખુશ નીંદમા ગુલબાનુ પડેલાં છે! ફુલીભાઈ હવે એમનો એક બાલબી વાંકો થનાર નથી!!

ખુદા તમારી મેહેનતને જશ આપે! "ફુલી બેહેલો ઉઠી શામરાવનો હાથ પોતાના હાથમા પકડી જોસથી દાબી બોલીઓ."

* * *

ગાંધીભાઈને શું હતું ડાકટર શામરાવ? "લવજીએ વાત છેડી."

હાર્ટ-દીઝીસ. "ડાકટરે જવાબ દીધો." માથેરાનમા મે મરનારની છાતી એક વખત તપાસી હતી, અને મે તેજ વખતે ગુલબાનુને કહ્યું હતું કે કોઈ વખત તેવન બોલતાં બોલતાં મરી જશે. પંપાની હકીકત પરથી એવું માલમ પડે છે કે મરનારને ઉંઘમા ચાલવાની આદત હોવાથી તેનાઓ મોડી રાતના નીચે ઉતર આવ્યા, અને ગુલબાનુએ ચમકીને ચીઆર પાડવાથી તેવન એકાએક જાગી ઉઠીયા

*ડાકટર શામરાવ અને બીજા ડાકટરો આવી કીસમનો સધીઆરો દરદીના લાગતાં વલગતાઓને આપી "મુવેલા બાઘ મારે છે," સબબ તાપ ઉતરી ગયા પછી તેઓ દરદીને સાજો કરવાની ખાતરી આપે છે!

અને તેજ વખતે ધાસતી ખાઈ તુટી પડી મરી ગયા.

પણ ગુલાંને એમ ચમકવાનુ શું કારણ? "ફલીએ અજબ થઈ સવાલ કીધો"

ગાંધીભાઈની હાલત જોઈ વખતે તે બ્હીધી હોએ એમ હું ધારૂછ "ડાકટરે અટકલ કીધી."

બ્હીધી! "લવજીએ અનકા કીધા" ગુલ બ્હીધી! છત! છત! ડાકટર શાંમરાવ, ગુલ કાંઈ આજ કાલનાં ચીબાવલાં બઈરાંઓના જેવી ઓરત નથી કે એમ જરા જેવી વાતથી ચીસ પાડી ઉઠે. પણ હું ધારૂછ કે કાંઈબી માતેબર કારણ વગર ગુલાં કદીબી ચીસ પાડે નહી.

લવજી પોતાના વીચારો પુર છુટથી આજકાલનાં સુધરેલાં બઈરાંઓ ઉપર જણાવતો હતો, તેટલાં પંપા પોતે ઉપરથી આવી લાગી. ફલીએ તેના ચેહરા ઉપરથીજ અટકલ કીધી કે ગુલાંની તબીયત સુધરતી જાએ છે..

હમણાજ એક અરધું કપ દુધ અને થોડો સોડાવાટર મેલવી પાયું "પંપાએ હકીકત કહી" અને હાલ પાછાં નીંદમા પડીઆં છે.

જેટલી તે ખુશ નીંદમા પડશે તેટલી તેની તબીયત સુધરશે "ડાકટરે કહ્યું" ઉંઘમાથી ઊથાડવાની બીલકુલ જરૂર નથી. દવા ચાલુ રાખજો એટલે બસ. હું જરા મારા દવાખાનામા ફેરો મારી તુરતજ પાછો આઉછ મી૦ લવજી.

"વ્હેલા આવો ડાકટર."

"અરધા કલાકમાં હુ હીઆજ પાછો છેઉ. હવે કાંઈ ફીકર જેવું નથી. જો ગુલખાનુંનો એક બાલબી વાંકો થાએ તો મારો હાથ કલમ કરૂ."

## પ્રકરણ ૩૫ મું.

### લખી આપેલું લખત.

એ શું બનાવ બનીયો પંપા કે ગુલાંએ એકાએક ચીસ પાડી! "લવજીએ શામરાવનાં ગયા પછી તુરતજ પંપાને પુછીયું"

તે દાહાડે રાતનાં ગાંધીશેઠ આઠ વાગામા માલપર સુવા ગયા હતા, અને ગુલખાનું સાથ હુ હીઆંજ વાતે બેઠી હતી. દસ વાગાને સુમારે હમો સુવા જવાની તૈયારી કરતાં હતાં, તેવામાં ગાંધીશેઠ ઉંધાડે માથે અને ઉંધાડે પગે સદરાભર હાથમા એક કાગજનુ "પાકીટ" લેઈ, એક ચોરની માફક ધીમે ધીમે ઉપરથી નીચે ઉતરી આયા! "પંપાએ વાત કરવા માડી."

"કાગજનુ પાકીટ" એ બોલ સાભલતાંજ લવજી ચમકયો અને ફલી તો ફીકકોજ પડી ગયો.

દીવાનખાનામાં આવી ગાંધીશેઠે તે કાગજ ટેબલ ઊપર બતી આગલ ખુલ્લું કરી મુકયું "પંપાએ વાત આગલ ચલાવી" ગુલખાનુએ પાછલથી વાંકા વળી તે કાગજ ઉપર નજર કીધી, અને તુરતજ એક જબરી ચીસ પાડી ગાંધીશેઠના પગ ઉપરજ બેહોશ થઈ તુટી પડીયાં. ગુલખાનુનું માંથું ગાંધીશેઠના પગ ઉપર અફડાવાથી તેવન ઉંઘમાથી ઝપકી ઉઠીયા, અને તુરતજ ગુલખાનુના આગ ઉપર પટકાઈ પડી પોતાનો જીવ મુકયો!!

અને પેલુ કાગજનુ પાકીટ? "ફલી અને લવજી બંને જને તેજ વખત અધીરાઈથી પુંછીયું"

મારી પાસે છે. આએ રેહ્યું તે "પંપાએ પોતાના ગજવામાંથી તે પાકીટ કાહાડી લવજીને સવાધીન કીધું."

હવે ફલી અને લવજી ઘણીજ ઇનતેજારીથી તે દસતાવેજ વાંચવા લાગા. ફલીને તે દસતાવેજ વાંચ્યાથી એક વીજલીનો ઝટકો લાગ્યો હોએ તેમ તે ચમકયો, અને લવજીની અજાયબીનો તો પારજ રેહ્યા નહી.

તું જાણેછ પંપા, કે આએ દસતાવેજમાં શું છે? "લવજીએ કરડી નજરે પંપા તરફ જોઈ પુછ્યું"

જી હાં "પંપા બોલી" એ દસતાવેજ પરથી માલંમ પડેછ કે અનારકલી ગાંધી શેઠના આસરા હેઠલ રેહતી હતી અને તેની દીકરી અનારકલી તે ગાંધીશેઠનુ ફર—

બોલ. બોલ. અચકાવાની કાંઇ જરૂર નથી "ફલીએ દાંત પીસી કહ્યું"

ગાંધીભાઇએ અનારકલીને લખી આપેલું આ લખત અનારકલી પાસથી ખબરૂ ખરાસ લેઇ ગયો હતો "પંપાએ નવી વાત છેડી."

વારૂ! પછી! બીજુ શું? "ફલી ગુસ્સો દબાવી બેલ્યો"

ફલી, એમ ઉસકેરાઇ જવામા લાભ નથી "લવજીએ ફલીના બોલવાની ઢપ જાણી કહ્યું" આએ છોકરીની એમા કસુર નથી.

લવજી હું પહેલેથીજ એ છોકરીની વીરૂધ હતો "ફલી બોલ્યો" ગુલને મે ઘણી મરતબે કેહ્યુ હતું કે તેની હાજરી આ મકાનમા મને ગમતી નહી હતી. આ દસતાવેજનો ભરમ જે આજ સુધી છુપો હતો તે હવે જાહેર થશે. "હોટ બાહાર તે કોટ બાહાર." કોણ ઉપર ભરેસો તમો રાખી શકસો. હવે એ ભેદ જલવાવો મુશકેલ છે. અફસોસ! ખરી વાત છે કે "અસરાફસે ખતા નહી ઓર કમજાતસે નફા નહી."

તમુને ગભરાવાનું કાંઇ કારણ નથી ફલીશેઠ. "પંપા નરમ અવાજે બોલી" અસરાફોથી જો ખતા થાય, તોજ કમજાતોથી નફો હાંસલ થાય. પણ કમજાતોથી કમજાતી થાએ છે અને અસરાફો ભલાઇજ કરે છે. હું એક અદના ચીજ છેઉ. મારી તરફથી તમુને ગભરાવાનુ કાંઇ કારણ નથી. ગુલબાંનુએ મારી ઉપર મોટી મહેરબાની કરી છે. મને તેનાઓએ વાંચતાં લખતાં શીખવી છે. મને કામાતીપુરા જેવી ગંદીલી અને નીચ વસતી જેવાં અધમ ધામમાંથી લાવી પાપમા ડુબી મરતી બચાવી આજે આવી હાલતની બનાવી છે, તેથી આ જીંદગી તેમને આભારી છે. મારા જેવી એક અનીતીના ગારમા અને છલ કપટના કીચલમાં માથાથી પગ સુધી આ જગમાં ડુબી મુવેલી, મારા જેવી એક મુફલસી અને દલીદ્રતામાં ગરક ગએલીનો ભવ આ દુનીયામા જેને સુધારી સફલ કીધો તેઅન તરફ શું હું હવે નીમખહરામ બનસ. જરા મારૂબી સાંભલો સાહેબ. હું તેવી નથી. ફલીશેઠ મને માફ કરો તો હું બોલું. સાંભલો સાહેબ મારી જો દયાનત બુરી હતે તો આ કાગજના પાકીટની હસતી હું કબુલજ શું કામ કરતે. મે તે વાંચી લીધું છે. પણ તેનો કસ્સોબી ઉપયોગ કરનાર નથી. ગુલબાનુના ભલાં કાજેજ તેનો ઉપયોગ હું કરનાર નથી. ફલીશેઠ આ જગમાં માશુકોને આશક ઘણાબી મલે—આશકોને માશુકો ઘણીબી મલે—નીરધનીયાને ધન ઘણુંબી મલે—ભાઇઓને બેહેનો ઘણીબી મલે—દીકરાઓને કદાચ માતાઓ ઘણીબી મલે—તપ કરતા સાધુઓને ખુદાબી મલે—પણ આ જગમાં અને હવે પછીના જનમમાં આ ગુલબાનુ સીવાએ એવી બીજી ગુલબાનુ મને કદીબી નહી મલશે. ત્યારે સાહેબ તેવી ગુલબાનુ તરફ હું બેવફા થાઉ! જો તમારામાં શકતી હોએ તો મને શીખવો સાહેબ કે "બેવફા હું કેમ થાઉ."

એકજ જવાબ દે અને તારે કામે જા. "ફલીએ ધીમે આવાજે કહ્યું" એ અનારકલી સાથ તુને શું નીસબત!

ખુદા શાએદ છે. હું તે બીલકુલ જાણતી નથી. "પંપાએ જવાબ દીધો" મને તેનો કાંઇ ખ્યાલ પણ નથી. હવે હું તમારી રજા લેઉ છ.

જા. મને તારા બોલવા ઉપર પુર ઇતબાર છે. "ફલીએ પોતાના વીચારો પંપાના બાબમા ફેરવી નાખી કહ્યું" પણ આ દસતાવેજના બાબમાં જો કાંઇબી તું જાણતી હોએ તો આજથી બીલકુલ હવે ભુલી જજે.

પંપાએ પોતાના દીલનો ઉભરો બાહાર કાહાડી પોતાની ઇમાનદારી અને એકીનકારી વીશે ફુલીબાઇ તથા લવજીની ખાતરી કરી આપવાથી તેના ભરાઇ રેહલાં દીલને હવે કરાર થયો.

એટલું તો હવે નક્કી થયું, કે પંપા પોતાની હસતીથી બેલકુલ બેખબર છે. "લવજીએ વીચાર કરી જણાવ્યું" અનારકલીની તે દીકરી થાય છે, એ વાતથી તે બીલકુલ બેખબર લાગે છ. એવી એક ભરમ રેહી ગયો. અનારકલીની પંપા દીકરી થાય છે એ બીના પંપાથી છુપાવવાની રમજાને શું જરૂર પડી હશે!!

બેમાંથી એકને કાંઇબી વજુદ ભરીયું કારણ મલીયું હશે. "ફુલીએ જવાબ દીધો" ગાંધીભાઇએ તેમ કરવા રમજાનને લાલચ આપી હોએ, ઇયાતો ગાંધીભાઇ ઊપર વેર લેવાની નીચ મતલબથી રમજાને હાથે કરી પપાને આડે રસતે ઊતરવા દીધી હોએ. અને પંપાની પુરી ખરાબી થવા બાદ ગાંધી ભાઇને રમજાન બેશક જઇ કેહતે કે "જો. જેવી રીત મારી દીકરી અનારકલીની તે ખરાબી કીધી, તેવીજ તારી દીકરી—પંપા—ની મે ખરાબી કીધી."

એ અટકલમાં બેશક મને ઘણું વજુદ લાગે છે. "લવજીએ ફુલીને ટેકો આપ્યો" આ છોકરી પોતાના મા બાપના નામ નીશાનથી બેખબર રેહી છે, એબી ઠીકજ છે.

ત્યારે હવે બેહતરતો એ છે કે મરનારનુ "વીલ" જેમ બને તેમ જલદી વાચીએ લવજી. 'ફુલીએ પોતાનો વીચાર જણાવ્યો"

બેશક મારો વીચારબી એજ છે. "લવજીએ જવાબ દીધો" હું પોતે એક એક્ઝીક્યુટર છેઉ.

અને બીજુ કોણુ છે વારૂ! "ફુલીએ સવાલ કીધો"

બીજો હું પોતે અને ત્રીજો શામરાવ. "લવજીએ ખુલાસો કીધો"

ત્યારે તો આપણુ બે જન મલી વીલ વાંચી શકશું "ફુલીએ કહ્યું" ચાલો એવનના રૂમમા જઇએ.

ગાંધીભાઇના રૂમમા જવા આગમજ ફુલીએ પેહલાંતો ગુલાંની ખબર "નર્સ"ને પુછી. ગુલાંની તબીયત વીશે પોતાની ખાતરી કીધા બાદ ફુલી લવજી સાથ ગાંધીભાઇના રૂમમા જઇ તેવનની ટેબલનું ખાનું ઉઘાડી બને જન તે મધે કાગજ્યાં તપાસવા લાગા, અને એવી રીતે તપાસ કરતા ફુલીના હાથમાં એક કાગજનુ "પેકેટ" આવ્યું. ફુલી તે તપાસી અજબ થઇ બોલ્યો:—એ વલી આએ શું છે? આએ પેકેટ ઊપર શુ લખ્યુ છે:—

"મારૂં કનફેશન!!"

ખરેખર!! "લવજી ફુલીનુ સાંભલી બોલી ઊઠયો" મારૂં કનફેશન!! જોઇએ!!! હરફતો બેહસતીનાજ છે!! ત્યારે દાદરના ખુનનુ ખરૂ સેવટ અંતે જાહેર થશે. આએ કાગજમા જો ગાધીભાઇએ ખરૂં કનફેશન કીધું હશે તો દાદરના ખુનની તમામ વીગત એમા લંબા નથી મરનારે દરશાવી હશે. આપણ ત્રણે એક્ઝીક્યુટરો આ કનફેશન વાંચીયા બાદ એ કાગજોનો નાશ કરશું.

એજ એક ઇલાજ સારો છે "ફુલીએ જવાબ દીધો" ગાંધીભાઇ તો મરી ગીયા છે, એટલે કાએદાની ચુંગાલમાથી જાણે તેવન છુટી ગયા છે. પણ ડાકટર શામરાવને એ વાત જણાવવાનુ કાંઇ કારણ નથી.

ડાકટર શામરાવે એ બીનાનો કેટલીક ભાગ, આપણી આગમજ તાપની બીમારીમા ગુલની બેભાન હાલતમાં તેણીને બડબડતાં સાંભલીએબી હશે "લવજીએ જવાબ દીધો" વાસતે શામરાવના કરતાં તો ખાનસાહેબ જેહાંગીરશાથી એ વાત છુપાવવી જોઇએ.

જેહાંગીરશાહ! "ફુલીએ વાંધો લીધો" લવજી એમ ના કરતા. આએ કનફેશન વાચીયા

પછી જેહાંગીરશાહના કીમતી વીચારો આપણુને ઘણુાજ કામના થઇ પડશે. વલી પેલા પેસ્તુ પોમેતમ ઉપર તેની નજર—

હા. એ વાત ખરી "લવજીએ પોતાની ભુલ જોઇ તુરતજ હુજત છોડી" પણુ આએ શું ખરી વાત છે કે તે પારસી થોડા દાહાડાની વાત ઉપર મોડી રાતે ગાંધીભાઇની મુલાકાતે આવ્યો હતો.

હા. "ફુલીએ જવાબ દીધો" ખુદા જાણુે તેને ગાંધીભાઇ સાથ શું કામ પડીયું હશે, કે મોડી રાતે મુંબઇથી મેહેમ વેર મુલાકાતે આયો!

મને લાગેછ કે ગાંધીભાઇને ખરશેદની પુઠે ભમતાં પેસ્તુ પોમેતમે જોયા હશે, અને તેથી તે બીના જાહેરમા લાવવાની ગાંધીભાઇને ધમકી આપી પૈસા કહડાવવા તે આયો હશે. "લવજી બોલ્યો" અમજ, એમજ. મારી અક્કલમાતો એમજ આવેછ, અને તે હમના સાબેત થશે. જરા સબુર કર ફુલી, મરનારની ચેક-બુક જોઇએ.

લવજીએ ટેબલના ખાનામાથી ગાંધીભાઇની ચેક-બુક શોધી કાહાડી તેના દરેક "કાઉનટર" તપાસવા લાગો. "જોઇએ છેલ્લો ચેક મરનારે કોણુને આપ્યો છે!"

લવજીએ આખી ચેક-બુક તપાસી. મરનારે નાહાની મ્હોટી રકમો જે જે લોકને આપી હતી, તે સરવેના જુદાં જુદાં નામો વાંચ્યા બાદ એજ ચેક-બુકના એક છેલ્લા ચેકનો "કાઉન્ટર" બીલકુલ કોરો લવજીને માલમ પડીયો.

આએ રેહો તે ચેક "લવજી બોલી ઉઠયો" કોઇને એક ચેક આપીયોછ ખરો, પણુ "કાઉન્ટર" ઉપર બીલકુલ કાંઇ લખીયુંજ નથી. મને લાગેછ કે એજ ચેક પેસ્તુ પોમેતમને આપેલો છે.

ત્યારે હવે તેનું કેમ "ફુલીએ પુછયું" તેમ જો હશે તો તે ચેક વટાવી અતીઆર આગમજ તે મુંબઇથી નીકલીબી ગીયો હશે.

કદાચ એક તેને વટાવીયો હોએ, પણુ હું નહી ધારતો કે તે મુંબઇ છોડી ગયો હોએ. "લવજીએ જવાબ દીધો" સબબ ખાનસાહેબ જેહાંગીરશાહનુ કેહવું એવું છે કે ખરશેદનુ ખુન કરનાર પેસ્તુ પોમેતમ પોતે છે, એટલે તે કાંઇ પેસ્તુ પોમેતમને આસાંનીથી મુંબઇ છોડી જવા દાએ નહી.

તમે હવે અટકલ કરવાની મુકી દેઇ વીલ વાંચો તો બેહતર લવજી "ફુલીએ કહ્યું"

પણુ વીલમા જો કાંઇ બીજુજ લખેલુ હશે તો—

હું સમજીયો. વીલમાં ગાંધીભાઇએ પોતાની દોલત બીજાને સપુરદ કીધી હોએ એમજ કંની "ફુલી બોલ્યો" લવજી, જો તેમ હોએ તો હું વીલની તેજ કલમ પરમાણુે ચાલવાનો. ગાંધીભાઇએ જો વીલમાં પંપાના કે અનારકલીનાં નામ ઉપર પોતાની દોલત ચહડાવી હોએ, તો મારે પણુ તેમજ કરવું છે. હું ગુલને એક બોતી પઇ પણુ લેવા દેનાર નથી. લવજી હુ ગુલને પઇસા ખાતર પરણીયો નથી, અટલે વગર પૈસે ગુલ સાથ પરણુવા હું રાજી છેઉ. હું પૈસા કરતાં પ્યારને પુજું છેઉ. પૈસા પર પરણેલાઓ વગર પ્યારે દુખી થાય છે, પણુ પ્યાર પર પરણેલાઓ વગર પૈસે પણુ સુખી અને ખુશી રહે છે * Oh! It is better to be unhappy with one we love, than to be happy with one we love not.

જે ઉપર પ્યાર દોડે નહી તેવા સાથ પરણી સુખી થવાના કરતા, જેના ઉપર પ્યાર દોડે તે સાથ પરણી દુખી થવું ભલું.

## પ્રકરણ ૩૬ મું.

### "ઓવર કોટ"

આજે ગાંધીભાઇનું "કનફેશન" વંચાય છે. વીલ વાંચવા આગમજ "કનફેશન"

* Lord Lyton.

વાચવાનુ ગાધીભાઇના મુંધી એકઝીકયુટરોને વધારે અગતનુ લાગવાથી લવજીએ ડાકટર શામરાવને તથા ફલીભાઇની ખાએશ મુ-જબ ખાનસાહેબ જેહાગીરશાહને તેડી મંગાવયા.

એકઝીકયુટરોની મીટીંગ મલ્યા પછી લવજીએ શરૂ કીધુ — "ડાકટર શામરાવ, મરનાર ગાધીભાઇએ તમુને પોતાના એક એકઝીકયુટર તરીકે નેમેલા હોવાથી મે તમુને તુરતજ તેડાવ્યા છે, નખમ હમો મરનારનુ વીલ વાચવા માગીએ છેઇએ

ખરેખર! "ડાકટરે ડોકી ધુનાવી" પણુ બીજા એકઝીકયુટરો કોણુ છે?

ફલીભાઇ અને હું પોતે "લવજીએ જવાબ દીધો"

ત્યારે એકઝીકયુટરોની એ મીટીગમા આએ સાહેબ કોણુ છે? "ડાકટર શામરાવે ઇન્સપેકટર જેહાગીરશાહ જે લવજીના બોલાવ્યાથી આવી બેઠા હતા તેવન વીશે સવાલ કીધો."

એઓને તમે નથી પીછાણુતા? "લ-વજીએ જવાબ દીધો ' જેહાગીરશાહ!' ઇન્સ્પેકટર જેહાગીરશાહ ' '

શામરાવે જેહાગીરશાહનું નામ તેમના કામના વખાન સાથ સાભલેલું હોવાથી તેમને જોઇ ખુશી થઇ બોલ્યો "હલ્લો! ખાનસાહેબ જેહાગીરશાહ'! માફ કરજો મે બીલકુલ તમને ઓલખાયા નહી તમુને જોઇ હું ઘણુાજ ખુશી છેઉ ખાનસાહેબ.

એમા શું મ્હોટી વાત છે. "જેહાગીર-શાહે લાએકી જણુાવી." શુ દરએક આદમીએ દરએકને ઓલખવાની જરૂરજ છે? હુ કાઇ મારે માટે નથી કહતો પણુ કેટલાક માતબ-રોના ભેજામાં એવીજ બુઇ ભરેલી હોએ છે, કે તેઓ માતબર હોવાથી, ઇયા ગાડી ઘોડે ફરતા હોવાથી તેઓને દરએકે ઓલખવાજ જોઇએ, જાણે દુનીઆમા વસતાં લોકો તે-ઓનેજ માટે ખુદાતાલાએ પેદા કરેલા હોએ. પણુ એવા બેવકુફોએ જાણવું ઘણું જરૂરનું છે કે દુનીઆને મનથી તેઓ પહેકેલા અને કાતરીયાના ધસેલા છે.

મી૦ જાહાગીરશાહના મતને હું મલતો છેઉં. "લવજીએ જવાબ દીધો" જે બેવકુફો એવું ગુમાન રાખતા હોએ અને જેઓ મર-વેમા પોતાને ઓલખાવવા ઇનતેજાર હોએ તેઓએ પ્હેલા નમનતાઇથી સરવેને ઓલખવા જોઇએ. અને એક વખત પોતે ઓલખાયા પછી હમેશ લ એકી અને ભલાઈ સરવે તરફ ચાલુ રાખવી ઘટે છે.

હવે હું ધારૂછ માહેબો કે આપણુ આ-પણુ કામ ચલાવીએ. "ફલીભાઇએ લવજીને ઇશારો કીધો."

હવે માહેબો જે કામ કરવા આજે આપણુ સાથે મલ્યા છેઇએ તે શરૂ કરશું. "લવજીએ રીત પરમાણે મીટીગનુ કામ શરૂ કીધું." હુ ધારૂછ કે પેલા દાદરના ખુન-વાલા મુકદમાની વીગતથી આપણુ સરવે જા-ણીતા છેઇએ

ખરી વાત પણુ તે બાબદને ગાધી-શેઠના વીલ સાથ શું નીસબત છે મી૦ લવજી "ડાકટરે સવાલ કીધો, અને જેહાગીરશાહ ધ્યાનથી સરવે તકરાર સમજવા લાગો."

કાઇજ નહી "લવજીએ જવાબ દીધો" વીલ સાથ જરાબી નીસબત નહી, પણુ ગાધીશેઠને એ ખુન સાથ કાઇ સેહજસાજ નીસબત હતી.

ડાકટર શામરાવ આ સખુનો સાભલી વીચારમા પડીયો, સખત ગુલાને તાપની બી-મારીમા ગાધીભાઇ વીશે એવીજ કીસમના ભડકાવનારા બોલો બોલતા તેને સાભલેલા હોવાથી, તે બોલો ઉપર તેનુ તુરતજ ધ્યાન ખેચાયું.

તમે શુ બોલોછ મી૦ લવજી, "શામ-રાવે ખુરશી આગલ ખેચી પુછીશુ" આખી

શેઠને કેવી રીતે એ "કેસ" સાથ નીસબત હતી!

તે તો જ્યાં સુધી તેવનનુ લખેલું "કનફેશન" વાચીએ નહી ત્યાં સુધી કાંઇ કેહવાએ નહી. "લવજીએ જવાબ દીધો."

કનફેશન! "જેહાંગીરશાહ કનફેશન બોલ સાંભલી બોલી ઉઠીયો" ગ્રહસ્થો માફ કરજો. મારાથી ભુલ થઇ છે. મને આ મીટીંગમાં બેસવાનો હક મલ્યો છે, પણ બોલવાનો હક નથી મલ્યો, છતાં મારાથી બોલાઇ ગયું છે. "કનફેશન" વીશે હમના મી૰ લવજી કઇ બોલ્યા—

હા. "લવજીએ જેહાંગીરશાહ તરફ નજર ફેરવી ફરીથી કહ્યુ" કનફેશન. પેસ્તુ પોમેતમને ખશરૂ ખરાસના ખરા ખુની તરીકે પકડવાની તમારી ગણતરીનુબી સેવટ આવશે મી૰ જેહાંગીરશાહ, સબબ હવે ખરો ખુની આપણુ જલદી સોધી કહાડશું.

સોધી કાહાડશું! "જેહાગીરશાહે ટેકડી કરવા માડી" અરે સાહેબ સોધી કાહાડીયો કરી કેહવો. તમે તો "કનફેશન" વાચીયા પછો ખશરૂના ખરા ખુનીને સોધી કાહાડશો, પણુ લવજી શેઠ, બેઅદબી માફ છે, બંદા તો "કનફેશન" વંચાએ તે આગમજ તે ખુનીને સોધી કાહાડી સાથે લેતો આવેસો છે. તમે તમારૂં કામ ચલાવો સાહેબો.

અને તે ખુની કોણુ મી૰ લવજી? "શામરાવે સવાલ કીધો."

રુસતાદજી ગાંધી પોતે. "લવજીએ ટુંકો જવાબ દીધો."

જેહાંગીરશાહ હસી ખુરસી ઉપર અધેલાઈ પડીયો, અને શામરાવ ચમકી ઉઠી કાંઇ બોલવા જતો હતો તેટલાં જેહાંગીરશાહે તેનો હાથ પકડી બેસાડી દેઇ સવાલ કીધો:—

શું ગાંધીભાઇ પોતે પોતાના "કનફેશન"માં એમ લખેછ કે તેવને ખશરૂ ખરાસનુ ખુન કીધું હતું?

પણુ એટલી બધી ગડબડ શું કામ જોઇએ. "ફલીએ કહ્યું" કનફેશન વાંચી ખાતરી કરીએ.

કનફેશનમાં એમ લખ્યુંબી હોએ કે મરનારે પોતે ખશરૂનુ ખુન કીધું હતું, તો પણ હું તે માનું નહી. "જેહાંગીરશાહે હુજત કીધી" તેમ લખવાનું તેવનને કાંઇ કારણુ મલ્યું હોએ, ઇયા તો—

તેવનના મગજની હાલત બગડેલી હોએ. "શામરાવે ટેકો આપ્યો."

બધી વાત રેહી, આપણુ કનફેશન વાંચી સેવટ ઉપર આવીએ. "લવજીએ સલ્લાહ આપી."

સાહેબો, એકજ મીનીટ સબર કરો. 'જેહાંગીરશાહે પોતાની જાંગ હેઠલ દાબેલું એક નાહાનું કાગજમાં વીંટાળેલું બંડલ કાહાડી કહયું" જો તમારૂ કેહવું ખરૂ હોએ તો પછી આએ બંડલનું શું!!

એ શું છે!! "ફલીએ પુછીયું"

જુવો. એમા મરનાર ખશરૂ ખરાસનો "ઓવર કોટ" છે. "જેહાંગીરશાહે બંડલ માથી ઓવર કોટ કાહાડી તેની ઘડી ઉખેડી સરવેને દેખાડી કહ્યું" રાજબાઇ ટાવરની પાસેના બાગમા દરીઆ આગલની બાજુપર આવેલાં એક ઝાડ ઉપરથી મને એ કોટ મલ્યો છે.

તીયારે શું ગાંધીભાઇએ—

વલી એજ કોટના ખીસાંમાથી એક કલોરોફાર્મની ન્હાંની જેવી બાટલી પણુ મને મલી છે. જુવો આએ રેહી તે. "જેહાંગીરશાહે એક ન્હાંની બાટલી કોટના ખીસામાથી કાહાડી દેખાડી કહ્યું." એ બેહોશ કરનારી દવા ખુનીએ "ત્રીચરની" કમપનીમાથી લીધી હતી, તેનુ "લેબલ" બાટલી ઉપર હજી લગાડેલુંજ છે. મે ત્રીચરને ત્યાંથી ખબર મેલવી કે તે ખરીદનાર કોણુ હતો.

કોણુ હતો વારૂ? "ફલી અને લવજી એકજી વખતે અધીરાઇથી બોલી ઉઠીયા."

પેસ્તુ પીમેતમ! "શાબરાવે જવાબ દીધો"

નહી. પેસ્તુ પીમેતમબી નહી અને ગાંધીભાઇબી નહી. કલોરોફાર્મ ખરીદનાર ખસરૂ ખરાસ પોતે હતો. "જેહાંગીરશાહે જવાબ દીધો."

ખશરૂ ખરાસ !! "સરવે અજબ થઇ બોલ્યા."

હા. ખશરૂ ખરાસ પોતે. "જેહાંગીરશાહે પેલો ઓવર કોટ પાસેના સોફા ઉપર નાખી જવાબ દીધો" બે આંઉન્સ કલોરોફાર્મ "કેમીસ્ટે" ખશરૂને ડાકટરની ચીઠી વગર આપવા ના પાડી ત્યારે ખશરૂ ખરાસે એક સાક્ષી રજુ કીધો હતો.

"અને તે શાક્ષી કોણ હતો ?"

પેસ્તુ પીમેતમ !! "જેહાગીરશાહે જણાવ્યુ" પેસ્તુ જાણતો હતો કે ખશરૂ કલોરોફાર્મ સાથે લેઇ ફરે છે, તેથીજ તેને ખુન કરવાની લાલચ થઇ હતી.

ઠીક છે. ઠીક છે. "લવજીએ એક આડકતરો સવાલ કીધો" પણ ખશરૂને કલોરોફાર્મ સાથે લેઇ ફરવાનું શુ કારણ ?

હા જી. "જેહાંગીરશાહે લવજીને હાબી દેવા માટે જવાબ આપ્યો" તે તો ખશરૂ પોતે જાણે, અને જે તેને પુછી ખુલાસો મેલવે તે જાણે.

હું ખાતરીથી કેહુંછ કે પુલીસ જો પેસ્તુને "પ્રોસીકયુટ" કરે અને હું જો પેસ્તુનો "ડીફેન્સ" કરૂ, તો જેહાગીરશાહ તમારી આટલી દલીલો છત. પેસ્તુને સેસનમાથી સાબુત નીરદોશ ઠેડવી છોડવી લેઇ જાઉ. "લવજીએ ભાર મુકી કહયુ" એ તે કાંઇ ખુનના પુરાવા કેહવાએ જેહાગીરશાહ. પેસ્તુએ ખશરૂનુ જો ખુન કીધું હોએ તો પાછલથી તે ગાધીભાઇને મલવા શું કાંમ આવે.

બાવા માફ કરો. "જેહાંગીરશાહે કંટાલી જવાબ દીધો" હા અને ના વચ્ચે હમેશ ઉંદર અને બીલાડી વચ્ચે જેવું વેર હોય છે, તેવું વેર વસે છે. વાસતે તમે કનફેશન વાચો એટલે ખાતરી થશે.

બરાબર છે લવજી, તમે કનફેશન વાંચવું શરૂ કરો. "શામરાવે ટેકો આપ્યો." અને લવજીએ મરનાર ગાધીભાઇનું કનફેશન વચવા માડીયું.

## પ્રકરણ ૩૭ મું.

### "ગાંધીભાઇનો ગંભીર એકરાર."

### (કનફેશન)

"૧૮—ના જુન માસમાં મુંબઇમા દાદર અને નાએગામના રસતા વચ્ચે એક ભાડુતી વીકટોરીયા અંદર જે પારસીનુ ખુન થયુ હતું, તેની ખરી બીના લોકોના જાણવામ આવે એવી મતલબથી મે મારો ગંભીર એકરાર લખી કાહાડયોછે, જે બોલે બોલ ખરો છે એવું માનવાને, મારા દરેએક વાચનાર અને સાંભલનારને નમનતાઇ સાથ અરજ કરૂં છું.

દાદરવાલાં ખુંન સાથ નહી પણ ખુનવાલી બાબદ સાથ મને થાડો સંબંધ હતો, પણ મારા એ સંબંધ વીશે લોકોને કસ્સોબી શક કે સંદેહ નહી હોવાથી, એક બીજા ભલતાજ નીરદોશ ઉપર જાસતી ગુજરી હતી. મારા જમઇ ફલીભાઇ ઊપર ખશરૂ ખરાસના ખુનનુ તોહમત અગરજો પુલીસે વગર વીચારે, અને વગર તલાશ કરવે મુકી તેને પહરેજ કીધો નહી હતે, તો હું કદીબી આ ગમભીર એકરાર લખતે નહી. પણ મારા જમાઇ ફલીભાઇને ઇનસાફ આપવા ખાતર, તેને મુંબઇની વસતીમા, અને પારસી કોમ વચ્ચે નીરદોશ જાહેર કરવા ખાતર તથા જે માન અને ઇજજત તે હાલ પંચમાં મેલવે છે, તેમા વધારો કરવાના હેતુથી મે મારૂ "કનફેશન" લખ્યુ છે.

ફલીભાઇ જોકે ખુનના અપરાધમાથી જયુરીના એક મતે નીરદોશ ઠરી છુટી ગયો છે, તોપણ મારી તરફ તેની બાહાલએ-

લી આલચલનથી મેં જાણી લીધું હતું કે ખથરૂં ખરાસના ખુન વીશે તે સરવે કાંઇ જાણતો હતો. એ દાદરવાલાં ખુન સાથ મને થોડો સંબંધ હોવાથી મને મારા પોતા વીશે લંખાનથી લખી સાબેત કરી આપવું છે કે એ ખુનવાલી બાબદ સાથ મને કેવી રીતની નીસબત હતી.

મારા મુવા પછી ઇનસાફની નેમ જાલવવા ખાતર જો આ મારૂં "કનફેશન" જાહેર કરવું પડે તો તેમ કરવાની પુર છુટ મારા વાંચનારને આપુ છું. પણ બનતા સુધી કોઇને ખાતર નહી તો મારી પ્યારી દીકરી ગુલબાનુંને ખાતર એ બીના જો જાહેરમા નહી આવેતો વધારે બેહતર.

હું મારૂં કીસમત અજમાવવા પેહલ વેહલો ઇ૦ સ૦ ૧૮—ના સાલમા અમદાવાદથી મુંબઇ આવ્યો હતો. મુંબઇ આવી મારી ગુજાસ મુજબ અને વેપારી અક્કલ પરમાણે શરૂઆતમાં સુરત ભરૂચ અને અમદાવાદ તથા મુંબઇ વચ્ચે આડતની એક પેહડી ઉંઘાડી મે મારૂં પેહલું કામ શરૂ કીધું. રફતે રફતે મારૂં કામ પગભર થતું ગયું અને મારી આંટ વધતી ગઇ. પણ એટલામા મને સંતોષ મલ્યો નહી, અને શેરના સટ્ટામા ઝીપલાવવાની લાલચ થવાથી મે તે ધંધાની શરૂઆત કીધી, અને નસીબના જોરે પ્હેલીજ શરૂઆતમાં મને થીક લાભ થયો. તેજી મંદીની ગણતરીનુ મને પુરેપુરૂં ધ્યાન ન હોવા છતાં જેબી ધંધો હું કરતો તેનુ સેવટ અંતે સુભ આવતું જોઇ બીજા વેપારીઓ મારે પગલે ચાલી જીવદાર થવા લાગા. મારો સેતારો તે દાદારની મ્હેરથી ચમકવા લાગો. હું જેબી કામ હાથ ધરતો તે પાર પડતું, અને મારા ફતેહમંદ સીતારાની ચાલથી હું માન અને ઇજ્જતનો માલેક થતો ગયો.

મારી શકતી પરમાણે જાત પરજાતની મુફલેસી ઉપર હું હમેશાં કદાર નજરથી જોતો હતો, અને મારી ગુજાસ પરમાણે તેમની હાજતો હું પુરી પાડતો હતો. એ વાત રફતે રફતે જાહેરમા આવતી ગઇ, અને લોકો મને તેથી વધારે ચાહાવા લાગાં. દીનજતે મારૂં નામ લોકોનુ એટલું તો ધ્યાંન ખેચવા લાગ્યું કે સુસતાદજી નામ સેવટે ભુલી જઇ તેઓ "ગાંધી શેઠ" અને અતલગના મીત્રો "ગાંધીભાઇ"ને નામે મને ઓલખવા ઓલખાવવા અને બોલાવવા લાગાં, અને ખરા પ્યારથી ચાહી તેઓ માનથી મને નવાજવા લાગાં.

સખાવત કરી કદીબી છાપાવાલાઓને મારી કીરતી અને નામનાં બાંકાં ફુંકવાની હું ભલાંમન કરતો નહી હતો. તેમજ લોકોનું ભલું કરવાનુ ડોલ ઘાલી, જાહેર પુરૂશમા ખપી, સરકાર તરફથી "ઓનરેબલ" કે "નાઇટ" કે "બેરોનેટ" કે ખાનબાહાદુર અને શક્કર બાહધુર વગેરે બેતાબોનો સેહજબી હું લોભ કરતો નહી હતો. પણ દીલની હદ અને શકતીની ગુજાસ મુજબ જેબી સખાવત મારે જમને હાથે હું કરતો હતો, તેની ખબર મારા ડાબા હાથને વટીક હું પડવા દેતો નહી હતો.

પણ સુખ અને દુઃખનો જોડો હમેશ સાથેજ રેહ છે. દીવસ પછી જેમ રાત પડે છે, તેમ સુખ પાછલ દુઃખ પણ ચાલતુંજ આવે છે.

કમનસીબના જોરે મારી ખુશી ખુરમી અને રંગરાગમાં ભંગ પડીયો ; અને તેજ દીવસથી મારી ગમગીની શરૂ થઇ. તે રંગનો નાશ મારી માનીતી અને વફાદાર મોહરદારના મરણથી થયો, જે પોતા પાછલ પોતાનીજ સીકલને એક સુંદર નકલ—મારી હેતવંતી અને કેહ્યાગરી દીકરી ગુલ—ને વગર માદરની કરી તલસતી મુકી ગઇ.

મારી ખુશી ખુરમી, મારી મોજમજાહ અને રંગરાગનું સેવટ આવ્યું. રંગરાગ અને ગાંન તાન મારા મકાનને માહેતમ સમાન લા-

ગવા લાગાં. વાડી ગાડી–ખાના પીના અને દોસ્તોની દીલભરી એ સરવે તજી મેં એકાંતમા વસવાનુ પસંદ કીધું. આ જગનો સરવે સંસાર હવે મારે મન ઝેર સંમાન થઇ લાગો. સબબ કે:—

" કુલ્લે સંસારની શોભા ખરેખર નેક નારી છે.
મરદ કરતાં વધુ ગુણ છે વલી એકીનદારી છે.
કહાં એ સમ અરે બીજી કહોની ચીજ પ્યારી છે
કલી **દીલજાન** છે ગુલની સુગંધી એજ કયારી છે"

પણ જનમથી જે મોજીલો ખવાસ તે એકાંતપણામાં કદીબી રીઝતો નથી. લાંબે વખતે મારા મીત્રો અને રફીકોની જીદને તાબે થઇ સેવટે મે પાછી મારી કરમાએલી તબીયતને ખીલવવા અને મારી ગમીને દુર કરવા હું પાછો તેઓ સાથ ભેલાઇ ફરવા લાગો.

એજ વખતે મારી વાડીમા "અનાર કલી" નામની એક વખણાએલી પંજાબી નાએકણનો પ્હેલબ્હેલો નાચ મારા રફીકોએ મને રીજવવા માટે કરાવ્યો. અનારકલીને પેહલી મેં ત્યાંજ જોઇ હતી. તે રંગે જોકે સાવલી હતી, પણ તેના ચેહરાનો ઘાટ કોઇનુબી ધીઆન ખેંચે તેવો હતો. તેની આંખોમાં કાંઇ એવી શકતી હતી કે કોઇબી આદમીની નજર સાથ જો તેણીની નજર મલતી તો તે તેના ઉપર મોહી પડી તેણીને વશ થઇ જતો હતો.

પેહલી નજરે જોતાં અનારકલીએ મારાં ધીઆન ઉપર જો કે જબરો છાપ મારીયો હતો, છતાં તે મને બીલકુલ પસંદ પડી નહી; પણ રફતે રફતે હું તેની જાલમાં સપડાતો ગયો, અને સેવટે આએ દુનીઆમાં મને તે એટલીતો વાહલી થઇ પડી, કે તેણીની પ્રીતમાં હું દીવાના જેવો થઈ ગયો, એમ જો કેહું તો તે ખોટું કેહવાએ નહી.

અનારકલીની પ્રીતમાં અંતે હું દીવાનો બનીયો. મારી હાલત હું ભુલી ગયો—મારી ઇજ્જત અને દરજ્જાની મને કાંઇબી ફીકર રેહી નહી—લોક મારે માટે શું બોલશે તેની મેં કાંઇબી દરકાર કરી નહી અને મારૂ સર્વસ્વ વીસરી મેલી રાત દાહાડો અનારકલીના નામની માલા જપવા લાગો.

ઇનસાફને ખાતર મારે કેહવું જોઇએ કે અનારકલી જો કે ધંધે એક નાએકણ હતી, પણ તે ખરી ઇજ્જતદાર, અસમતવાલી અને કલંક વગરની ઓરત હતી. તેની મા રમજાંન એવી તો કરડી નજર પોતાની દીકરી ઉપર રાખતી હતી કે તે કોઇ સાથ તેણીને વાત તો શું, પણ નજર મેલવવા પણ દેતી નહી હતી. એક કલાકબી તે પોતાની નજર આગલથી અનારકલીને દુર કરતી નહી હતી.

હું કમનસીબની સરજત ઉપર સીલ પડી ચુકું હતું, અને તે ઉપર બદનામીની મોહરનો છાપ લાગુ પડેલો હતો. હું અનારકલીના પ્યારમાં પડી ચુકો હતો. મારો પ્યાર અનારકલી તરફ કેવો અને કેટલો હતો તે વીશે કાંઇ પણ અતરે લંબાન કીધા વગર હું જણાવુછ કે મેં અંતે મારી પ્રીતની અગન બુજાવવા, મારાં જરના જોરે રમજાંનને મે મારા હાથમાં લીધી, અને તેની ખુબસુરત દીકરી અનારકલીને મારા આસરા હેઠલ રાખી, એક પરણી ઓરત જેવાં સરવે સુખોથી તેણીને નવાજવાની અને લાખો લાડોમાં છુપી રીતે રાખવાની સેંકડો કબુલાતો મે કરી, તેવી મતલબનું એક પાકકું લખત મે મારે હાથે અનારકલીને કરી આપ્યું.

મારૂ માપ—મારી પ્રીતનું માપ—અનારકલીએ ખરેખર કરી લીધું હતું. આ ખુબસુરત પંજાબને મારી હાલતનો વીચાર કરી, ચેરાગ ઉપર જલતા પરવાના મીસાલ મને તે જલાવવા, અને મારી તેવી હાલતમાં તે બેકદર મજાહ મેલવવા લાગી. અંતે અનારકલીએ એક દીવસે મને મારા એક સવાલના જવાબમાં પોતાની સુંદર ઉરદુ જબાનમાં નીચલા સખુનો કહ્યા:—

"સેઠજી, બેશક મારી મોહબત મંજુર છે, પણ તે કાહાં સુધી? જ્યાં સુધી તમા-

રામાં વફાદારી છે ત્યાં સુધી. પછી એજ મધુર મોહબત કીનાથી ભરી ગજબ સમાન થઇ પડેછે. હમો પંજાબન પ્રીતના સાચ્ચાં અને વફાદાર છઇએ. હમો કદીબી બેગાનાઓ ઉપર પ્રીત કરતાં નથી. હમો કદીબી હમારૂં દીલ બેગાનાંઓને આપતાં નથી. જ્યાં અમારૂ દીલ લાગેછે તીયાજ હમો હમારી પ્રીત આપીએ છઇએ. હમારો દોસ્ત ઇયા ખાવીંદ જેબી હોય છે તે હમેશા એકજ અને તે વફાદાર હોએ છે. હમો હમારા મરદોની બાજુએ દુઃખમા તેના ઉપરનો ભાર ઉઠાવવા તેની સોડે સોડ બાહાદુરીથી ઉભાં રહીએ છેઇએ—હમો એક ગુલામના જેવી તેમની ત બેદારી બજાવીએ છઇએ—હમારૂ દીલ કદીબી તેમનાથી ફરતું નથી અને બેવફાઇ શું તે હમો જાણુતાં નથી. મરદો હમુને ધીક્કારે—નજર આગલથી દુર કરે—ગજબ પાડે—હોકડ મારી દુર કરે, તે સરવે હમો કાંઇબી ફરીઆદ કીધા વગર ધીરજથી મનમાં મુઝાઇ સાંખીએ છેઇએ. પણ જો તેઓ જરાબી બેવફા થયા—હમારી પ્રીતને દગો દીધો અને બીજીના થયા, તો જેટલી મધુર હમારી પ્રીતછે તેથી હજાર હીસ્સે કડવો હમારો કીનો છે. વફાદાર રેહી હમારો જીવ લેવો અને બેવફા થઇ હમારા કીનાથી તમારો જીવ બચાવો. સેઠજી, શું એવી પ્રીત તમુને કબુલ છે ?"

આ ખુબસુરત પંજાબનની પ્રીતનો એકરાર સાંભલી હું તેની વફાદારી ઉપર હજાર જાનથી નેસાર થઇ ગયો. સબબ તેણીએ કરેલા એકરારના બોલેબોલ ઓરત જાતને છાજતી વફાદારી અને વજુદથી ભરેલા હતા. અનારકલીને હું ખરેખર પવીત્રાઇનું પુતલું સમજી તેને દીલથી ચાહાવા લાગો, અને તેની તરફ વફાદાર રેહવા માટે અનેક પ્રકારે તેની ખાતરી કરવાને મેં કાંઇબી કસુર રાખી નહી હતી, સબબ તેના પ્યારે મને આંધલો કીધો હતો, અને દેખતી આંખે હું એક ઉંડા કુવામાં પડીઓ હતો.

અનારકલી વફાદાર તો ખરી. તે વફાદાર હતી, પણ અફસોસ! વફાદાર રેહવાની તેણીની સરજત નહી હતી. કુદરત તેણીને દનામ કરવા માંગતી હતી એટલે તે લાચ ર હતી. ત્રણ વરશ સુધી અનારકલી આબરૂ ઇજજતથી ભરપુર હાલતમાં લાખો લાડ વચ્ચે મારા આસરા હેઠલ છુપી અને છાની રાતે રેહી. એ દરમ્યાન તેણીએ પોતાના જેવીજ એક ખુબસુરત છોકરીનો જનમ આપ્યો. આ છોકરીનો જનમ તેની માદરના કાળ સમાન હતો. અનારકલીના કમનસીબે જોર કીધું, અને હવે પોતાના અસલ ધંધામાં તે પાછી મજાહ માનવા લાગી. મારા આસરા હેઠલ રેહવા ઉપરાંત તેણીએ જલસા અને નાચ કરવા જવા માટે બજીદ થઇ મારી પરવાનગી માગી, અને મે તેમ કરવા દેવા સાફ ના પાડી, એટલે તે કંટાલો ખાઇ બેદીલ બનવા લાગી. બે બીજાં વરસ સુધી એવી બેદીલી વચ્ચે હમારો સંબધ ચાલુ રેહો, અને અતે તે કંટાલી પોતાના એક પુરા ફરજંદને પડતું મેલી એક દીવસ પોતાની મા રંમજાનની ચોરી છુપીથી તે કોઇ સાથ પેલુ લખત લેઇ નાહાસી ગઇ.

અનારકલી નાહાસી ગયા પછીજ મને મારી ભુલ માલમ પડી. ત્યારેંજ હું મારા કામથી પસતાવા લાગો. બુઢી રમજાનને ઘડીઘડી અનારકલી સાથના મારા સંબધની વાત, તથા તેને પેટે અવતરેલી પેલી બાલકીની હસતી છુપાવવા માટે મોટી રકમો ઘડીઘડી હું આપતો હતો. મારા દીલનો ગમ દુર કરવા હું તરેહવાર ઉપાયો લેવા લાગો, અને હવે મારૂ સરવે સુખ મારી દીકરી ગુલમા સમજી ફરીથી એકાંતમા વસવા લાગો.

ફરીથી પરણુવાનો મારો વીચાર હતોજ નહી, તોપણ પરવારતાં પારસી બઇરાંઓની નીંદાખોર જીભલીથી ગાંમમા અફવા ઉઠી કે હું "બીજુ ઘર" કરવાનો વીચાર કરૂછુ. નીંદાનો રોગ મરકી કરતાં વધારેં જો-

રથી ઊડતો હોવાથી, મુંબઈથી માહીમ સુધી રોજ કેટલાંક પારસી કાજ કરનારાંઓ એ નીંદા ભરી અફવાને આધારે મારે બંગલે આવવા લાગાં. એ અફવા જ્યારે ચાલતી હતી તેવામા મને કલકત્તાથી એક કાગજ મલ્યું, જેમાં એવું લખેલું હતુ કે "અનારકલી કલકત્તામા મરણ પામી છે." આ કાગજનો લખનાર એક બંગાલી બાબુ ડાકટર હતો. આ ખબર મલતાંજ હું મારી તમાંમ મુસીબતનો અંત આવેલો સમજીયો, સબબ મે અનારકલીને કરી આપેલા લખતને લીધે દરએક પલ મને તેણીથી ડરવું પડતું હતું.

મને લાગ્યું કે મારી છાતી ઉપરથી એક પહાડના જેટલો ભારી બોજો ઉંચકાઈ ગયો. હું ફરીથી હસતું મોહડું લેઇ ફરતો થયો. મારી આગલી ભુલથી ખાધેલી ટોકડની મને ઈઆદ હોવાથી હવે હું હુશીઆરીમાં ફરતો હતો, તેવામાં એકાએક એક દીવસે અનારકલીની મા રમજાન ચીથડે હાલ કપડામાં પોતાની ખરચી ખુટવાથી મારી પાસ મદદ માંગવા આવી. તેણીને જોઈતી રકમ આપી તેણીનુ મોહોડું દાબવા બાદ અનારકલીની પેલી ખુબસુરત બાલકી વીશે તલાશ કરતાં તેણીએ મને જણાવ્યું કે તે સુંદર છોકરી તો મરણ પામી હતી. ત્યારેજ મે જાણીયું કે અનારકલી તે છોકરીને પોતા સાથ લેઈને ન્હાસી ગઈ નહી હતી, અને તેણીના ન્હાસી જવા પછી ભુખમરાથી તે બાલકી મરણ પામી હતી. રમજાનને મોહોડેથી આ સમાચાર સાંભલી હું ખુશી થયો હતો. ખુશી એટલા માટે કે અનારકલી તેમજ તેના ફરજંદની વાત હવે બીલકુલ બંધ પડી જશે. એમ હોવા છતાં રમજાનને દર વરસ તેની હાજત પુરી પડે તેટલું નાંનું હું પોહોચતું કરતો હતો.

ઘણીજ મોઘી કીમતે, અને ઘણેજ લાંબે વખતે મે મારાં મગજની શાંતી અને સુખ મેલવ્યાં ખરાં, પણ તેબી હું ભોગવવા પામ્યો નહી.

અફસોસ! જવાંનીના જોરપર મુસતાક રેહી જાહેલીથી ભરેલું ગફલતીનુ એકજ પગલું બુઢાપાના વખતમાં આબરૂ અને ઈજ્જતને ખુવારીથી બરબાદ કરે છે. દરએક પલે અને દરએક ઘડીએ મારી જવાંનીની ભુલ માટે પસતાઈ મારી આબરૂની જાલવણી માટે હું કાંઈબી ભોગ આપવા તઈયાર થતો હતો.

એવે સમે ફલીભાઈનું મુંબઈમા આવવું થયું, અને મારી ગુલબાનું સાથ તેની પીછાણ થઈ. બંનેના સ્વભાવ એક બીજાંને પસંદ પડવા લાગા અને એક બીજાંના ગુણોની બારીકીથી તેઓ અરસપરસ તપાસ કરવા લાગાં. પીછાણમાથી દોસ્તી થઈ અને તે દોસ્તીમાથી પ્યાર પ્રગટીઓ, જે જોઈ હું દીલથી ખુશી થયો હતો, સબબ ફલીભાઈ વીશે મને ઘણું ઉંચુ મત હોવાથી ગુલાંના ખાવીંદ તરીકે તેને મે પસંદ કરી તેઓને અદરાવવાની મે પરવાનગી આપી હતી. તેમના અદરાયા પછી થોડેક વખતે તેમના લગનની ગડબડમાં પડવાનો અને એક શુભ દીવસે તે નેક કાંમ પાર પાડવાનો હું વીચાર કરતો હતો, તેવામાં એક પછી એક એવા બનાવો બનવા લાગા, કે લગનને બદલે વધનની ધામધુમનો દોર ચાલવા લાગો, જે આ મારૂ "કનફેશન" વાચનાર સાહેબો—મારા "એકઝીકયુટરો"–ને બીલકુલ રોશન છે.

રાંદેર, ઓલપાડના માતબર મેહલુજી "મકટેદારના" એક પુરા દીકરા બરશેદ બરાસે એક દીવસે "ગુલવીલ"વાલો મારા મકાનમાં મારી મુલાકાતે આવી મને જણાવ્યું, કે મારા આસરા હેઠલ રેહેલી પેલી કમીની પંજાબી નાએકણ અનારકલી મરી ગઈ નથી, પણ હજી જીવતી છે, અને મને ફકત ઠગી ભમાવવાના હેતુથીજ કલકત્તેથી તેણીએ એક બંગાલી બાબુ ડાકટર પાસ તેણીના મરણની ખોટી ખબર મારી ઉપર

મોકલાવી હતી. કલકત્તામાં એક હલકા વરગની નાટક ટોલીમાં તે સામેલ થઇ હતી, અને ખરી વાત હતી કે તે ત્યાં "લીવર-કમપ્લેન્ટ"થી ઘણી બીમાર પડી હતી, પણ મરી જવાને બદલે તે સાજી થઇ હાલ મુંબઇ આવી પુગી છે.

મેહ્બુજી મકટેદારના મરણ પછી ખશરૂ ખરાસે પોતાના મરહુમ બાપે જમાવેલી દોલતનો છુટે હાથે ઉપયોગ કરવા માંડીયો હતો. અનારકલીની તારીફ કોઇ સુરતે તેને કાને સુરતમા પડી અને તે સાંભલતાંજ, છટેલ ખશરૂ મુંબઇ આવી પુગો, અને મારી ગેર હાજરીમા અનારકલીની છુપી મુલાકાતો લેઇ તેણીને મારી તરફ બેદીલ બનાવી દીધી. જે સંજોગો વચ્ચે એ બીના મેં પાછલથી જાણી, તે ઉપરથી હું નક્કી કરી ચુકો કે અનારકલીને મારી તરફ બેદીલ બનાવનાર ખશરૂ ખરાસ પોતે હતો.

અનારકલીને મારી તરફ બેદીલ બનવા ખશરૂએજ શીખવી હતી. જલસા, અને નાચ કરવા જવા માટે મારી પરવાનગી માગવા માટે ખશરૂએજ તેણીને ઉસકેરી હતી, અને તેજ વખતે મારો આસરો છોડી અનારકલી છુપી રીતે ખશરૂ ખરાસ સાથેજ નીકલી ગઇ હતી.

એવી રીતે નીકલી જવામાં તેણીએ કાંઇજ નહી પણ પોતાના "ગમભીર એકરાર" ઉપર પાણી ફેરવ્યું હતું. જે મારા બેવફા થવાની ધાસતી રાખતી હતી તે પોતેજ બેવફા થઇ. હું તેણીને છોડી દેવાનો ખ્યાલ કરૂં તે આગમજ તેજ મને છોડી ગઇ. એમ કરી તેણીએ પોતાનો જાતી ખવાસ દેખાડી આપ્યો હતો.

જવાંની કોઇની સદા રેહતી નથી, તેમજ ધન દોલત સદા કોઇને યારી આપતાં નથી. એક સુંદર વસેલું ગાંમ ઉજ્જડ થયા પછી ફરી વસી શકે છે. એક ધનવંત, નીરધન થયા પછી ફરીથી દોલતવંત થઇ શકે છે, પણ બીલેલું જોબન ઉતરી ગયા પછી પાછું આવતું નથી તેમજ તનના મંદીરમાથી જીવ નીકલી ગયા પછી કદીબી પાછો ફરતો નથી.

અનારકલીની જવાંની વખત જતે ઉતરતી ગઇ—તેણીની આંખનું તેજ દારૂ અને નાટક કરતાં કરવા પડેલા ઉજાગરાથી ઘટતું ગયું—ખુબસુરતી કમ થતી ગઇ-તેની સફાઇદાર ચામડી ઊપર કરચલી ચહડી અને તે સાથ ખશરૂના ખીસા માહેલો ખજાનોબી ખપી રેહવા આવ્યો, એટલે સેવટે તેઓએ મુંબઇ આવી મારી પાસ નાંનાં કઢાવવાનો વીચાર કીધો.

એવી કીસમનો પોતાનો પાકકો ઇરાદો બેશરમ ખશરૂએ મને હીમતથી જણાવ્યો, અને મેં પણ તે ઘણીજ ધીરજ અને શાંતીથી સાભલીયો, કારણ હું જાણતો હતો કે મારો તમામ ભેદ તેના હાથમા હતો.

તેના કેહવા પરમાણે અનારકલીને મલવા માટે મેં સાફ ના પાડી, પણ મારો ભેદ છુપો રાખવા માટે તે જેબી કેહે તે કરવા મેં મારી મરજી જણાવી.

બે સરત ખશરૂ ખરાએ મને કબુલ કરવા ફરમાવી. પેહલું એ કે દર માસે બસો રૂપ્યા વ્યાજ આવે એટલી રકમ અનારકલીના ગુજરાન માટે મારે તેણીને આપવી. અને બીજું મારી દીકરી ગુલબાનુ સાથ ખશરૂને મારે પરણાવી આપવી. તેની પેહલી સરત મેં ખુશીથી કબુલ કરી હતી, પણ બીજી સરત કબુલ કરવા મેં સાફ ના પાડી. પણ લાચાર! મારી હુજ્જત ટકી શકી નહી. મારે હાથે અનારકલીને લખી આપેલું પેલું લખત ખશરૂએ જાહેર કરવાની મને ધમકી આપી, અને અંતે મારી આબરૂના બચાવ કારણ હું ગુલબાનુ સાથ ખશરૂને પરણાવી આપવા કબુલ થયો.

ગુલવીલમાં તે આવતો જતો થયો, અને ગુલબાનુ સાથ તેને ઓલખાન થઇ. પણ ગુલબાનુએ ખશરૂ સાથ પરણવા ના પાડી,

સબબ તે ફલીભાઈ સાથ કેવારની અદરાઈ ચુકી હતી. વલી એ વીશે ગુલખાનુનો વીચાર મને ઘણોજ સખત માલમ પડીયો. એટલે મે તેણીને વધારે જબરી કરી નહી, પણ ખશરૂ ગુલખાનુના હાથને બદલે જેટલી રકમ મારી પાસ માંગે તેટલી આપવા હું તઈયાર થયો.

"આદમી ધારે છે શું અને ખુદા કરે છે શું!" જે રાતના ખશરૂનુ વીકટોરીયામા ખુન થયું તેજ રાતના તેને મારી પાસ આવી અનારકલીને મે કરી આપેલું પેલું લખત દેખાડી ફરીથી મને ધમકી આપી. મે ફરીથી તેને કરગરી જણાવ્યું કે તને જેબી રકમ જોઈતી હોએ તે માંગવી. પણ તે હુજજતી પારસીએ સાફ ના પાડી, સરવે બાબદ જાહેરમાં મેલવાનો પોતાનો ઠેડાવ જણાવ્યો. મે વીચાર કરવા બે દાવસની મેહતલ માગી, પણ તેબી તે બેકદરે આપવા ના પાડી, અને ફફડી ચટકી પેલું લખત પોતા સાથ લેઈ ગુલવીલ છોડી ગયો. હું બીલકુલ લાચાર થઈ ગયો. એકજ ઈલાજ, એકજ રસતો આ સંકટમાંથી બચી જવાનો મને જે દેખાતો હતો, તે એજ હતો કે ફકત પેલાં દસતાવેજનો કબજો કોઈબી રીતે મારે મેલવી બીજી તમાંમ બાબદો નામુકર જવી.

ફકત એજ અને એવાજ વીચારથી હું તુરતજ ખશરૂની પુઠે મુંબઈ ગયો. ખશરૂને ગ્રાંટરોડ ઉપરના એક હોટેલમાંથી પેસ્તુ પોમેતમ સાથ નીકલી કોટ તરફ જતાં મેં જોયો. મેં તેમની પુઠ વીકટોરીયામાં પકડી. કોટમાં તેઓ "ટેમપલ બાર હોટેલ"માં દાખલ થયા, અને હું તેના બાહાર નીકલવાની રાહા જોતો રસતા ઉપર છુપાઈ ઉભો. અંતે "ટેમપલ બાર"માંથી ખશરૂને મોડી રાતના એખલો, બીલકુલ છાકટી હાલતમાં બાહાર નીકલતો મેં જોયો. રાજાબાઈ ટાવર સુધી તે ઠોકરાતો પડતો ખડતો ચાલ્યો. હું તેની પીઠેજ હતો, તેવામાં તેને એક ઠોકર લાગી અને "ફુટપાથ" ઉપર ઉપેરો બાઈ પડયો. આ તકનો લાભ લેઈ પેલું લખત તેના ખીસામાંથી કાહાડી લેવાનો મેં ઠેડાવ કીધો, તેટલાં એક પારસી જે રસતે ચાલી જતો હતો, તેની ખશરૂ ઉપર નજર પડતાંજ તેને ઊંચકી ગાડીમાં નાખવા એક વીકટોરીયા બોલાવી. આ પારસી ફલીભાઈ હતો, એવી મને તે વખતે બીલકુલ ખબર હતીજ નહી. મારી તમામ મેહેનત હવે બરબાદ ગઈ, સબબ પેલા પારસીની હાજરીમાં હું ખશરૂને કાંઈબી કરી શકનાર નથી, એમ ધારી તુરતજ હું મારે રસતે નીકલી ગયો, અને મારી બેહદ અજાએબી વચ્ચે મને બીજે દીવસે ખશરૂના ખુનની ખબર મલી.

ખશરૂના ખુનની ખબરથી મારી ફીકર ટલી નહી, અને બીજી નવી ફીકર મને પડી. તે એ હતી કે અનારકલીને મેં કરી આપેલું લખત હવે જલદી જાહેરમાં આવશે. પણ વળી મારી મોટી ખુશાલી વચ્ચે મેં જાણીયું, કે તે લખતની કાંઈ પણ હસતી બીજે દીવસે ખશરૂના ખુન માટે બેઠેલી કોરોનરની જયુરી સનમુખ માલમ પડી નહી.

હવે તે દસતાવેજ ગુમ થયું છે એટલું તો મે નક્કી કીધું. વળી વધુ મારી ખાતરી મેં એમબી કીધી કે જેનાબી હાથમાં તે દસતાવેજ ગયું છે તેનેજ ખશરૂનુ ખુન કીધું છે. એમજ જો થયું હશે તો મોડે ઈયા વ્હેલે તે શખસ તે દસતાવેજ માહેલી બીના વાંચી મારી પાસ આવ્યા વગર રેહેનાર નથી, અને તે વખતે તે દસતાવેજનો કબજો લેવાને સેહલથી બની આવશે.

પણ મારા ભારી ખેદ અને મારી બેહદ અજાએબી વચ્ચે, ખશરૂ ખરાસના ખરા ખુની તરીકે ઈન્સપેકટર હેનમંતરાવ એક દહાડે "ગુલવીલ" માંથી ફલીભાઈને પકડી ગયો.

આ મારી નવી ગમગીનીના વધારા સાથ બીજી નવી ફીકરમાં હું પડીયો. ફલીભાઈએ જો ખશરૂનુ ખુન કીધું હોએ તો મેં વીચાર

કીધો કે અનારકલીને કરી આપેલું મારૂ દસતાવેજ ફલીભાઇના હાથમાજ હશે, અને તે મારા સરવે ભેદોથી જાણીતો થયો હશે. ફલીભાઇનુ એક ખુની તરીકે પકડાવું જેટલું મને આજુરદા કરતું નહી હતું, તેથી વધારે ફલીભાઇએ અનારકલીવાલાં મારા દસતાવેજ માહેલી સરતો જાણી હશે એમ જાણી હું દુ:ખી થવા લાગો.

ફલીભાઇના બચાવ માટે મારા મીત્ર ભાઇ લવજી બેરીસ્ટરને રોકયા. પણ ફલીભાઇએ પોતાનો બચાવ કરવા સાફ ના પાડી. હું તેનું કારણ સમજી ગયો. ફલીભાઇએ મારી અને મારી દીકરી ગુલબાનુની ઇજ્જતના બચાવમાં પોતે ફાસી જવાનું પસંદ કીધું, રુબરુ જો તે પોતાનો બચાવ કરે તો તેને અનારકલીવાલું દસતાવેજ કોરટમા રજુ કરવાની ફરજ પડતે, અને તેમ કરતાં મારો ભેદ જાહેરમા આવતે. એ મારો ભેદ મારી ગુલની ઇજ્જતની બરબાદી કરતે, અને જવાનીની જાહેરીમાં બાપે કરેલા પાપનો સરાપ બાલકને શીર ઉતરતે.

ઓ પ્યાર. આંધલા પ્યાર !! તારી શકતી હીણુ કેમ થતી નથી ! તુ સાધુને તેની તપમાથી જગાડી તેના શાત દીલને કવી બેકદર રીતે વીંધી તેની તપનો ભંગ કરે છે !! આબેદોના પરહેજગાર દીલને ફીટવનાર કોઇ નહી પણ તું છે !! શાંત દીલમાં અગન લગાડી તે અગનીના ઉજાસ વચ્ચે મોજ મેલવનાર બેકદર તું છે ! ફરેબ દેનાર! ફસાવનાર! ખુવાર કરનાર! કોઇ નહી પણ તું છે !! ખુદા તારા બાનના જખમથી બચાવે ! !

સેસનમાં ફલીભાઇની લંબાન તપાસ ચાલી, અને અતે ફલીભાઇ જડજ અને જ્યુરીના એકમતે ખુનના બોહતાનમાથી નીરદોશ ઠડી છુટી ગયો. ફલીભાઇ છુટી ગયો, અને પેલાં દસતાવેજ વીશે મારો વસવસો જેવોને તેવોજ પાછો કાયમ રહ્યો.

પાપીઓને હમેશાં તેમનુ અંતકરણ ડંખે છે, અને પસતાવાનો મલમ તે ડંખના ઉપર કાંઇબી અસર કરતો નથી. વલી મગજની શાંતી જેવું એક અમુલ્યવાન સુખ પાપીની, સંગત તજી જાએ છે, એટલે બેચેન જીવ નીરાંત મેલવવા નાહકે વલખાં મારે છે. એ વલખાંથી તેને હર પલ ધાસતી અને ફીકર પડે છે અને એવી ફીકર નીરદોશ જીવ ઉપર ગજબ સમાન છે. પણ કુદરતનો નીયમ પોતાનો કાનુન તજતો નથી.

ગમે એવા મક્કમ વીચારો હોવા છતાં મારૂ અંતક ણુ મને હરપલ ડંખતુ હતું અને મને કુદરતીજ ધાસતી પડીયા કરતી હતી. અને અંતે મારી તે ધાસતી ખરી પડી. એક દીવસ રાતે દસ વાગે મરનાર ખસરૂ ખરાસનો દોસ્ત પેસુ પોમેતમ પેલુ અનારકલીવાલું મારૂ દસતાવેજ, જે ખસરૂ પોતા સાથ લેઇ ફરતો હતો, તે પચ્ચીસ હજાર રૂપ્યાની કીમતે મને વેચવા આવ્યો. તે દસતાવેજ જોતાંજ મારી છાતી ફાટી જવા લાગી, અને મારાથી એકાએક જબરી ચીસ પડાઇ ગઇ. હું ધાસતીથી અધમુવો થઇ ગયો, પણ હીંમત રાખી મે પેસુ પોમેતમ ઊપર ખશરૂનુ ખુન કરવાનો આરોપ મુકી તેને પુલીસને સવાધીન કરવાની ધમકી આપી. પેસુ પોમેતમે બાહાદુરથી પોતાનો વાંક કબુલ કીધો, અને હું જો તેને પુલીસને સવાધીન કરૂં તો તે અનારકલીવાલાં લખત માહેલી સરવે બીના જાહેર કરશે એવી મને ધમકી આપવા લાગો. અંતે મારી ઇજ્જતને ખાતર, મારા દીકરી ગુલને ખાતર, ખશરૂ ખરાસના ખરા ખુનીને ઓલખવા છતાં મને છુપાવવો પડીયો. અને પેસુ પોમેતમને પચીસ હજારનો એક મુંબઇ બેક ઉપર આપી પેલાં અનારકલીવાલાં દસતાવેજનો મે કબજો લીધો. પેસુપોમેતમને મુંબઇ છોડી હાંગકાંગ કે સીંગાપોર નીકલી જવાની મેં ભલામન કીધી, અને તેને કબુલ કીધુ કે મુંબઇમાં તેનુ રેહવુ તેને મોડે વેહલે જાણી પડી જવા વગર રેહનાર નથી.

પેસ્તુ પેમેતમના ગયા પછી મારી હાલતનો મને પુરેપુરો ખ્યાલ આવ્યો. મારી જીંદગીથી હું બેજાર થઇ ગયેલો હોવાથી તથા મારી મગજની શાંતીની ગેરહાજરી અને અંતકરણના ડંખથી હું રીબતો હોવાથી મેં આપઘાત કરવાનો વીચાર કીધો, પણ તેટલી હીમત મારી ચાલી નહી.

આપઘાત હીચકારાઓ કરતા નથી આપઘાત કરનારાઓ, ખવાસના કડેલ, ટેકાવના મકકમ દ્રઢ, વીચાર સાથ સંગ જેવા કઠણ દીલના અને બેરેહમ એકદર હોએ છે મગજની ઉસકેરાયેલી, તેમજ શાંત હાલતમા વખતે આપઘાત થઇ શકે છે, પણ કોઇબી રીતે મોતથી તેઓ ડરતા નથી. જો મોતથી તેઓ ડરે તો આપઘાત કરેજ નહી, એટલેજ હીચકારાઓથી આપઘાત થતા નથી

મારી હીમત આપઘાત કરવાની થઇ નહી. દાદરવાલા ખુન સાથ મને કેવી રીતની નીસબત હતી, તે સરવે લખી કાહાડવાનો મેં ઠેડાવ કીધો, કે જેથી મારી કજા બાદ ખરારૂ ખરાસના ખરા ખુનીની ખરી હકીકત લોકોના જાણવામા આવે, અને ભવીશમા જો કોઇ શકભરી ચાલનો તીરાહેત આદમી પુલીસને હાથ ખરારૂ ખરાસના ખુની તરીકે પકડાએ તો તેને નાહક સજા નહી થાએ.

આ મારૂ "કનફેકશન" જ્યારે વંચાશે ત્યારે પેસ્તુ પેમેતમ કાએદાની ચુગાલમાથી બચી દુર દેશાતન ભોગવતો હશે. અનારકલીને ફરી આપેલુ મારૂ લખત હું ફાડી નાખતો નથી પણ આ કાગજોની સાથેજ તેને ટાચણીથી ભોવી લાધું છે કે જેથી **અનારકલીની વારતાનો ભેદ મારા વાંચનારને બરાબર સમજ પડે."**

## પ્રકરણ ૩૮ મું.

### "છુપુ વારંટ ખુનીનો ખુલાસો."

શુકર ચબ્રદાનના કે અંતે તવનની. રહાશ કડીયા "ફલીબાઈ જેવું "કનફેશન" વંચાઇ રહ્યું કે બોલ્યો."

હું પહેલેથીજ ધારતો હતો કે ગાધીબાઇ જેવું આદમી કદીબી એવું કામ કરે નહીં. "શાબરાવે પોતાનો વીચાર જણાવ્યો."

એયું બેરીસ્ટર સાહેબ "જેહાગીરશાહે લવજીને હસી સલામ કરી કહ્યુ" હું શું કહેતો હતો? મારો વીચાર તો તમે હસી કાહડતા હતા.

ખરેખરે જેહાગીરશાહ "લવજીએ પોતાની ભુલ સુધારી" હું કાઇ જુદેજ રમતે ઉતરી પડેલો હતો.

ચાલો હવે હું રજા લેઉછ. "જેહાગીરશાહે ઉઠી જવા માગ્યુ" મારે પેલા 'આનરેબલ!' મી૦ પેમેતમની એકદમ મુલાકાત લેવી છે. સાહેબો, મીસ ગુલબાનુ માટે હું બેહદ દલગીર છેઉ. માગથી એક ખુનીને એમ જતા મેલાય નહી.

ખરેખર કદીબી નહી "ફલીએ જવાબ દીધો" કાંઇ ફીકર નહી ખાનસાહેબ, તેને બેલાશક પકડો. તે જો અનારકલીના વચનની સરવે બીના જાહેરમી કરે તો શું મુઝકો છે. ગુલ નાજી થતજ હમો હમારા લગન કરી એકદમ મુંબઇ છોડી દર્યાબાઇ સફરે દુર નીકલી જઇશુ, એટલે સરવે નવુ જુનુ થઇ જશે. તમે જાવો, જલદી જાવો ખાનસાહેબ અને ખુનીને પકડો, કદાચ તે મુંબઇ છોડીબી ગયો હોએ.

તે જો એક પગલુંબી આગલ ભરે તો મને તેની પહેલી ખબર મલે. "ખાનસાહેબે જણાવ્યુ" હુ જ્યારે હીઆ બેસી નીરાતે વાત કરૂછ ત્યારે મારા જાસુસો તેની પીઠ પાછલ ફરતા હશે. વલી મોડું કાહા થયુ છે, મારી પાસ બેઉ ચીજ તઇયાર છે.

ખાનસાહેબ જેહાગીરશાહે પોતાના ગજવામાથી વડા માજીસ્ટ્રેટની સહી સાથના "વારંટ" અને એક લોખંડની બેડી પોતાના પાટલુનના ખીસામાથી બાહાર કાહાડી સરવેને દેખાડી.

વારંટ !! "લવજી અજબ થઇ બોલ્યો" જેહાગીરશાહ તમે તમારી અટકલમાં જબરા ભાઇ! હું પરછુછ કે તમારાજ જેવા બાહોશ અને અપક્ષપાત પારસી અમલદારો મુંબઇની પુલીસમા હોએ, તો જેમ પુલીસને તેમજ પ્રજાને અને પારસોને માન ભરીનું છે. દોસ્ત જેહાગીરશાહ મેં જોઇ લીધુંછ અને મારી ખાતરી કીધીછ કે તમો એક સુધ્ધા "અપક્ષપાત, અને સ્વતંત્ર." અમલદાર છેઓ. તમે નાતજાત વચ્ચે જરાકબી ફરક રાખ્યા વગર એકસરખી રીતે તમારી ફરજ બજાવતા આવેલા છેઓ. તમારી ફતેહ માટે મારી મુબારકબાદી કબુલ કરો.

આ વાતચીતમાં એકાએક ખલલ પડી, સબબ દરવાજો બાહારથી કોઇએ ઠોકયો, અને શામરાવે તુરતજ ઉઠી ઉઘાડતા એક જવાન પારસીએ દરવાજા આગલથી સવાલ કીધો :—

માફ કરજો સાહેબો. મારે જાણવું છે કે મી૦ લવજી લીમજી બેરીસ્ટર હીઆ મને મલશે ?

કોઇ મને પુછેછ શામરાવ? "પોતાનું નામ કોઇને બોલતાં સાભલી લવજીએ પુછીયું, અને શામરાવ પેલા પારસીને ઓરડામાં દાખલ કરી પોતે ગુલની તબીયત વીશે તલાશ કરવા ગયો."

મી૦ લવજી, હમારા સેઠે આ ચીઠી તમુને હાથો હાથ એકદમ પુગાડવાની મને તાકીદ કીધી હતી. "પેલા પારસીએ કહ્યું" હું તમારા "ચેમબર"માં ગયો હતો, અને ત્યાથી સાહેબના હમાલના કેહવા પરમાણે હીઆં આવોછ. એ ચીઠી ઉપર "અરજંટ" કરી લખેલું છે.

"એ કોણે મોકલી છે?"

"મેસર્સ મેહરજી એન્ડ મોરીસન."

ગાંધીભાઇનાં સોલીસીટર !! "લવજીએ એમને ઓળખી કાહાડી ચીઠી વાંચવા માંડી."

લવજીએ તે ચીઠી વાંચી જરા મોહોડું મલગાવ્યું અને ખાનસાહેબ જેહાંગીરશાહ લવજીની આંખમાં તે ચીઠીની મતલબ વાંચી લવજી કાંઇબી બોલે તે આગમજ બોલ્યો:— ચાલો ! એક વાંધામા પડયો કે કેમ!! બોલોની મી૦ લવજી ? એ તમારા સોલીસીટર શું લખેછ ? કાઇ એવીજ મતલબનુ લખાંન લાગેછ ?

જેહાગીરશાહ તમે તો જુલમ કરી રૈહયાછ ! "લવજી અજબ થઇ બોલ્યો" તરક કરવામાં તમે જબરા બાહોશ દીસોછ. પેસ્તુ પોમેતમ એક વટાવવા મુંબઇ બેંકમાં ગેઇ કાલે ગયો હતો. પણ એટલી મોટી રકમના ચેક વીશે બેંકના મેનેજરને શક જવાથી, ગાધીભાઇના સોલીસીટર મી૦ મેહરજી પાસે તેને ખબર મેલવવાની કાઇ તજવીજ કીધી. સોલીસીટર મી૦ મેહરજીએ ગાંધીભાઇના મરણ વીશે બેકના મેનેજરને જણાવી એક વસુલ કરનારે ગાધીભાઇના "એકઝીકયુટરો"ની મંજુરીયાત મેલવવી એમ જણાવ્યું. મી૦ મેહરજી મારાપર લખેછ કે:—

"મી૦ પેસતનજી પોમેતમને મેં આજે સાંજના પાંચ વાગે ગુલવીન મધે તમુને મલી ચેકના બાબદમા વધુ ખલાસો કરવા તથા તમારો મંજુરીયાત મેલવવાની સલ્લાહ આપી છે, અને તેને તેમ કરવા કબુલ કીધું છે."

ઠીક ઠીક. "જેહાગીરશાહ ખુરસી ઉપર પાછો બેસી બોલ્યો" ઘણુંજ નેક થયું કે મી૦ મેહરજીનુ કાગજ વખતસર આવી પુગ્યું, નહી તો મને જરા વધારે મેહનત પડતે.

કેમ ડાકટર "ફલીએ શામરાવને પાછો ફરેલો જોઇ પુછીયુ" ગુલ કેમ છે ?

બીલકુલ તંદરોસ્ત છે. "શામરાવે કહ્યું" તાપ બીલકુલ નથી. નાડ પણ ઠીક છે, અને મીજાજ પણ ખુશ છે. પણ આસાએસની ઘણીજ જરૂર હોવાથી મેં હમણાજ "બ્રોમાઇદ"નો એક "ડોઝ" આપ્યો છે.

મી૦ મેહરજીને મારી સલાંમ કેહજો "લવજીએ પેલા પારસી કલારકને જવાબ દીધો" અને કેહજો કે——

લેઓ સાહેબ; તેવન પોતેજ દાદરપર ચઢેછ. "પેલા સોલીસીટરના કલાર્કે પેસ્તુને દાદરપર ચઢતો જોઈ કહ્યું."

હલ્લો ! મી૦ દાદીબા "પેમેતમે સો-લીસીટરના આદમીને ઓલખી પુછીયું" કેમ ! તમે કંઈ હીવાં.

હાજી ! "કલાર્કે ઘોટાલો સમજી જઈ કહ્યું" એમજ ! એમજ જરા મી૦ લવજી સાથ.—

મી૦ લવજી ! "પેસ્તુએ તુરતજ સવાલ કીધો." મી૦ લવજી એકઝીક્યુટર !! તેવન છે કે ? મનેબી તેવનજ સાથ પેલા ચેક બાબદ કામ છે.

હાજી તેવન આએ રૂમમાંજ છે "કલાર્કે કેહ્યું" લવજી સેઠ આંએ "જેન્ટલ-મેન" પેલા ચેક બાબદ તમુને મલવા આયાછ.

આવો ! આવો ! અંદર આવો સેઠ !! બેસો સેઠ !!! "લવજીએ પેસ્તુને બનાવવા માંડીયો" સાહેબને જોઈ હું ઘણોજ ખુશી છેઉ. બેસો.

અને બંદોબી મુરબીને જોઈ બેહદ ખુશ છે "પેસ્તુ નાટકવાલાની ઢપ પરમાણુ તાજીમ તવાજેથી મોટા મોટા બોલો વાપરી પોતાની લાએકી જણાવવા લાગો."

સાહેબનો રોજગાર ? "લવજીએ સ-વાલ કીધો."

મારો !! હાહાહાહા "પેસ્તુ બોહુ હસ-વાનું ડોલ ઘાલી બોલ્યો" મારો રોજ-ગાર !! અજબ જેવું છે કે આપ જેવા સાહેબો મેહરબાન સેવકને પીછાનતા નથી. જી હું બધરાસવાલી ઑપેરા કમપનીનો ડાઈરેકટર અને મેનીજર છેઉ.

ઓહો ! મેનેજર અને ડીરેકટર !! "લવ-જીએ જરા અજબ થઈ બનાવ્યો" ઓહમ બે ઓધ્ધા !! બેશક તમુને ઘણી મહેનત પ-ડતી હશે ?

જી હા. "પેસ્તુ વગર સમજને પો-તાની ખોટી બડાઈ હાંકતો ગયો" એ કલબ માટે નાટકોબી હુંજ લખુછ અને ઑપેરાબી હુંજ જોડું છ, અને રીહરસલબી હુંજ ચલાઉછ.

ઓહો "લવજીએ વાતમા ટાઉકો પુ-રીયો" તીયારે તો તમુને ગાયણનો ઠીક અનુ-ભવ હોવો જોઇએ.

જી હાં "પેસ્તુએ ભાર મુકી જવાબ દીધો" બે તન વરસનો અનુભવ.

બે તન "શામરાવે સવાલ કીધો". બે તન વરસનો ગાયગ્નો અનુભવ એક ઑપેરા કમપનીના ડીરેકટર માટે શું બસ છે ?

હું એમ ધારૂછ 'પેસ્તુએ જવાબ દીધો."

અને શું બે તન વરશનો અનુભવ એક સારી નાટક કમપની ચલાવવા માટે બસ છે ? "શામરાવે બીજો સવાલ કીધો."

મારો એવો અનુભવ છે "પેસ્તુએ બીજો જવાબ દીધો."

તમો એમ ખાતરીથી કેહોછ ? "શામ-રાવે તકરાર કીધી."

બેશક "પેસ્તુ હીમતથી જવાબ દેઈ મુછ ઉપર હાથ ફેરવવા લાગો, જો કે તેના મોહોડાં ઉપરની મુછ તો મુડાવી નાખી હતી." હું ધારૂછ કે કોઇબી સારી નાટક ટોલી ચલાવવા માટે મારા જેટલો અનુભવ પુરતો છે.

"Non-sense ! Fools rush in where angels fear to tread." શામરાવે હસી પડી ટીકા કરતાંજ સરવે કોઈ હસી પડયા અને પેસ્તુ ખસીઆનો પડી ગયો.

સાહેબનેબી પાર્ટ કરવો પડતો હશે ? "લવજીએ પુછીયું."

હા જી બેશક "પેસ્તુએ મનમા ફફડી ચટકી જવાબ દીધો" જ્યારે હું પેલ લખુ

ત્યારે મારે લાએકનો પારટ હું પ્હેલેથીજ લખતો આઉછ.

વારૂ મી૦ પોમેતમ, કોઇબી નાટકની ફતેહનો મુખ્ય આધાર તમે લોક કઇ ચીજ ઉપર રાખોછ?"શામરાવે નવો સવાલ કીધો."

ચકચકીત લેબાસ–દીલપસંદ પરદા અને મનપસંદ ગાયણુ ઉપર દરેક નાટકની ફતેહનો આધાર રહે છે. "પેસુએ પોતાના ધંધાની ફતેહનો હીસાબ દેખાડયો" મારી કમપનીમાં તીસ ભવઇયાના ચાલાક ચબરાક પોરીઆઓ ઉપરાંત કેટલીક ખાસ ગાના-રીયો અને બાકીના ખેલાડીયો છે.

અને તમારા નાટક લખનારાઓ કોણ છે? "શામરાવે પુછીયુ" અને તેઓને શું આવક થાય છે!

મુનશી લોક નાટક લખે છે. " પેસુએ ખુલાસો કીધો " હમે લોક તેને "પ્લોટ" આપીએ છેઇએ. જેમ બને તેમ "કૉમીક" લોકને વધારે પસંદ પડે છે. મુનશીને ઘણામા ઘણો પગાર ૩૦ થી ૫૦ સુધી મલે છે.

તોબાહ! સેકસ્પીયર, મીલટન, ગોલ્ડ-સ્મીથ અને સુલીવાન જેવાની ગરજ સાર-નાર આ મ્હાન પુરૂષોની તમો નાટકવા-લાઓ ખરેખર કાંઇ કદર બુજતા નહી મી૦ પોમેતમ!! "શામરાવે ભરમમાં મશકરી કરી"

તમારા ધંધા વીશે નવીજ વાત તમે હમુને જણાવી છે. "લવજીએ કહ્યુ" પણ મારી ખાતરી છે કે આજથી દસ કે વીસ વરસમાં આ નાટકનો હુંનર પારસીઓના હાથમાથી જતો રેહવાનો, સબબ એ ધંધામા નવું પારસી લોહી આમેજ થતું નથી. કો-ઇબી નવા નવા ભણીતા પારસી ખેલાડી-ઓ એ ધંધામાં સામેલ થતા નથી એટલેજ એ ધંધો દીન જતે પડતો જવાનો, અને આજે જે પારસીઓ એ ધંધામાં છે, તેમની હઇયાતી દસ વીસ વરસમાં ખતમ થતાં-જ એ ધંધાનું સેવટ આવવાનું. જો નાટકનો હુંનર સુધારવો હોય તો શીખેલા અને કેલવણી પામેલાઓએ એ નવા ધંધામાં ઝીપલાવવું, અને પોતાની શકતીનો ઉ-પયોગ કરવો.

મી૦ લવજી મને તમારી સાથ કાંઇ ખાનગી વાત કરવી છે, માટે એકાંતમા—"પેસુએ અચકાતાં પુછીયું."

ખાનગી!! કાંઇ ફીકર ના કરો મી૦ પોમેતમ. આએ સાહેબો મારા અતલગના દોસ્તો છે એટલે એઓથી કાંઇબી ચીજ ખાનગી નથી. " લવજીએ જવાબ દીધો " મી૦ પોમેતમ તમારી કાંઇબી ખાનગી વાત બીલકુલ સલામત સમજો.

પણ "મી૦ પોમેતમ" આ બાહોશ બેરીસ્ટરને પોંહચી શકયો નહી, એટલે ગભ-રાટમા પડયો, અને ગભરાટમા પડી બોલ્યો :—"એ સાહેબોભલે તમારા દોસ્તો હોએ તેની સાથ મને કાંઇ લાગે વલગે નહી મી૦ લવજી———

ત્યારે તમે શું મી૦ પોમેતમ મારા દોસ્તોને ઓલખતા નથી? "લવજીએ ઠંડે કલેજે પુછીયુ" તમે કેહો તો એમની સાથ તમારી ઓલખાણ—

બેઅદબી માફ છે મી૦ લવજી. તમે મારી મશકરી કરોછ "પેસુ ખુરસી ઉપરથી ઉઠી જરા ગુસ્સામાં બોલ્યો."

તમુને એમ ઉસકેરાઇ જવાનું કાંઇ કારણ નથી "લવજીએ જવાબ દીધો" ડાક-ટર શામરાવ, ફલીભાઇ, ઇન્સપેકટર જેહાં-ગીરશાહ આપરા મી૦ પેસતનજી પોમેતમ. મરનાર ખરશેદ બરાસના "પરસનલ ફ્રેન્ડ."

ઇન્સપેકટર જેહાંગીરશાહનુ નામ સાં-ભલતાંજ પેસુ પોમેતમના ટાંટા અરધા ઢીલા થઇ ગયા. તેને કુદરતીજ વ્હેમ પડયો કે તેને માટે કાંઇ ચોકઠું ગોઠવાયું છે.

હઇડે જેને મેલ, તેનુ અંતકરણ કેમ સાફ રહે!! એકજ મીનીટમા–એકજ પલમાં

તેના મગજમાં સરવે આગલા પાછલા વીચારો આવવા જવા લાગા. તેના હાથ પગ તેના કંપડાંમા કાંપવા લાગા, અને ગાફેલ બની જવાથી તેની સરવે શકતી હીણુ થઇ ગઇ, એટલે તેને એક જબરો લપેરો ખાધો. તુરતજ તેને ખુરસી પકડી લીધી, અને તેજ પલે તેની નજર ખશરૂ ખરાસનો "ઓવરકોટ" જે ખાનસાહેબ જેહાંગીરશાહે દીવાનખાનામા "સોફા" ઊપર નાખ્યો હતો તે ઉપર પડી. ત "કોટ" ઉપર નજર પડતાંજ તુરતજ તેને ઓલખી કાહાડીયો, અને તેજ વખતે ખુરસી ઉપર તે ફસડાઇ પડયો.

જુવોછ શું સાહેબ "જેહાંગીરશાહ જે પેસુને અતીઆર સુધી બારીકીથી તપાસતો બેઠો હતો ત બોલ્યો" એ ખશરૂનોજ કોટ છે.

પણુ તમે કોણુ ? "પેસુએ વગર વીચારે પુછીયું."

તમારૂં મોત ?; "જેહાંગીરશાહે તુરતજ જવાબ દીધો."

શું તમે એમ કેહવાની હીમત કરોછ કે-

પેસુ જેમ તેમ હીમત કરી દમ કરતો હતો તેવામાં જેહાંગીરશાહે એકદમ તેના આંગ ઉપર ધસી જઇ તેના બંને હાથ મજબુત પકડી લીધા.

હેં ! "પેસુએ ગભરાઇ બુમ પાડી" તું શું મને મારેછ! મારેછ! !

નહી રે સાહેબ. તમુને કાંઇ મરાએ! "જેહાંગીરશાહે જવાબ દીધો" તોબાહ ! તોબાહ ! કરો, અને ખુદા ખુદા બોલો સાહેબ !! તમે લોકોને જીવથી મારો, અને તમુને કોણુ મારે. હું તો તમુને ફકત આ વારંટની રૂએ કેદ કરૂછ.

એટલે ? "પેસ્તમ પોતાની કમબ્ખ્તી સમજી જઇ બોલ્યો"

એટલે કે આ "વારંટ"ની રૂએ પેસતનજી પેસ્તમને હું ખરશેદ ખરાસના ખુનના વાંક માટે કેદ કરૂછું. "જેહાંગીરશાહે વારંટ અને બેડી ખીસાંમાંથી કાહાડી દેખાડીયાં."

આ ન ધારેલી આફત આ નવાઇ જેવી બીના જાણી પેસુ હરનફાર થઇ ગયો. ખુન તો તેને કરેલુંજ હતું એટલે તેના અંતકરણુ તેને હીંમત આપીજ નહી, અને લાઇલાજ થઇ કાંઇબી બચાવ કીધા વગર દાંત કકડાવી બોલ્યો:—

તમારી સાથ હું હુજજત કરવા રાજી નથી. પણુ ઇયાદ રાખો કે તમો કાંઇબી સાબેત કરી શકનાર નથી. લખી રાખો માહેબો, કે મારા ઉપર મુકેલું બોહતાંન તમે કદી પણુ સાબેત કરી શકનાર નથી.

તારી ભુલ છે પેસુ "લવજીએ કહ્યુ" મરનાર ગાધીભાઇએ મરવા આગમજ પોતે "કનફેશન" કીધું છે.

એ સરતાપા ગલત છે. "પેસુએ જવાબ દીધો"

તે ચુકવવાનુ કાંમ જડજ અને જયુરીનું છે "ફલી બોલ્યો."

બેશક એથીબી વધારે બુરા બોલો તું મને કેહ ફલીભાઇ "પેસુ દબાતા અવાજે બોલ્યો" તારો ઘાટ જે ઘડાયો હતો તેમાંથી તુંને પેલી પંપાએ બચાવીયો નહોત તો આએ મારી હાલત તું કાહા જોતે.

આએ ખુનીને હીયાંથી દુર કરો ઇન્સપેકટર. "લવજીએ જેહાગીરશાહને હુકમ કીધો."

સબર. મારે કાંઇ કેહવું છે. "પેસુએ હીમત ધરી કહ્યુ" જયારે બધી વાત માલમ પડી છે ત્યારે હું કબુલ કરૂંછ કે મેં ખશરૂ ખરાસનું ખુન કીધું છે. મેં મોટી હાંમ બીડી હતી. હું એક મોટી બાજી ખેલીઓ હતો, અને તેમાં જોખમબી તેટલોજ હતો. હું તે બાજી હારીયો તેનો મને કાંઇબી ગંમ

નથી, સબબ હું જો તે બાજી ગોતી જતે તો મને ખુશાલીબી તેટલીજ હાસલ થતે. હું હીચકારો નથી કે મરવાથી ડરૂં. મરણ તો સરવેને એક વખત છેજ.* "આએ તન અંદર વસતા જીવનો જ્યારે આએ વેશ બદલી બીજો વેશ લેવાનો વખત થાય છે, ત્યારેજ આદમી મરણ પામે છે. વાસતે મરણથી કાંઇજ નહી, પણ માણસની આએ જગત માહેલી જીવતી હાલતમા એક જાતનો ફેરફાર છે." વાસતે એવા ફેરફાર માટે ડરવાનુ કાંઈ નથી. જો બીજેજ દાહાડે સહવારના પેલો ચેક હું વટાવી લેતે તો આજે હું બહુ દુર નીકલી ગયો હતે. પણ ખરૂં કેહુંછ કે ખશરૂ જે દાહાડાથી મુવો છે તે દાહાડથી મને ચેન નથી.

ત્યારે તું તારો વાક કબુલ કરેછ "ફલીએ પુછીયું."

મેં હમનાજ કેહ્યું કે હું હીચકારો નથી કે નામુકર જાઉ. "પેસુએ જવાબ દીધો" હા, મેં તેનું ખુન કીધું. પણ તેમાં વાંક ખશરૂનોજ હતો. ખશરૂએ ગાંધીભાઈ વીશે મને સરવે વાત જણાવી અનારકલીવાલું લખત દેખાડી કેહ્યું કે ગુલબાનું સાથ તેના લગન કરવા ગાંધીભાઈ ના પાડેછ, એટલે હવે તે અનારકલીવાલું લખત જાહેરમાં મુકશે. તે લખત જોતાંજ મારી દયાનત બગડી ગઈ, અને હું તે લખત મેલવવાની તદબીરમાં પડીયો. ખશરૂ તે રાતે દારૂ પીતોજ ગયો, પણ હું મારી હુશીયારીમાજ હતો. હોટેલમાં તે પોતાનો ઓવરકોટ ભુલી ચાલી ગયો, અને હું તેનો ડગલો પેહડી તેની પુઠે ગયો. ફલીભાઇને દુરથી તેટલા મે ખશરૂ આગલ જોયો. તેને વીકટોરીયા બોલાવી, અને તુરતજ તે તેને પડતો નાખી ચાલી ગયો. જેવો ફલીભાઇ ખશરૂને મુકી ચાલી ગયો તેવોજ સામેની બાજુપરથી હું વીકટોરીયા આગલ જઈ લાગો. વીકટોરીયાવાલો મને ફલીભાઈ સમજીયો અને હું ખશરૂને લેઈ વીકટોરીયામાં બેઠો. માનજો સાહેબો, હું સોગન ખાઇ કેહુંછ કે ખશરૂને લેઈને હું જ્યારે વીકટોરીયામાં બેઠો ત્યારે મારો વીચાર તેનું ખુન કરવાનો બીલકુલ હતોજ નહી. તેની છાકટ હાલતમાં તેના ખીસામાંથી પેલો અનારકલીવાલો દસતાવેજ કાહાડી લેવાની મેં ઘણીબી તજવીજ કરી, પણ તેમાં હું ફાવીયો નહી. અંતે તેના ઓવર કોટના ગજવામાં મુકેલા "કલોરોફાર્મ"ની સીસીની મને ઈઆદ આવી. મેં તે સીસી બાહાર કાઢી અને તેજ ઓવર કોટના ગજવામાથી એક રૂમાલ કાહાડી તે ઉપર બધું "કલોરોફાર્મ" છાંટી સીસાને પાછી ગજવામાં મુકી, પેલો રૂમાલ મેં તેને સુંઘાડવા માડીયો, અને થોડી મીનીટમા તે બેહોશ થયો. જ્યારે હમારી વીકટોરીયા સર જમશેદજીની ઈસપીતાલ આગલથી પસાર થઈ ત્યારે તે બીલકુલ બેહોશ થયો હતો. તેજ વખતે મેં તેના ડગલાના ગજવામાથી પેલો દસતાવેજ કાઢી લીધો હતો. વીકટેરીયા ગારડન્સ આગલ જ્યારે હું ઉતરી પડયો, ત્યારે મેં ધારીયું કે ખશરૂ કલોરોફાર્મની અસરથી બેહોશ થયો છે, તે દાડમબાગ જતાં સુધીમાં હુશીઆર થઈ જશે. પણ બીજે દીવસે ન્યુસપેપરમા વાચીયાથી મેં જાણીયું કે તે મરણ પામીયો હતો.

હું વીકટોરીયા ગારડન્સ આગલ ઉતરી પડી બીજી વીકટોરીયામા બેઠો. તે વીકટોરીયા ગ્રાંટરોડના પુલની નીચે લેઇ જઈ તીયા હું ઉતરી પડીયો. તીયાંથી નીકલી મોડી રાતે રાજાબાઈ ટાવરવાલા બાગમાં દરીયા કીનારા તરફની બાજુ ઉપર હું ગયો, અને ત્યાં એક મોટાં ઝાડ ઉપર આએ ડગલો મેં છુપાવવાની નેમથી ફેંકયો, કે જ્યાંથી જેહાંગીરશાહને તે મલીયો છે.

નસીબ કરે તે કોઇ નહી કરે. આ જીંદગી એક સેતરંજની બાજી સમાન છે.

* હાબીલ.

અને સરવેને પોતાના નીભાવ કાજ જુદી જુદી બાલ બાલવી પડે છે. તેમાં કોઇની હાર અને કોઇની જીત થાય છે. ઇન્સપેકટર જેહાંગીરશાહ હું તમારા સાથ આવવા તઇઆર છેઉ. મને તમારે ઘમે ત્યાં લેઇ જાઓ. હું હાજર છેઉ.

જેહાંગીરશાહ પેસુ પામેતમને પોતા સાથ લેઇ "ગુલવીલ"માથી બાહાર પડી એક વીકટોરીયામાં બેસી સ્ટેશન તરફ નીકલી ગયો.

સાંજ પડતાં તો પવન વેગે કોટ, બાહારકોટ અને ધોબીતલાવ ઉપર બુમ પડી રેહી કે હાદરવાલાં ખુનના ખરા ખુનીને જેહાંગીરશા ઇન્સપેકટરે સોધી કાહાડી પકડીયો છે. કોટમાં જેવી આ ખબર ફેલાતી પેલા ધુંધી અધીપતી કાવસજી કરાકરીના કાંન ઉપર પડી, તેવાજ તેવન પ્હેલી તરેનમા મેહેમ ગુલવીલ તરફ ખાસ ખબર પોતાના "મુંબઇ શમશેહર"મા છાપવા માટે મેલવવા ઉપડી ગયા.

~~~~~~~~

## પ્રકરણ ૩૯ મું.

### પાપ પત્યું.

પેસુ પામેતમે પોતાનું પાપ પોતાને મોહોડે કબુલ્યું. તેને પુલીસ પાસ ખરારૂ ખરાસના ખુનનો એકરાર કીધો.

ભવજી અને ફલીભાઇ તેમજ ડાકટર શામરાવ ધારતા હતા કે તે તુરંગમા આપઘાત કરશે. પણ હજી સુધી પેસુએ તેવું કાઇબી કીધું નહી એટલે તેઓ પોતાની ગણુતરીમા ભુલીયા.

જે ખરેખરા પાપી હોએ છે તેઓને મરવા ગમતુંજ નથી. એવા બદમાસો જરા જરામાં જીવપર કરવાની અને મરી જવાની ધમકી આપી ઢોંગ કરશે, પણ કદીબી જીવપર કરવાની તજવીજ કરશે નહી. જેઓ ખરેખર જીવપર કરે છે તેઓ કદીબી કોઇને જણાવતાં નથી, અને જેઓ જીવપર કરવા જણાવે છે તેઓને કદીબી જીવપર કરવા ગમતું નથી.

પેસુ પામેતમને વડા માજીસ્ટ્રેટે સેસન કમીત કીધો, અને તેને પોતાના વાકનો એકરાર કરી સરકારની દયા માંગી. ખચરૂનુ ખુન કરવામાં પોતાની ખરેખરી ભુલ હતી એવું તેને માલમ પડયું, અને ગાંધીભાઇના અનારકલી વાલા દસતાવેજ માહેલી વીગત જાહેર કરવાથી એ ખુનની સજામા કાંઇબી ઘટાડો થવાનો નથી, એવો તેને વાજબી વીચાર કીધો. તેને પોતાના બચાવમાં સેસનમાં જણાવ્યું કે "કોઇબી રીતે કોરટનો વખત મારો બચાવ કરી હું રોકવા માગતો નથી. હું મારી ઉપર મુકાએલું બોહતાંન કબુલ કરૂછ. જયુરીનુ કાંમ મને ગુન્હેગાર ઠેડવવાનુ છે અને જડજ સાહેબનુ કામ મને સજા કરવાનું છે. પણ હું સરકારની પાસ દયા માગું છુ."

પણ જયુરીએ પેસુ પામેતમ ઉપર દયા કરવા ના પાડી, અને તેટલાં ઊપરથીજ દલગીરી સાથ જડજે જયુરી સાથ એક મતલ થઇ તેને ફાંસીની સજા કીધી.

જેઓ ભલા ઇમાનદાર અને નેક હતા તેઓ પેસુ પામેતમને થએલી સજા જાણી બોલ્યા કે "પાપ પતયું" પણ બીજા હાથ ઉપર કેટલાક વલી એવાબી હતા કે જેઓ એ પાપને પતવા દેતા નહી હતા.

તેવા તે વલી કોણ હતા ?

તેવાબી ઘણા હતા. "કાંણી ધી ને તેની મા વખાણે" તેમ પેસુ પામેતમના હાલ ઉપર દયા કરનારા તેના જેવાજ પાપી શામજી બામજી જેવા બુઠા ચોરો હતા.

પેસુને ફાંસીની સજા મલી તે જાણી તેના દોસ્તો—અલબતાં તેના જેવાજ ચોરીયા ખાંપરીયા--તેના બચાવમા બાહાર પડીયા. કેટલાકો દોસ્તીથી તે પક્ષમાં સાંમેલ થયા તો કેટલાકોને લાગવગથી પેસુના બચાવમા સામેલ થવું પડયું. કોઇ શરમના મારીયા સામેલ થયા તો કોઇ દયાને ખાતર એક પારસીને ફાંસી જતો બચાવવા બાહાર પડીયા.
~~~~~~~~

ચોરની તરફેણ ચોરજ કરે છે! જુગારીઓની સંગતે જુગારીઓજ ફરે છે. તેમ પેસુ પોમેતમ જેવા પાપીને બચાવવા તેના જેવાજ પાપીઓ બાહાર પડીયા અને ઉપર જણાવ્યું તેમ કેટલાકોને જુદાં જુદાં કારણોને લીધે તેમા સામેલ થવાની ફરજ પડી—બલકે ફરજ પાડી—કયી કહીશું તોબી ચાલશે.

એવા ખોરીયા ખાંપરીયા જેવા અકકલના દુશમનોએ સરકાર જોગી એક અરજી ઘડી કાહાડી પેસુ પોમેતમની સજામા ઘટાડો કરવાની તેમા ભલાંમન કીધી. તે અરજી ઉપર ખુને પડેલા કેટલાક શેઠીઆઓની પેહલાં સહી લેવાયા બાદ, તે અરજી મોહલ્લે અને ચકલે ચકલે અને ગલી ગલીએ ફેરવી તે ઉપર લોકોની સહી લેવા માંડી.

પણ એવી સહીના શું ટોટા હતા. એવી અરજી ઉપર સહી મેલવનારા ભાડુતી માણસો એક રૂપીએ દોહોડસો સહી મેલવી આપવા તૈયાર હતાં. એ અરજી ઉપર સાંજ પડતાં તેઓએ લગભગ હજાર એક સહીઓ ગલી ગલી ફરી એકઠી કીધી.

પણ એવાં કાંમને અને એવી અરજીને કોણ ઉત્તેજન આપે? આબરૂદારોતો એ અરજીની વીરૂધ પહેલેથીજ હતા, એટલે પછી કાનજી માનજી અને શાંમજી બામજી વગેરેની શરૂઆતમા સહી લીધા બાદ સેવટે "ઉઇન કેનવાસવાલા" અને "સોએ દોરાવાલાઓને" પકડવામાં આવ્યા, અને તીયાર પછી ફરૂટવાલા, ઈંડાવાલા, ભાજીવાલા, તારીવાલા, ભજીયા ચટની અને સેવટે સેવ કુરમુરા અને ઘી તેલવાલાઓના નામેથી અરજી ભરીને ભભકાદાર બનાવી નાખી હતી.

પેસુપોમેતમની આ અરજીથી સરકારને દયા ઉપજી અને તેની જવાંની તરફ નીગાહ કરી, તેની ફાંસીની સજા ઘટાડી જનમ દેશ નીકાલની સજા ફરમાવી.*

આથી પેસુને સનતોશ પયો નહી. તે તો બીલકુલ છુટી જવાની આસા રાખતો હતો. પણ તેનું પાપ એવું તો જબુન હતું કે તેના પાપની સજા ભોગવવા ખુદ કુદરત તેને જીવાડવા માંગતી હતી. જનમ દેશ નીકાલના કરતા તો ફાંસીની સજા તેને વધારે પસંદ પડી, સબબ તેમ થયાથી તેના દુઃખનું સેવટ આવતે, પણ દેશ નીકાલ થવાથી રીબી રીબી મરવાનુ હતું.

પોતાની જીંદગીને દુઃખ અને વીપતી દેખાડવી નહી એવા તે ઠેડાવ ઉપર આવ્યો, અને "આનડામન" ખાતે તેને જનમ દેશ નીકાલ કરે તે આગમજ તે આપઘાત કરી મુવો.

* * * *

## પ્રકરણ ૪૦ મું.

### સેવટ.

ગાંધીની ગુલાંની તબીએત ડાકટર શામરાવની તજવીજ અને દવાથી સુધરી સાજી થઇ.

દાદરવાલાં ખુનના અપરાધી પેસુ પોમેતમની તપાસ દરમ્યાન કાંઇ જાણવા જોગ ભેદ ભરમ બ્હાર નીકલશે એવી આસા મુંબઇમા સરવે કોઇ રાખતાં હતાં, પણ તેવું કાંઇ બન્યું નહી, અને ગાંધીભાઇના અનારકલીવાલા લખતની વાત હવે સદાબરી દબાઇજ ગઇ.

પેસુ પોમેતમે પોતાના બચાવમા ગાંધીભાઇ વીશે કાંઇ પણ જણાવ્યું નહી, અને તે આપઘાત કરી મુવો એવી ખબર ફુલીબાઇ લવજી અને શામરાવે જયારે જાણી તીયારે તેઓને નીરાંત થઇ.

પેસુ પોમેતમ હવે મરી ગયો છે અને તેના મરણ સાથ અનારકલીની વારતાનો પણ અંત આવેલો છે, એવું નક્કી જાણી ગાંધીભાઇનુ "કનફેશન" તેવનના "એકઝીકયુટરોએ" બાલી નાખી સદાનુ નાબુદ કીધું.

કોઇ બુરે ચોઘડીએ પેલી પંજાબી નાએકન અનારકલીની અગનભરી પ્રીતમા ભ્રમીત થઇ ગાંધીભાઇએ કરી આપેલો દસતાવેજ બહુજ જોખમ ભરીયો અને જીવલેન માલમ પડયો, સબબ તે દસતાવેજ ખાતર ખથરૂ ખરાસનુ ખુન થયું, એજ દસતાવેજ ખાતર ગાંધીભાઇનો જીવ ગયો, એજ દસતાવેજ ખા-

તર પેસ્તુએ પોતાનો પ્રાણ ખોયો, અનારકલીની હાલત પણ તેવીજ થઈ, રમજાન પણ બુરી હાલતે મુઈ, અને ફકત ફલીભાઈ કાંઇ અચાનક સંજોગ વચ્ચે ફાસી જતા પંપાની ગવાહીથી બચી ગયો, અને નીરદોશ ગુલ ડાકટર શામરાવની હુનરમંદી ભરી તજવીજથી મરતી મરતી બે વખત બચી ગઈ. હવે તે ગજબ ભરીયાં દસતાવેજ હમેશનો ગુમ થયો છે.

ખાનસાહેબ જેહાગીરશાહની હુનમંતગાવ ઇન્સપેકટર ઉપર ફતેહ થવાથી તેમની આગલી કીરતીમા બેવડો વધારો થયો. ફલીભાઈને તેવને વચન આપ્યું કે "અનારકલીની વાત' તેવન પોતાના દીલમાજ રાખશે, અને કદીબી કોઇને જણાવશે નહી.

બેરીસ્ટર લવજી અને ડાકટર શામરાવે પણ ફલીને તેવુંજ વચન આપ્યું અને ફલીએ આ બંન્ને પોતાના ખેરખાહ દોસ્તોનો દીલથી ઉપકાર માનીયો.

ગાધીભાઇનું વીલ વાંચીયા પછી માલમ પડયું કે તેવન પોતાની સઘલી દાલત પોતાની દીકરી ગુલબાનુને આપી ગયા હતા, એટલે પંપા જે પોતાના માબાપની હસતીની ખરી બીનાથી હજી સુધી બેખબર હતી, તેને કાંઇબી જણાવવામા ગાધીભાઈના એકઝીકયુટરોએ વાજબી વીચારીયુ નહીં, પણ તેણીની હાલત સુધારવા અને તે આબરૂ ઇજજતથી રહી ભવીશમા પોતાની જીંદગી ગુજારી શકે એવી નેમ ધ્યાનમા રાખી એક સારી જેવી રકમનુ "ત્રસ્ટ" પંપાને માટે ભલા ખવાસની ગુલે પોતાના ફલીની રજાથી કરી, તેનો વહીવટ લવજી અને શામરાવને સ્વાધીન કીધો.

પંપા પોતાની સુધરેલી જીંદગીમાં વધારે રાજી ખુશીથી રહી ગુલબાનુ તથા ફલીભાઇને લાખો આશીસ દેવા લાગી.

કાવસજી કરાકરીએ જરબાઈ જુહાક સાથ પરણીયા પછી પોતાના "કાંન મરડી" અને "હાતમા ખાસડુ પકડી" સોગન લીધા કે "પૈસા લેઇ પરણવાની કદીબી હીમાએત કરવી નહી. જરબાઇ જુહાક અભણ હોવાથી કદીબી સુધરી નહી, પણ તે વગર સુધરેલી અને અભણ હોવા છતા સુધરેલીઓની માફક બુત અને ટુકા બોએના બદીઆન પેહરી સુધરેલીમા ખપવા જતી, અને તેમ કરી કોઇ કોઇ વખત જાણવા જેવી "કનુબર" કરી નાખતી હતી. કાવસજી કરાકરીએ "માનીટ" મારી કે મુંબઇ શેહરની ગટરો સુધરશે પણ જરબાઇ જુહાક અને તેના જેવી સંસારનું નખોદ વાલનારીઓ કદી પણ સુધરનાર નથી !!

થોડા દીવસ બાદ ફલીભાઈ ગુલ સાથ લગનના પવીત્ર ગાઠથી જોડાયો. પોતાનુ ગુલવીલવાલુ મકાન પપાને સ્વાધીન કરી ગુલ પોતાના વ્હાલા ફલી સાથ દરીઆની લાબી સફરે જવા નીકલી.

* * * * *

પી એન્ડ ઓ કમપનીની એક જાણીતી સ્ટીમરના ટુટક ઉપર એક રલીઆમની સુદર સાજના ઉભ રેહી ફલી અને ગુલ પોતાના અતલગના માત્રો લવજી શામરાવ અને જેહાગીરશાહને હસી હસી સલામ કરતા હતા. પંપા પણ તેમને વલાવવા આવી હતી. અને ગાવાની ગુલાથી છુટી પડતા તેની છાતી ફાટફાટ થતી હતી.

"ગોદ સ્પીદ યુ ફલી"

"ગોદ સ્પીદ યુ ગુલ"

લવજી જેહાગીરશાહ અને શામરાવે પોતાના રૂમાલ હવામા હીલવી કહ્યું.

પપાની આખમા પાણી હતા. ધીમા અને મુલાએમ અવાજે તે બોલી "વ્હેલા આવજો ગુલબાનુ ! ફલી શેઠ ગુલબાનુને તપાસજો.

પાછું ફરી જુવોની——ગુલ બાનું——

પાછું ફરી——જુ——વો

* * * * *

સમાપ્ત.

# FLOORING TILES, ROOFING TILES, CEMENT AND CLOSETS.

**ઘર બાંધનારા, ઇજનેરો, કંટ્રાક્ટરો, મીસતરીઓ વગેરેને**

## અગત્યની ખબર.

## ગાલીચા, નળીયાં, સીમીટ, કલાઝીટ.





વિલાયતના વખણાયલા જુદા જુદા કારખાનાઓમા બનતાં જુદી જુદી જાતના તરેહવાર રંગના માટીના ગાલીચા તથા "ડેડો" Dado અથવા દીવાલ માટે ચલકતી રંગ બેરંગી લાદીઓ તથા **ફરનીચર ટાઇલ્સ** અમારે ત્યા મોટા જથામા રાખવામા આવે છે. **ચીનના તરેહવાર જાતના ગાલીચા રંગ બેરંગીન અમે બેસાડી આપયે છીએ.**

ગામમા હલકી જાત અને મેકરના ઘણા ગાલીચા આવે છે; પણ અમારે ત્યા ધરાકની સંપુરણ ખાત્રી કરીને સારા **મેકરનો ઉંચો માલ** આપવામા આવશે.

વાડામા તથા મોરીઓમા નાખવાના **પ્લેન સફેદ ટાઇલ્સ** તથા સસ્તા **ફરેંચ ટાઇલ્સ** પણ મોટા જથામા રાખવામા આવે છે





**માંનલોરી તથા ફરેંચ નલીયાં** સારી જાતના મોટા સસ્તે ભાવે મલશે.

જુદી જુદી જાતનો **સીમીટ ઇંગ્લીશ કલોઝીટ** તથા **માટીના નલ** વીગેરે ઘરના લાયકની જણસો અમારે ત્યા સસ્તી કીમત મળશે.

ઉપરનો માલ કોઇ ગ્રહસ્થને વિલાયતથી મગાવવો હોય તો અમે જુજ કમીશન લઇ મંગાવી આપીએ છીએ. મગાવનારના ગાલીચાને માટે જગ્યાનો પ્લાન અમારો માણસ વગર **લવાજમે** કરી આપશે.

ગાલીચા તથા ડેડો વગેરે બેસાડવાનાં માટે ખાસ કસાયલા માણસો અમે રાખ્યા છે કે જેને સારા સારા ઇજનેરોએ પસંદ કરયા છે તે માણસો અમારાં સીવાય બીજે કોઇ ઠેકાણે પણ કામ કરતા નથી.

## ભાવ ઘણા સસ્તા રાખ્યા છે.

**એક વખત અમારી દુકાનની ભેટ લીધાથી ખાત્રી થશે.**

**ગુલામઅલી ગુલામહુશેન.**

**૧૦૧, ખડક પાલખી મોહોલ્લા, મુંબઇ.**

[illegible]નાથ કૃષ્ણાજીના

## અચુક ગુણકારી દવાઓ.



ઇંગ્રેજી ડાકતરોને લગતી દવાઓ વીલાયતથી મંગાવી છે. કયાતલોગ અરધા આનાની ટીકીટ મોકલ્યાથી મળશે.

### ખાત્રીથી ગુણ આપનારી દવાઓ.

પુનાના સને ૧૮૮૮ ના દેશી કળા કૌશલ્યના જંગી પ્રદર્શનમાં દવાઓની યોગ્યતા તથા ગુણ બદલ સર્ટીફીકેટ મળ્યું છે. જવરાંકુશ (તાવ ઊપર રામબાણ) ત્રણ દીવસમાં ખાત્રીથી ટાઢીઓ તાવ તથા વારાફરતી આવનારા તાવ જાયછે. કીંમત રૂ૧) ટપાલ તથા પેંગી ખરચ રૂ૧)–

પરૂ પ્રમેહ ઉપર રામબાણ–ત્રણ દીવસમાં ખાત્રીથી ગુણ. કીં. રૂ૧). પેં. ખરચ રૂ૦॥।.

જુલાબ, પેટમાં દુખવું, અને કોલેરા ઉપર રામબાણ—કીં. રૂ૦॥। ટ. પેં. ખરચ રૂ ૦॥.

શકતી ઉપરની ગોળીઓ નંબર ૧ બળ વર્ધક, શકતી વર્ધક, પૌષ્ટીક વગેરે. ૧૦૦ ગોળીની કીં. રૂ૩॥. ટ. પેં. ખરચ. ૦।≡.

કપાળ શુળ તથા અધ શીશી ઉપર પાંચ મીનીટમાં ગુણ.કીં૦ રૂ૧॥. ટપાલ પેં. ખર્ચ રૂ૦॥.

શકતી ઉપર ગોળીઓ નંબર ૨—ધાતુપાત, સુસ્તી, પાનથરં, છોકરાંઓના ડબા ઉપર તથા અફીણની ટેવ ઉપર રામબાણ કીં. રૂ ૧) ટ. પેં. ખરચ રૂ ૦।≡

વાળ કાળા કરવાનો કલપ—કીં રૂ ૧॥ ટ. પેં. ખરચ રૂ ૦॥≡

રકતપીતી ઉપર રામબાણ—કીં. રૂ ૬) ટ. પેં. ખરચ રૂ ૧॥–

ખાંસી ઉપર ગોળીઓ—કીં. રૂ ૦॥।. ટ. પેં. ખરચ રૂ ૦।≡

દરાજનો મલમ—કીં. રૂ ૦।= ટ. પેં. ખ. ત્રણ ડબીઓ સુધી રૂ ૦।≡

નેત્ર સંજીવનીનાં ટીપાં—કીં રૂ ૧) ટ. પેં ખરચ રૂ ૦॥.

મુળ વ્યાધી ઉપર ચુરણ અથવા મલમ—કીં. રૂ ૨) ટ. પેં. ખરચ રૂ ૦॥.

ખાંસી ઉપર સરબત—દમ ઉપર—બહુજ ગુણાકારી) કીં. રૂ ૧) ટ. પેં. ખ. રૂ ૦॥.

બાલ સંજીવન—કીં. રૂ૧) ટ. પેં. ખરચ રૂ ૦॥.

કરણ રોગ ઉપર ટીપાં—કીં રૂ ૦॥। ટ. પેં. ખરચ રૂ ૦॥.

દાંતનું મંજન—કીં રૂ ૦। ટ. પેં. ખરચ ત્રણ ડબી સુધી રૂ ૦॥.

વાળ વરધક તેલ—કીં રૂ ૧) ટ. પેં. ખરચ રૂ ૦॥।–

જુલાબની ગોલીઓ—કીં રૂ ૦।= ટ. પેં. ખ. રૂ ૦।≡

અન્ન પાચક ગોળીઓ—કીંમત રૂ ૦॥ ટપાલ પેં. ખ. રૂ ૦।≡

બચ્ચાંઓની આંકડી ઉપર રામબાણ—કીં રૂ ૩) તથા રૂ ૨) ટ. પેં. ખ. રૂ ૦॥.

રૂપેરી ગીલીટ—કીં. રૂ ૦॥ ટ. પેં. ખ. રૂ ૦॥.

વાળ જવાની દવા—લગાડયા પછી પાંચ મીનીટ બાદ દવા સુકાયા બાદ વાળ ખરી પડેછે. કીં રૂ ૧) ટ. પેં ખ. રૂ ૦॥.

વીંછીના ડંશ ઉપર—કીંમત રૂ ૦॥। ટ. પેં. ખરચ રૂ ૦॥.

ફકત ઉન્હાળા ખાતર—શીતળતા, આપનારી સરબતની ભુકી કીંમત રૂ ૧) ટ. પે. ખરચ રૂ ૧)–

જથાબંધ દવા લેનારને કમીશન આપવામાં આવશે. રેલવે સ્ટેશન પાસે રહેનારા રહેવાશીઓએ રેલવે મારફત દવાઓ મંગાવવી; કારણકે રેલવેનો ખરચ ઓછો પડશે. વધારે ખુલાસા વાસ્તે અમારો સચીત્ર કયાટલાગ અરધા આનાની ટીકીટ મોકલ્યાથી મોકલવામાં આવશે.

વૈદ્ય ગોપીનાથ કૃષ્ણાજી ક્ષત્રીય,

સદાશીવજીની ગલી, ગીરગામ, પોસ્ટ ઓફીસની સામે,—મુંબાઇ.



*1st Sadashiv* [illegible]

*Girgaum Post Office, Bombay,*

MOST EFFICACIOUS AND WORLD-WIDE RENOWNED

# FAMILY MEDICINES.

CERTIFICATE OF MERIT HAS BEEN AWARDED BY THE POONA NATIVE ARTS EXHIBITION OF 1888.

| | Rs. | As. |
|---|---|---|
| Fever Mixture or Drops (cure within 3 days), specific for Ague .... ... .... .... .... .... each | 1 | 0 |
| Ague Syrup (for Bilious Intermittent Fever) (cure within 5 minutes) .... .... .... .... .... ... | 2 | 0 |
| Tonic Pills No. 1 (in confirmed cases of Impotency and Sterility) .... .... .... .... .... for 100 pills | 3 | 8 |
| Emulsion for Leprosy (for internal and external use) .... | 6 | 0 |
| Diarrhœa and Cholera Dispeller .... .... .... .... | 0 | 12 |
| Infant Protector and Infants Food Digestive ... each | 1 | 0 |
| Digestive Pills .... .... .... .... for 100 pills | 1 | 4 |
| Cough Syrup (for Bronchitis, Asthma, &c.) .... ... | 1 | 0 |
| Cough Pills (of 30 years' trial) ... .... for 100 pills | 0 | 12 |
| Purgative Pills .... ... .... .... .... .... | 0 | 6 |
| Female Pills (for all Female complaints).... .... .... | 0 | 12 |
| Leucoderma Powder (for internal and external use) .... | 1 | 8 |
| Tonic Pills No. 2 (specific for enlargement of Spleen, Seminal Discharges, Opium Habits, &c.) .... .... | 1 | 0 |
| Wind Killing Oil, annas 4, and (for Rheumatism, &c.,&c.) | 2 | 0 |
| Ringworm Ointment .... .... .... ... .... | 0 | 6 |
| Hair Dye (Instantaneous), *with Brushes* .... .... | 1 | 4 |
| Hair Oil (perfumed), for baldness, &c. .... ... ... | 1 | 0 |
| Sarsodyne, for purifying blood .... ... ... .... | 1 | 0 |
| Headache Remedy (cure within 5 minutes) .... .... | 1 | 8 |
| Gonorrhœa cure (cure within 3 days) .... .... ... | 1 | 0 |
| Gonorrhœa Pills .... .... ... .... .... ... | 1 | 0 |
| Eye Drops (for Ophthalmia, &c., &c.) .... .... .... | 1 | 0 |
| Ear Drops (purulent discharges, &c., &c.) .... .... | 0 | 12 |
| Powder and Ointment on Piles .... .... .... each | 2 | 0 |
| Scorpion Bite Remedy .... .... .... .... .... | 0 | 12 |
| Oil for Eczema .... .... .... .... .... .... | 2 | 0 |
| Hair Destroyer .... .... ... .... .... .... | 1 | 0 |

*The above Medicines can be sent up V.-P. P.*

[illegible]

## પેટંટ અને સુધરેલી ઢપ પર લોખંડની આગમાં ન બળે અને ચોરની સામે મજબુત ટકાવ કરી શકે તેવી તીજોરીઓ બનાવનાર તથા તેની નવી શોધ કરનાર.

નંબર ૧૩૮, ગુલાલવાડી, જગજીવન કીકા સ્ટ્રીટ, મુંબઈ.

તીજોરીના બનાવટને માટે જુદા જુદા એકઝીબીશનોમાંથી સોનાના અને બીજા ચાંદા મળેલા છે જે હિંદુસ્તાનના કોઇ તીજોરી બનાવનારને હજુ સુધી મળેલા નથી.

મુંબઇના ગવરનરે પુના એકઝીબીશનમાંથી




ફર્સ્ટ કલાસ સોનાનો ચાંદ આપેલો છે.

હીંદુસ્તાનની સરકારે

TRADE MARK

પેટંટનો હક આપેલો છે.

કલકતા એકઝીબીશનમાંથી પ્રાઇઝ મેડલ




( ચાંદ )

મળેલા છે.

**હિંદુસ્તાનમાં સરકારી ખાતાંઓમાં જોઇતી તીજોરીઓ હમારીજ પાસેથી ખરીદવા સરકારે ઠરાવો કાઢેલા છે. અમારા ટ્રેડ મારક સીવાયની કોઇ તીજોરી અમારી બનાવટની સમજવી નહીં.**

તા૦ ક૦—અમારે ત્યાં જેવી જોઇશે તેટલી કીમતની તીજોરીઓ તઇયાર છે.

બહારગામના આરડરોપર પુરતું ધ્યાન આપી ખરેખર વખતસર તેમજ વખાણવા લાયક કામ કરી આપવામાં આવશે. વધારે હકીકત માટે અમારા કેટલાગ કે પ્રાઇસલીસ્ટ મેહેરબાની કરી મંગાવી લેશોજી.

..... મારા ડાકટર.

# રૂસતમજી એદલજી હકીમ.

હરસ તથા મસાથી દુખી થતા દરદીઓને જણાવીયે છીએ કે, કાંઇબી વાહાડકાપ કરયા વગર અને દરદીને જરા પણ અગન નહી બળે તેવી રીતે આ દરદોને ઘણીજ **સેહેલાઇથી થોડાજ વખતમાં જડમુળથો હુમો કાઢી નાખીએ છીએ.** હાલ ટુંક વખતના હમોએ ઘણા દરદીઓને આરામ કીધા છે, જેઓ તરફથી મલેલા સરટીફીકેટો અમારી પાસે મોજુદ છે. અમારા દવાખાનામા મુલાકાત લેવાથી તે દેખાડવામા આવશે તથા બીજા અનેક પ્રકારના બીકટ દરદો ઘણી સેહેલાઇથી શફા કરવામા આવે છે.

## હરસ તથા મસાનો થંડો મલમ.

**હરસ તથા મસાથી હેરાન** થતા બાંહારગામના દરદીઓ, જેઓ અમારી મુલાકાત ન કરી શકતા હોય તેઓને ભલામણ કરીયે છીયે કે અમારો **મલમ** વાપરવાથી દુખાવો, અકરસાત તથા સોજો નરમ પડી લોહી નીકલતું બંધ પડે છે, અને દરદીને સેહેજમા ઘણો લાંબો વખત આરામ મલે છે.

### કીમત સીસી એકના રૂ. ૩.

## ડાકટર રૂસતમજી એદલજી હકીમ.

**કાલબાદેવી રોડ, શાપુરજી સબીવાલાની સામે, મુંબઇ.**

---

હમારે ત્યાં બનતો દરેક જાતનો દરેલો મરી
જાણીતા ઘરાકોએ વાપરીને ખુશી થવા.
આપી છે.

અને નવા ઘરાકોને એકવાર અજમાવાની સેહજ
નરમાસભરી ભલામણ કરીએચ.

તરેહવાર જાતના અચારની કડાકુટ ઘરમાં બનાવાની મુકી દેવો ને
આહતો સરસ અને સવાદદાર માલ ખાવાની
હોંસ કરો.

શું કામ હલકો સરકો વાપડી પઈસા ખરચો કંટાલોચ માત્ર બે આનાની
સેરડીના સરકાની બાટલી મંગાવી ખટાસદાર સાસની
ખીચડી સાથે લેજટ ચાખો.

જેમ દરીઆમાં પાણીનો ટોટો નથી તેમજ ગાહેનો પણ મુબઈમા ટોટો નથી. તોબી એક
મારો માલ પુરૂં દામ આપવા છતાબી ઘણી વખને મલતો નથી તે મટાડવા પાધરા
હારવરને ત્યાની રૂ. ાા)થી રૂ. ૧ વેરની ચાહે તપાસો, ખરેજ
મગજને હુશીઆરી આપશે જો પાધરી બ-
નાવીને પીશો તો.

કાફી પણ તેજ પરમાણે રતલનો રૂ. ૧) અસલ સીલાનની
સાંચામા ભુંજીને દરેલી.

બાકી વધારે કહેવું ફોકટ; સુંધીઆ કરતાં ખાધું ભલું

નાસતાપર કાંઈબી નકી ગમે તો રૂ. ૧ )નો બે સેર મામલેસરના ઘીનો બનાવેલો ધંદાપાક
ખાઓ. જરૂર યાદ કરી ફરીથી મંગાવશો.

# હારવર અને સનસની સલામ.